# અનન્તાનુભૂતિ

કિંવા

# અનન્ત જીવન

અંગ્રેજીમાંથી અનુવાદક

**ઠક્કુર નારાયણ વિસનજી**

" Within yourself lies the cause of whatever enters into your life. To come into the full realization of your own awakened interior powers, is to be able to condition your life in exact accord with what you would have it."

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેશાઇએ છાપી પ્રકટ કર્યું.
સાસૂન બિલ્ડિંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ.

વિક્રમાબ્દ ૧૯૭૪ ઇ. સ. ૧૯૧૮

મૂલ્ય રૂ. ૨-૪-૦

# અનુવાદકની પ્રસ્તાવના



આજથી અઢાર વર્ષ પૂર્વે એટલે કે ઈ. સ. ૧૮૯૯ માં **સિંધ હયદરાબાદમાં** હું મારા વાનપ્રસ્થ તીર્થસ્વરૂપ પિતા પાસે રહીને વિદ્યાભ્યાસ કરતો હતો, તે વેળાએ **અમેરિકન્** તત્ત્વજ્ઞ મહાશય **રાલ્ફ્ વાલ્ડો ટ્રાઇન્** કૃત 'In Tune with the Infinite' નામક અંગ્રેજી ગ્રંથ પ્રથમ મારા વાંચવામાં આવ્યો હતો અને તે વેળાયે જ એ ઉત્કૃષ્ટ ગ્રંથનો ગુર્જર અનુવાદ કરવાની ઇચ્છાનો મારા અંતઃકરણમાં ઉદય થવાથી તત્કાળ તેનાં લગભગ ૫૦ પૃષ્ઠોનો અનુવાદ મેં કરી નાખ્યો હતો; પરંતુ ત્યાર પછી અન્ય અનેક વ્યવસાયોનો ભાર શિરપર આવી પડવાથી એ ગ્રંથના અનુવાદનું કાર્ય એમનું એમ જ અપૂર્ણ અવસ્થામાં પડી રહ્યું હતું. ઈ. સ. ૧૯૧૪ માં એક વાર હું **ડી. લક્ષ્મીદાસની** કંપનીની દુકાને તે દુકાનના માલિક અને મારા મિત્ર રા. **ધનજીભાઈ** પાસે બેઠો હતો. એવામાં સાહિત્ય વિષયક કેટલીક વાર્તાઓ ચાલતાં અચાનક "In Tune with tho Infinite" નામક ગ્રંથનો વિષય નીકળ્યો અને રા. **ધનજીભાઇએ** તેની અત્યંત પ્રશંસા કરીને એ ગ્રન્થનો ગુર્જર અનુવાદ થવાની અતિશય આવશ્યકતા છે, એવો પોતાનો અભિપ્રાય દર્શાવતાં મારા દીર્ઘ સમયના અપૂર્ણ અવસ્થામાં મૂકેલા કાર્યને પૂર્ણ કરવાની પુનઃ મારી ઇચ્છા થઈ અને તેના પરિણામે ઇ. સ. ૧૯૧૫ માં પુનઃ મેં એ કાર્યને હસ્તમાં લીધું અને લગભગ અર્ધ ગ્રન્થનો અનુવાદ કરી નાખ્યો; પરંતુ એવામાં અચાનક કેટલીક સાંસારિક આપત્તિઓ આવી પડવાથી પુનઃ એ કાર્ય અટકી પડ્યું અને તેથી જ આ અનુવાદના પ્રકાશને આટલો બધો વિલંબ થઈ ગયો છે. પરંતુ અનેક વિઘ્નો આવવા છતાં અન્તે તે દયાઘન પરમાત્માની કૃપાદૃષ્ટિથી આ ગ્રંથના અનુવાદકાર્યની નિર્વિઘ્ન પરિસમાપ્તિ થઈ ગઈ છે અને તે અનુવાદ ગુર્જર વાંચકોના કરકમળમાં વિરાજવાના સદ્‌ભાગ્યને આજે પ્રાપ્ત કરી શકયો છે એ માટે પરમાત્માનો મારે આ સ્થલે અંતઃકરણપૂર્વક અને અનન્ય ભાવથી અવશ્ય ઉપકાર માનવો જ જોઇએ.

આ અનુવાદનો ત્રણ ચતુર્થાંશ જેટલો ભાગ લખાઇને તૈયાર થઈ ગયો હતો ત્યાં સુધી ભારતવર્ષની કોઈ પણ ભાષામાં આ ગ્રન્થનો અનુ-

વાદ થવાની વાર્તા મારા જાણવામાં નહોતી; પરંતુ ગત જાન્યુઆરી માસમાં હું અમદાવાદ હતો તે વેળાયે અચાનક એ ગ્રન્થના હિન્દી અનુવાદની એક જાહેર ખબર મારા વાંચવામાં આવી અને તે "સ્વર્ગીય જીવન" નામક અનુવાદ મેં મગાવ્યો; પરંતુ તે હિન્દી અનુવાદના અવલોકનથી સંતોષના સ્થાનમાં કેવળ અસંતોષનો જ ઉદ્ભવ થયો; કારણ કે, પ્રથમ તો તે અનુવાદમાં મૂળ ગ્રન્થમાંના અત્યંત ઉત્કૃષ્ટ બે વિષયો (પ્રકરણો)નો અનુવાદ છે જ નહિ અને જેટલો અનુવાદ છે તે પણ અનેક સ્થળે એટલો બધો સંક્ષિપ્ત અને સંદિગ્ધ છે કે મૂળ ગ્રન્થકારની ભાવનાઓ બહુ જ કઠિનતાથી સમજવામાં આવી શકે છે. એ ઉપરાંત એ ગ્રન્થનો એક બીજો, અમદાવાદમાં છપાયલો, ગુર્જર અનુવાદ પણ મારા જોવામાં આવ્યો, પરંતુ તે ગુર્જર અનુવાદ પણ મને જોઇએ તેટલો સંતોષકારક ન જણાયો અને તેટલામાટે જ મારા આ અનુવાદને પ્રકાશિત કરવામાટેનો મારો વિચાર દૃઢ થયો; કારણ કે, જો તે ગુર્જર અનુવાદ ઉત્તમ હોત, તો આ અનુવાદને પ્રકટ કરવાનો મારો વિચાર નહોતો. અસ્તુ: આ અનુવાદનાં છેવટનાં દશ બાર પૃષ્ઠો જ લખવાનાં હતાં તે વેળાયે એટલે કે આજથી ત્રણેક માસ પૂર્વે પોરબંદરના મ્યુનિસિપાલ સેક્રેટરી અને મારા મિત્ર રા. ધોંડો એમ. દેશપાંડેએ એ ગ્રન્થનો મરાઠી અનુવાદ થઈ ગયેલો હોવાની વાર્તા મને જણાવી અને તે "અનંતાશીં સાધર્મ્ય" નામક મરાઠી અનુવાદ મને મગાવી પણ આપ્યો. એ મરાઠી અનુવાદમાં જો કે મૂળ ગ્રન્થ કરતાં અત્યંત વૃદ્ધિ કરવામાં આવી છે અને તેથી ગ્રન્થનો આકાર મૂળ કરતાં બમણો થઈ ગયો છે, છતાં જેટલો મૂળ ગ્રન્થનો અનુવાદ છે તે અત્યંત ઉત્તમ છે, એ તો નિર્વિવાદ છે. જો આ અનુવાદ મને જરા વહેલો મળ્યો હોત, તો તેના યોગે મારા અનુવાદકાર્યમાં મને સારી સહાયતા મળી શકત; પરંતુ તે મોડો મળવાથી તેની કશી પણ સહાયતા લઈ શકાઈ નથી. અસ્તુ: હવે આપણે મૂળ ગ્રન્થની યોગ્યતા વિશે કાંઈક વિચાર કરીશું.

મહાશય રાલ્ફ વાલ્ડો ટ્રાઇને પોતાના ગ્રન્થનું 'In Tune with the Infinite' એવું આલંકારિક નામ રાખેલું હોવાથી તે નામનું અહીં કિંચિત્ સ્પષ્ટીકરણ કરવાની આવશ્યકતા છે જ. કોઈ એક વાદ્યના તારપર અથવા તો ઢોલ આદિ વાદ્યપરના મઢેલા ચામડાપર આઘાત કરવાથી તે તારોનાં અથવા તો ચામડાનાં એક નિમેષ માત્રમાં જેટલાં આન્દો-

લનો કિંવા જેટલા કમ્પ થાય છે, તેટલાં જ આન્દોલનો કિંવા તેટલા જ કમ્પ તેટલા જ અવકાશમાં અન્ય વાદ્યનાં થતાં હોય, તો તે બન્ને વાદ્યો એક બીજા સાથે મળેલાં અથવા તો એક સ્વરમાં આવેલાં કહેવાય છે. એવાં એક સ્વરમાં આવેલાં વાદ્યોની ઉપમાને લઇને ટ્રાઇન્ મહાશયે પોતાના ગ્રન્થને "જીવાત્માનું પરમાત્મા સાથે સ્વરસંમેલન" કિંવા તેમણે આપેલા નામનું જો સર્વથા અક્ષરશઃ ભાષાંતર કરીએ, તો "અનન્ત સાથે સ્વર-સંમેલન" નામ આપેલું છે. અર્થાત્ જેવી રીતે આપણા કેટલાક આર્ય તત્ત્વજ્ઞોએ તેમ જ શ્રીમચ્છંકરાચાર્ય જેવા અવતારી પુરુષોએ 'જીવ અને ઈશ્વર,' 'જીવ અને શિવ' તથા 'નર અને નારાયણ'ના પરસ્પર સંબંધને દર્શાવવામાટે યોજેલા **જલચન્દ્ર*** તથા **અબ્ધિતરંગ†** આદિ દૃષ્ટાંતો માર્મિક તથા હૃદયંગમ છે; તે જ પ્રમાણે જીવાત્મા તથા પરમાત્માના પરસ્પર સંબંધને વ્યક્ત કરવામાટે ટ્રાઇન્ મહાશયના યોજેલા ઉપર્યુક્ત દૃષ્ટાંતમાં પણ અતિશય સુંદરતા તથા સમર્પકતા રહેલી છે. એક સિતાર જેવા વાદ્યના મુખ્ય તારને વગાડવામાં આવે, એટલે બીજા તાર પોતાની મેળે જ વાગવા માંડે છે એટલે કે તે અન્ય તારોપર ભિન્ન આઘાત કરવાની આવશ્યકતા રહેતી નથી; પ્રથમ તારનાં આન્દોલનોના આઘાતથી જ અન્ય તારોમાં આન્દોલનનો ઉદ્ભવ થાય છે. પરંતુ આ સર્વ ક્યારે થાય છે કે જ્યારે તારોને એક સરખા પ્રમાણમાં ખેંચેલા હોય છે ત્યારે. જો તારો સમાન પ્રમાણમાં સ્થિર કરાયલા હોય તો જ તેમનામાંથી સમાન કમ્પનો આવિર્ભાવ થઈ શકે છે; જો તેઓ સમાન સ્થિતિમાં હોય તો જ એક તારના સ્ફુરણથી અન્ય તારમાં સ્ફુરણ થાય છે; જો તે તાર એકસરખા ખેંચાયલા હોય છે, તો જ એક તારના પ્રતિપળે જેટલા કંપ થતા હોય

---

* " एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् " ॥

† " यस्मातर्क्यं स्वात्मविभूतेः परमार्थम् ।
सर्वं खल्वित्यत्र निरुक्तं श्रुतिविद्भिः ॥
तज्जादित्वादब्धितरंगाभममभिन्नं ।
तं संसारध्वांतविनाशं हरिमीडे "॥

श्रीमच्छंकराचार्यः

તેટલા જ કંપ અન્ય તારમાં પણ તેટલા જ અવકાશમાં થાય છે અને એક તારનો સ્વર અન્ય તારના સ્વર સાથે મળી જાય છે. અર્થાત્ ઉપર્યુક્ત દૃષ્ટાંતમાંના 'સ્વરૈક્ય' નામક ઉપમાન વિષયક આટલી બાબતોને સારી રીતે ધ્યાનમાં રાખીને એ બાબતો તેમાંના 'બ્રહ્મૈક્ય' ઉપમેયને કેટલા પ્રમાણમાં લાગુ પડે છે, તેનું હવે આપણે અવલોકન કરીશું.

યૂરોપ તથા અમેરિકામાં આપણા વેદાન્તમતનો એકસરખી રીતે વિજય થતો જાય છે અને તેથી પાશ્ચાત્યોના અધ્યાત્મવિચારો વેદાન્તની નવીન દિશામાં વળતા જાય છે. એ વેદાન્તની દિશામાં વળેલા કેટલાક અમેરિકન્ વિદ્વાનોમાંના જ મહાશય રાલ્ફ વાલ્ડો ટ્રાઇન્ પણ એક છે અને તેમની પરબ્રહ્મ, ઈશ્વર અને જીવવિષયક કલ્પના, ઉપનિષદોમાં વર્ણવાયલી એટલે કે વેદાન્તકલ્પના પ્રમાણેની જ છે. પરબ્રહ્મ આદિકારણ છે અને તે માનવીબુદ્ધિની સીમાથી પર છે, તે પરબ્રહ્મનું જે બુદ્ધિગ્રાહ્ય રૂપ તે જ ઈશ્વર છે અને ઈશ્વરસ્વરૂપ સર્વગામી ચૈતન્યનો પ્રત્યેક કણ તે જીવ છે. આ સ્વયંસ્ફુરક ઈશ્વરરૂપ મુખ્ય તાર સાથે એટલે કે તેના ગુણધર્મે સાથે સર્વથા સમાનસ્થિતિ અથવા તો ગુણધર્મને જે જીવરૂપ તાર પોતામાં લાવી શકે છે, તે તારના સ્વરમાધુર્યની સીમા જ રહેતી નથી. જે ચિચ્છક્તિ ઈશ્વરમાં સ્ફુરે છે, તે જ ચિચ્છક્તિ જીવમાં પણ સ્ફુરવા લાગે, એટલે તે જીવને ઈશ્વરના સર્વ વૈભવની અખંડ પ્રાપ્તિ થવી જ જોઇએ. ઈશ્વર નિરામય હોવાથી 'ભગવન્મૂર્તિ' થયેલો જીવ પણ તેવો જ આરોગ્યસંપન્ન થવો જોઇએ. ઈશ્વર જેવી રીતે જ્ઞાનમય, ઋદ્ધિસિદ્ધિસંપન્ન, પ્રેમરૂપ તથા આનન્દસ્વરૂપ ઇત્યાદિ છે, તે જ પ્રમાણે જીવ પણ જ્ઞાની, સમૃદ્ધ, સિદ્ધ, પ્રેમી અને આનંદમય ઇત્યાદિ થવો જ જોઇએ. સારાંશ કે, જીવ અને ઈશ્વર એ ઉભય તારો એકસરખા જ ખેંચાય એટલે દ્વિતીયનું સ્ફુરણ જ પ્રથમદ્વારા વ્યક્ત થવા માંડે છે અને તેથી તે બન્ને સ્ફુરણો એકસરખાં જ હોવાં જોઇએ, એ તો સ્પષ્ટ જ છે. એ બે તારોના સમસમાન વિતાનનો આપણામાં આવિર્ભાવ કરવાનો અતિ સુગમ માર્ગ આ ગ્રન્થમાં દર્શાવેલો છે; અને તેમાંના વિચારોની સત્યતાનો જેનો જેટલો અધિકાર હોય છે તેને તેટલા પ્રમાણમાં અવશ્ય સાક્ષાત્કાર થઈ શકે છે. આપણે અત્યારે જે આટલા બધા નિરાશ, હતોત્સાહ, નિર્બળ તથા નિસ્તેજ થઈ ગયા છીએ, તે આપણી નિરાશા,

ઉત્સાહહીનતા, નિર્બળતા તથા નિસ્તેજસ્વિતાનો આ ગ્રન્થના વાંચનથી લોપ થતાં આપણામાં આશા, ઉત્સાહ, વીર્ય તથા તેજનો આવિર્ભાવ થાય છે. આ ગ્રન્થમાં દર્શાવેલા વિચારો જો આપણા અંતઃકરણમાં ઠસી જાય, તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થો આપણામાટે અત્યન્ત સુલભ તથા સુસાધ્ય થઈ જાય છે. અર્થાત્ અનંત સાથે આપણી એકતા થઈ જાય અને આપણું જીવન તે અનંત ન થાય, એ તો ન ભૂતો ન ભવિષ્યતિ જ કહી શકાય. એક ઉર્દુભાષાવિશારદ કવિરાજે કહ્યું છે કેઃ—

" દર્દી હો જિગર ઔર દિલે હમરાજ ન બોલે ?;
મિજ્રાબ લગે તારમેં ઔર સાજ ન બોલે ? "

અર્થાત્ એમ કદાપિ થયું નથી, થતું નથી અને કદાપિ થવાનું પણ નથી.

અસ્તુઃ અહીં કદાચિત્ કેટલાક જનો એવો આક્ષેપ કરશે કે; 'શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને " ममैवांशो जीवलोके जीवभूतः सनातनः " (" જીવલોકમાં મારો સનાતન અંશ જ જીવ થયો છેઃ ") એ પ્રમાણે કહેલું છે. તેમ જ ઇતર ઉપનિષદોમાં પણ જીવના શિવ સાથેના 'અંશાંશી' સંબંધ તથા તેમના સમાનધર્મત્વનું ઉત્કૃષ્ટતાથી વર્ણન કરાયલું છે. કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર આદિ વિકારોને વશ થવાથી શરીર, મન તથા આત્માની કેવી અને કેટલી ભયંકર હાનિ થાય છે તેમ જ કયા માર્ગને સ્વીકારવાથી અમૃતત્વના નિરંતર આસ્વાદની પ્રાપ્તિ કરી શકાય છે, એ વિષયનું શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૩ મા અધ્યાયમાં સાતમાથી તે તેરમા શ્લોક પર્યન્ત તેમ જ ગીતાના બીજા પણ ઘણાક શ્લોકોમાં જેમ નિરૂપણ કરાયલું છે, તે જ પ્રમાણે મહામુનિ પતંજલિ તેમ જ ઇતર યોગીશ્વરોએ પણ તેમના રચેલા અનેક ગ્રન્થોમાં આ વિષયનું સ્પષ્ટીકરણ કરીને સુખ તથા શાન્તિના માર્ગમાં અસાધારણ પ્રકાશ પાડેલો છે; માત્ર એટલું જ નહિ, પણ માનવ જીવનના સર્વોત્કૃષ્ટ સુખનું નિદર્શન કરીને અન્ય જનોના સંચારમાટે તે માર્ગને અત્યંત સરળ તથા સુગમ બનાવી દીધો છે. સારાંશ કે, ભગવન્મૂર્ત્તિ થવું એટલે શું અને પરમાર્થ-સાધનના સુલભ ઉપાય કયા છે, એ વિષયનાં આપણા અનેક આર્ય મહાત્માઓએ અનેક સ્થળે ઉત્કૃષ્ટ વર્ણનો કરેલાં છે; એટલે જ્યારે એ વિષયને જ અમારા સમક્ષ રજૂ કરવાની તમારી ઇચ્છા હતી, તો તેમાટે ઠેઠ અમેરિકા પર્યન્ત દોડી જવાની શી આવશ્યકતા હતી વારુ ? શું આ કાર્ય

તમારાથી આપણા જ કોઈ સંસ્કૃત અથવા પ્રાકૃત ગ્રન્થના અનુવાદદ્વારા સિદ્ધ કરી શકાય તેમ નહોતું ?' એ આક્ષેપકોના પ્રશ્નના ઉત્તરમાં અમારે જણાવવું જોઇએ કે, પ્રત્યેક કારીગર જેવી રીતે પોતાના કૌશલ્યના પદાર્થને લોકરુચિ અનુસાર તૈયાર કરતો હોય છે, તે જ પ્રમાણે ગ્રન્થકારે પણ કરવું જોઇએ છે. આપણા દેશમાં વણાયલી ખાદી મજબૂત, ગરમી આપનાર તથા ટકાઉ હોય છે, એ વાર્ત્તા સત્ય છે; પરંતુ અત્યારના ગ્રાહકોની રુચિમાં બહુ જ પરિવર્ત્તન થયેલું હોવાથી તેમને હવે ખાદીનાં કેડિયાં અને પાણકોરાનાં અંગરખાં રુચે તેમ નથી; કિન્તુ તેમને તો હવે ડ્રિલ, ચેક, પૉટલીન, ટ્વિલ અને ફૅન્સી ચીંટજ્, ઇત્યાદિ જાતિનાં કપડાનાં શર્ટ્ઝ., વેસ્ટ, કોટ અને હાફકોટ ઇત્યાદિ વસ્ત્રો જોઇએ છે. બજારમાં આવા પ્રકારના માલની માગણી વધી પડવાથી સાળવીને પણ તેમની રુચિને સંભાળવામાટેના યથાસાધ્ય પ્રયત્નો કરવા પડે છે; એટલે કે તે દેશી રૂનું અથવા તો દેશી અને અમેરિકાના મિશ્ર રૂનું મુંબઇની વિલાયતી યંત્રોવાળી મિલ્સ્‌માંથી નીકળેલું અથવા તો મૅન્ચૅસ્ટરની મિલ્સમાં વિલાયતી મજૂરોના હાથે કઢાયલું જરા ઉંચા નંબરનું તથા વધારે સફાઇદાર સૂતર વેચાતું લઇને તેનાં વસ્ત્રો વણે છે અને તેથી જ બજારમાં તેનો માલ વેચાય છે. જે નિયમ સાળવીને લાગૂ પડે છે, તે જ નિયમ ગ્રન્થકાર, ચિત્રકાર, ચર્મકાર, સુવર્ણકાર, લોહકાર અને સંક્ષેપમાં કહીએ તો સર્વ 'કારો'ને એક સરખી રીતે જ લાગૂ પડનારો છે, એ તો નિર્વિવાદ જ છે. અર્થાત્ આ ગ્રન્થરૂપ પટ મહાશય ટ્રાઇન્ સાહેબની મસ્તિષ્કરૂપ મિલમાંથી વણાઇને બહાર પડ્યા પછી વર્ત્તમાનપત્રોમાં તેની કરાયલી અગાધ પ્રશંસા જ્યારે મારા સાંભળવામાં આવી, એટલે સ્વાભાવિક જ તે પટ પ્રતિ ધ્યાન આકર્ષાયું અને જ્યારે તે પટને મંગાવીને તેનું સૂક્ષ્મતાથી અવલોકન કર્યું તે વેળાયે તે પટતંતુઓના દ્રવ્યનો નવદશાંશ ભાગ તો ખાસ આપણા ભારતવર્ષીય અધ્યાત્મજ્ઞાનરૂપ રૂનો જ છે અને બાકીનો એકદશાંશ ભાગ કદાચિત્ પાશ્ચાત્ય અધ્યાત્મજ્ઞાનરૂપ રૂનો હોય તો હોય, એમ સ્પષ્ટ જોવા તથા જાણવામાં આવી ગયું. આજ કાલ આપણા દેશમાંનો પ્રત્યેક જાતિનો કાચો માલ યૂરોપમાં અથવા અમેરિકામાં જાય છે અને ત્યાંના નિવાસીઓના હસ્તથી સુસંસ્કૃત થાય છે, એટલે પછી તેની મોહકતામાં અત્યંત વૃદ્ધિ થયેલી દેખાય છે. અર્થાત્ અન્ય જાતિના કાચા

માલને જેવી રીતે યૂરોપીયન્ તથા અમેરિકન્ કારીગરો મોહક રૂપ આપે છે, તેવી જ રીતે આપણા ભારતીય અધ્યાત્મજ્ઞાનરૂપ કાચા માલને ટ્રાઇન્ સાહેબે અત્યંત મનોરમ સ્વરૂપ આપેલું છે. એવા એ મોહક પટનું આ ગુર્જર રૂપાન્તર અથવા ભાષાન્તર હોવાથી આશા છે કે, ગુર્જર વાંચકવૃન્દને આ રૂપાન્તર પણ અવશ્ય મોહક તથા મનોરમ જણાશે જ. જો આ ગ્રન્થના વાંચનથી અમારાં પ્રિય ગુર્જર બંધુ ભગિની આત્મોન્નતિ તથા આત્મવિકાસને અલ્પ પ્રમાણમાં પણ મેળવી શકશે, તો પણ હું મારા પરિશ્રમની સંપૂર્ણ સફળતા થયલી માનીશ.

પ્રસ્તુત અનુવાદ બહુધા મૂળ અંગ્રેજી પ્રમાણે જ કરાયલો છે અને જ્યાં જ્યાં અમુક વિષયના અધિક સ્પષ્ટીકરણની આવશ્યકતા જણાઈ છે, ત્યાં ત્યાં મૂળ લેખકના લેખમાં કાંઈ પણ ન્યૂનાધિકતા ન કરતાં તે સ્પષ્ટીકરણ ભિન્ન ટિપ્પણના સ્વરૂપમાં તે સ્થાને જ આપવામાં આવ્યું છે. મૂળ ગ્રન્થમાં અનેક સ્થળે કેટલાંક આધ્યાત્મિક કાવ્યો આપવામાં આવ્યાં છે અને તે કાવ્યોનો અનુવાદ મેં બહુધા કાવ્યમાં જ કરેલો છે અને સાથે મૂળ અંગ્રેજી કાવ્યો પણ તુલનાત્મક વાંચનમાટે અનુવાદ સાથે કાયમ રાખ્યાં છે. મૂળ ગ્રન્થકારની પ્રસ્તાવનાનો અનુવાદ ભિન્ન આપવામાં આવ્યો છે અને મૂળ ગ્રન્થની છેલ્લામાં છેલ્લી ઇ. સ. ૧૯૧૬ માં પ્રકટ કરાયલી આવૃત્તિમાં મૂળ ગ્રન્થકારે જે 'A Message to my Readers' ('મારા વાંચકોને એક સંદેશ') શીર્ષક એક નવીન વિષયનો ગ્રન્થના આરંભમાં જ સમાવેશ કરેલો છે, તે નવીન વિષયનો પણ સંપૂર્ણ અનુવાદ આપવામાં આવ્યો છે તેમ જ મૂળ ગ્રન્થકારના કિંચિત્ પરિચય સાથે તેમનું એક સુંદર ચિત્ર આપીને આ અનુવાદગ્રન્થને સર્વાંગસુંદર બનાવવાનો યથાસાધ્ય પ્રયત્ન કરવામાં આવ્યો છે.

મહાશય રાલ્ફ્ વાલ્ડો ટ્રાઇને "In Tune with the Infinite" ઉપરાંત અંગ્રેજી ભાષામાં એ જ વિષયના બીજા પણ આઠથી દશ લઘુ તથા બૃહત્ ગ્રન્થો લખેલા છે, પરંતુ આ ગ્રન્થ તેમનો સર્વોત્કૃષ્ટ ગ્રન્થ મનાય છે; કારણ કે, તેમના અન્ય ગ્રન્થોમાં આ ગ્રન્થમાંના વિચારોની બહુધા એક કિંવા અન્ય સ્વરૂપમાં પુનરાવૃત્તિઓ જ થયેલી છે; અર્થાત્ તેમના સર્વ ગ્રન્થોમાં "In Tune with the Infinite" મૂળ વૃક્ષરૂપ છે અને અન્ય સર્વ ગ્રન્થો શાખારૂપ હોવાથી જો મૂળ વૃક્ષની મહત્તા અધિક હોય, તો તે સ્વાભાવિક જ છે.

'In Tune with the Infinite' એ નામનું શબ્દશઃ ભાષાન્તર

પ્રસ્તાવનાના પ્રારંભમાં જણાવ્યા પ્રમાણે **"અનંત સાથે સ્વરસંમેલન"** હોવા છતાં તેના આ ગુર્જર અનુવાદનું નામ **"અનન્તાનુભૂતિ"** શા કારણથી રાખવામાં આવ્યું છે, એવો એક પ્રશ્ન અહીં ઉપસ્થિત થવાનો સંભવ છે અને તેથી એ પ્રશ્નનો વિચાર પણ કર્તવ્ય છે. ઉપર જણાવ્યા પ્રમાણે મહાશય રાલ્ફ વાલ્ડો ટ્રાઇને બહુધા આપણા વેદાન્તમાંના વિચારોનું જ પોતાના ગ્રન્થમાં નવીન સ્વરૂપમાં પ્રતિપાદન કરેલું હોવાથી એક રીતે આને વેદાન્તગ્રન્થ જ કહી શકાય અને તેથી જો તે ગ્રન્થના આ અનુવાદને પારિભાષિક નામ આપવામાં આવશે, તો તે અધિક ઉચિત ગણાશે, એવી ધારણાથી આ પારિભાષિક નામની યોજના કરાયલી છે. આપણા વેદાન્તશાસ્ત્રમાં આત્માનુભવદ્વારા પ્રાપ્ત કરાયલા જ્ઞાન અથવા તો અમુક પ્રાપ્ત વસ્તુના ઉપભોગના અર્થમાં **'અનુભૂતિ'** શબ્દનો અનેક સ્થળે પ્રયોગ કરાયલો છે અને તેથી **'અનંતાનુભૂતિ'**નો, **અનંત** જે **બ્રહ્મ** તેનું આત્માનુભવદ્વારા પ્રાપ્ત કરાયલું જ્ઞાન અથવા તો **અનંત બ્રહ્મ**નો ઉપભોગ, એ પ્રમાણેનો અર્થ થઈ શકે છે અને વેદાન્તની પરિભાષાનો વિચાર કરતાં "In Tune with the Infinite" નામનો આના કરતાં અધિક ઉત્તમ અને અન્વર્થક અનુવાદ અન્ય શબ્દોમાં કરી શકાય, એ મારી માન્યતા પ્રમાણે તો શંકાસ્પદ જ છે. **અનંત બ્રહ્મ**નો સાક્ષાત્કાર તે જ **અનંતાનુભૂતિ.**

'વિવેકાનન્દ વિચારમાળા' ( પાંચ પુષ્પ ); 'ગીતા જ્ઞાનેશ્વરી' અને 'અમૃતાનુભવ' આદિ જે તત્ત્વજ્ઞાન વિષયક ગ્રન્થોના મારા અંગ્રેજી તથા અન્ય ભાષાઓમાંથી કરેલા અનુવાદો અત્યાર પૂર્વે પ્રકટ થઇને ગુર્જર વાંચકોના આદરને પાત્ર થયા છે, તે પ્રમાણે જ મારો આ અનુવાદગ્રન્થ પણ ગુર્જર વાંચકોના આદરને પાત્ર થશે જ, એવો મારો દૃઢ વિશ્વાસ છે. અંતે વિશ્વકલ્યાણભાવનામય નિમ્ન શ્લોકનો ઉચ્ચાર કરીને હું મારી પ્રસ્તાવનાને સમાપ્ત કરીશ;—

" सर्वेऽत्र सुखिनः संतु सर्वे संतु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात् " ॥

એટલે કે:—"સર્વજનો સુખી થાઓ, નિરામય (આરોગ્યમંડિત) થાઓ અને કલ્યાણનો સાક્ષાત્કાર કરો ! કોઇને પણ દુ:ખની પ્રાપ્તિ ન થાઓ !"

સુદામાપુરી ( પોરબંદર )
સંવત્ ૧૯૭૩, શ્રાવણ, પૂર્ણિમા,
તા૦ ૩ જી ઑગસ્ટ, ૧૯૧૭;
શુક્રવાર.

ઠક્કુર નારાયણ વિસનજી

# મૂળ ગ્રંથકારનો કિંચિત્ પરિચય

"બુક્ નોટ્સ-સપ્લિમેન્ટ"માં આ ગ્રન્થના મૂળ નિર્માતા મહાશય રાલ્ફ્ વાલ્ડો ટ્રાઇનનો જે સંક્ષિપ્ત વૃત્તાન્ત પ્રકટ કરવામાં આવ્યો છે, તેનો આશય આ પ્રમાણેનો છેઃ-

"ટ્રાઇનના ગ્રન્થોમાં સર્વત્ર વ્યાપેલાં અગાધ બળ તથા અપરિમેય શાંતિને જોઇને લોકો સાધારણતઃ એમ માને છે કે, તેમણે જે ઉચ્ચતર દશાઓનું વર્ણન કરેલું છે, તે ઉચ્ચતર દશાઓને તેમણે પોતે અવશ્ય અનુભવેલી હોવી જોઇએ; તે ઉચ્ચતર દશાઓને પ્રાપ્ત કરવામાટેની અનુકૂલતા તેમને અવશ્ય મળેલી હોવીજ જોઇએ. આ અનુમાનોમાંનું પ્રથમનું અનુમાન જો કે સત્ય છે; પરંતુ તેમની પરિસ્થિતિ એ ઉચ્ચતર દશાઓની પ્રાપ્તિમાટે સર્વ પ્રકારે અનુકૂળ જ હતી, એ માન્યતા સર્વથા પ્રમાદમૂલક છે; કારણ કે, શાંતિ તથા ધીરતાને પ્રાપ્ત કરનારા અન્ય અનેક મહાપુરુષો પ્રમાણે ટ્રાઇનને પણ અનેક આપત્તિઓ તથા પ્રતિકૂલતાના દુર્ગને ભેદીને આગળ વધવાના ત્રાસને વેઠવો પડ્યો હતો.

"અમેરિકાના ઇલીનૉઇસ્ પ્રગણામાંના "માઉન્ટ મોરિસ્" નામક ગ્રામમાં ઇ. સ. ૧૮૬૬ માં મહાશય ટ્રાઇનનો જન્મ થયો હતો અને બાલ્યાવસ્થાથી જ તેઓ દારિદ્રય તથા દુઃખમય પરિસ્થિતિમાં ઉછર્યા હતા. તેમનામાં અત્યારે દૃષ્ટિગોચર થતા ધૈર્ય, દૃઢ આશા અને અખંડ ઉદ્યોગિતા આદિ સદ્‌ગુણોનો બહુધા એ પ્રતિકૂલ પરિસ્થિતિના યોગે જ આટલી સીમાપર્યન્ત વિકાસ થયેલો છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

"તેમનો વિચાર 'કાર્થેજ કૉલેજ ઍકેડેમી' માં વિદ્યાભ્યાસ કરવાનો હોવાથી તે વિદ્યાલયમાં પ્રવેશ કરવા માટેનાં ધન આદિ સાધનો તેમણે લાકડાં કાપીને તેમજ એવાજ અન્ય વ્યવસાયો કરીને મેળવ્યાં હતાં અને તેથી વિદ્યોપાર્જન કરવા જતી વેળાયે તેમની પાસે કેવળ રૂપિયા ૨૪૦ ની જ રકમ હતી. ટ્રાઇનના સ્થાને જો કોઇ બીજો ઓછી હિંમતવાળો તથા ડગમગતા નિશ્ચયવાળો વિદ્યાર્થી હોત, તો તેણે આટલા અલ્પ સાધનથી વિદ્યોપાર્જનની એ દિશામાં કદાપિ ગમન કર્યું ન હોત! એ વિદ્યાલયમાંના અભ્યાસની પરિસમાપ્તિ કર્યા પછી તેઓ ઇ. સ. ૧૮૯૧

માં 'નૉકસ્' કૉલેજમાં ગ્રેજ્યૂએટ થયા અને ત્યાર પછી પોતાના ગ્રામમાં કૅશિયર–કોષાધ્યક્ષ–નીમાયા.

"ટ્રાઇનની યોગ્યતા ભવિષ્યમાં કેવા પ્રકારની થવાની હતી અને તેમના વિચારો કેવા પ્રકારના સ્વરૂપને ધારણ કરવાના હતા, એનો પૂર્વ રંગ તેમના કૉલેજના અભ્યાસક્રમના દ્વિતીય વર્ષમાં જ દૃષ્ટિગોચર થયો હતો. અમેરિકાની દયાધર્મવર્ધક સંસ્થાએ "અપરાધોને અટકાવવાના કાર્યમાં દયાભાવમય શિક્ષણનું થતું પરિણામ" એ વિષયના સર્વોત્કૃષ્ટ નિબંધલેખનમાટે કૉલેજના કોઈપણ છાત્રને રૂપિયા ૩૭૫ પુરસ્કાર તરીકે આપવામાટેનું એક વિજ્ઞાપન આપ્યું હતું અને તેના પરિણામે એ વિષયના જેટલા નિબંધો લખાઇને આવ્યા હતા, તે સર્વ નિબંધોમાં નિબંધપરીક્ષક સભ્યમંડળને ટ્રાઇનનો લખેલો નિબંધ સર્વોત્કૃષ્ટ જણાયો હતો; કારણ કે, તે નિબંધમાં ટ્રાઇનની ઉત્કૃષ્ટ લેખનશૈલી સાથે તેમના અંતઃકરણમાં નિરંતર રમી રહેલી ભૂતદયા કિંવા વિશ્વપ્રીતિનો તત્કાળ સાક્ષાત્કાર થઈ શકતો હતો. વિસ્કૉન્સિન્ યૂનિવર્સિટીમાં એક વર્ષ જેટલો કાળ વીતાડ્યા પછી તેમણે બાલ્ટીમોર જૂહૉન્ હૉપ્કિન્સ્ યૂનિવર્સિટીમાં પ્રવેશ કર્યો અને ત્યાં ઇતિહાસ, રાજપ્રકરણ તથા સમાજશાસ્ત્રના અભ્યાસની પરિસમાપ્તિ કરી નાખી. આ સમસ્ત સમય તેમણે અન્ય સાધનસંપન્ન વિદ્યાર્થીઓને ગૃહશિક્ષણ આપી તેના બદલામાં મળતા વેતનથી પોતાનો નિર્વાહ ચલાવ્યો હતો.

"જ્યારે આપણે ટ્રાઇન્ મહાશયને સર્વ પ્રકારની અનુકૂળ તથા સુખમય સ્થિતિને બદલે વિવિધ વિપત્તિમયી તથા પ્રતિકૂલ પરિસ્થિતિમાંથી કેવળ આત્મશ્રદ્ધા તથા બાહુબળના પરિણામે જ એક આગળ વધેલા પુરુષ તરીકે ઓળખીએ છીએ, તે વેળાએ વળી તેમની દિવ્ય લેખિની તથા તેમના દિવ્ય જીવનનું આપણા અંતઃકરણમાં અત્યંત અધિક પરિણામ થાય છે. તેમણે શિક્ષણ તથા વ્યાખ્યાન આપવાના વ્યવસાય ઉપરાંત અનેક પ્રકારના શારીરિક પરિશ્રમમય વ્યવસાય તથા ઉદ્યોગ કર્યા છે અને વર્તમાનપત્રના વ્યવસાયમાં પણ ભાગ લીધો છે. અનેક વાર તેમને એવા પ્રસંગો પણ પ્રાપ્ત થઈ ચૂકયા છે કે જે વેળાએ તેઓ ઉદ્યોગહીન તથા ક્ષુધાતુર અવસ્થામાં નગરના કેટલાક મોટા મોટા લત્તાઓમાં અકારણ ભ્રમણ કર્યા કરતા હતા અને સમય વીતાડતા હતા.

"આજે કેટલાંક વર્ષથી તેઓ સમાજ તથા અર્થશાસ્ત્રવિષયક કાર્યમાં બહુ જ અગત્યની ભૂમિકા ભજવી બતાવે છે અને અમેરિકામાં તેમના ગ્રન્થોને 'ચૈતન્યવર્ધક ગ્રન્થો' તરીકે સર્વત્ર સ્વીકારવામાં આવ્યા છે. તેમના ગ્રન્થોની પ્રત્યેક દેશમાં એકસરખી માગણી થાય છે અને તેથી લોકો હવે મૃત ધર્મ નહિ, કિન્તુ સજીવન ધર્મના શોધમાં છે, એ વાર્તા સ્વયમેવ સિદ્ધ થઈ જાય છે. તેમના ગ્રન્થોના વિશ્વની બહુધા સર્વ ભાષાઓમાં અનુવાદ થઈ ગયા છે.* તેમની ભાષામાં એક પ્રકારનું વિશિષ્ટ માધુર્ય રહેલું છે અને તેઓ અત્યંત ઉચ્ચતમ તત્ત્વજ્ઞાન વિષયક વિચારોને પણ અત્યંત રસમયી તથા ધારાવાહિની સરળ વાણીમાં પ્રદર્શિત કરી શકે છે. તેમના સંદેશને સુશિક્ષિત તેમ જ અશિક્ષિત વર્ગના લોકો સમાનતાથી વાંચી તથા સમજી શકે છે. તેઓ જે કાંઈ પણ બોલે છે અથવા લખે છે, તે અંતઃકરણની સત્ય સંવેદના કિંવા અનુકંપાથી બોલતા તથા લખતા હોવાથી તેમ જ તેમનામાં પોતાની આંતરિક ભાવનાઓને અન્ય જનો સમક્ષ વ્યક્ત કરી બતાવવાની એક પ્રકારની અનુપમ આકર્ષક શક્તિ રહેલી હોવાથી જ તેમના ગ્રન્થો આજે આટલી સીમા પર્યન્ત લોકપ્રિયતાને મેળવી શક્યા છે.

---

*મહાશય રાલ્ફ્ વાલ્ડો ટ્રાઇનકૃત અત્યાર સુધીમાં પ્રકટ થયેલા ગ્રન્થોનાં નામ આ પ્રમાણે છે:-

1 In Tune with the Infinite
2 In the Hollow of His Hand
3 The New Alinement of Life
4 This Mystical Life of ours
5 The Land of Living Man
6 The Winning of the Best
7 The Wayfarer on the Open Road
8 Thoughts from Trine
9 The Greatest Things ever known
10 Character-Building
11 Every Living Creature

# મૂળ ગ્રન્થકારની પ્રસ્તાવના

"मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव"

શ્રીમદ્‌ભગવદ્‌ગીતા; અ. ૭; શ્લોક ૭.

આ વિશ્વમાંનો પ્રત્યેક ધર્મરૂપ મણિ એક જ સુવર્ણસૂત્રમાં પરોવાયલો છે; એટલે કે, વિશ્વગત સર્વ ધર્મોમાં દિવ્ય તથા સનાતન સત્ય તો એક જ છે. આ વિશ્વના ઇતિહાસમાં જેમની શક્તિ અગાધ હતી અને જેમનો પ્રભાવ અનંતકાળ પર્યન્ત અવિચલ રહેવાનો સંભવ છે, તેવાં સર્વ સ્ત્રી પુરુષો તેમ જ ધર્મસંસ્થાપક આચાર્યો, તત્ત્વદ્રષ્ટાઓ, સાધુજનો તથા વિશ્વોદ્ધારકો આદિનાં ચરિત્રરૂપ મૌક્તિકમાં વ્યાપ્ત સૂત્ર પણ એક જ છે. જે કાંઈ પણ તે મહજ્જનોએ કર્યું તથા પ્રાપ્ત કરી લીધું છે, તે સર્વ અમુક એક વિશિષ્ટ નિયમને અનુસરવાનું જ પરિણામ છે. જે કાંઈ પણ એક મનુષ્યે કર્યું છે અથવા પ્રાપ્ત કરી લીધું છે, તે અન્ય સર્વથી કરી શકાય તથા પ્રાપ્ત કરી શકાય તેવું હોવું જ જોઇએ, એ સર્વથા નિઃસંશય છે.

આપણા આ અનેક વ્યવસાયવ્યાપ્ત વિશ્વમાં, આજે પણ, આપણી નિર્માલ્યતાનો નાશ થાય અને આપણામાં પરાક્રમ, ઓજસ્વિતા, તથા તેજસ્વિતાનો ઉદ્‌ભવ તથા સંચાર થાય; આપણી અશક્તતા તથા તજ્જન્ય આધિવ્યાધિનો લય થઇને તેમના સ્થાને આરોગ્ય અને બળનો આવિર્ભાવ થાય; દુઃખ તથા ચિંતાનાં સ્થાનોમાં સુખ તથા સંપૂર્ણ શાંતિ તેમ જ દારિદ્ર્યના સ્થાનમાં અષ્ટસિદ્ધિ તથા નવનિધિ આવીને વિરાજે તો સારું, એવી જે જનોની ઇચ્છા હોય તેમણે ઉપર્યુક્ત સુવર્ણસૂત્રને પોતાના આયુઃક્રમમાં પરોવી લેવાનો પ્રયત્ન કરવો, એટલે તેમની તે ઇચ્છા અવશ્ય પૂરી થવાની જ.

આ જગતમાં પ્રત્યેક જન, પોતા પૂરતા સ્વર્ગ કિંવા નરકને નિર્માણ કરતો હોય છે. વિચાર એક શક્તિ છે. "समानव्यसनशीलेषु सख्यम्" એ ન્યાય અનુસાર જેવા જેના વિચાર હોય છે, તેવા જ વિચારોને તે બાહ્ય સૃષ્ટિમાંથી આકર્ષે છે. પ્રત્યેક જનના આંતરિક તથા બાહ્ય સૃષ્ટિમાંથી આકર્ષેલા વિચારોપર જ તેના સ્વર્ગ કિંવા નરકની રચનાનો આધાર રહેલો

હોય છે. વિચારો જેટલા પ્રમાણમાં અધિક સાત્ત્વિક, પવિત્ર તથા દૈવી થતા જાય છે, તેટલા જ પ્રમાણમાં તે વિચારો સૂક્ષ્મતર તથા બલવત્તર થતા જાય છે. એ વિચારોને સાત્ત્વિક કરવાનું એટલે કે તેમના પવિત્રીકરણ તથા દૈવીકરણનું કાર્ય સર્વથા નિયમબદ્ધ તથા સર્વને માટે યત્નસાધ્ય છે; અસાધ્ય નથી.

પ્રત્યેક વસ્તુ, પ્રથમ અદૃશ્ય માનસસૃષ્ટિ એટલે કે વિચારસૃષ્ટિમાંથી નિર્માણ થાય છે અને ત્યાર પછી તે દૃશ્ય સ્થૂલ સૃષ્ટિમાં પ્રકટ થાય છે. અદૃશ્ય સૃષ્ટિ કારણભૂત છે અને દૃશ્ય સૃષ્ટિ કાર્યભૂત છે. જેવા બાપ તેવા બેટા અને જેવા વડ તેવા ટેટા; એજ પ્રમાણે જેવું કારણ હોય છે તેવું જ કાર્ય પણ સંભવે છે, એ સર્વથા અબાધિત તથા સાર્વત્રિક નિયમ સર્વમાન્ય હોવાથી એ વિશેના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

અંતઃકરણમાં, જે નિયમોને અનુસરવાથી, શુદ્ધ, પવિત્ર તથા સાત્ત્વિક દૈવી વિચારોની પ્રવૃત્તિ તથા વૃદ્ધિ થાય છે, તે નિયમોનું સ્પષ્ટીકરણ કરવું અને તે પણ વળી એવી બાલબોધ્ય પદ્ધતિથી કે તેને એક બાળક પણ સારી રીતે સમજી શકે, એ જ આ ગ્રન્થકારનો ઉદ્દેશ છે. તે નિયમોનો નિર્ણય એવી તો સરળતા તથા સ્પષ્ટતાથી કરવો કે જેના યોગે તે નિયમો સંપૂર્ણ રીતે સર્વના સમજવામાં આવી જાય; એટલું જ નહિ, પણ તેમને સમજીને તેઓ તે નિયમોનો પોતાના પ્રત્યેક આચરણમાં પદે પદે ઉપયોગ કરી શકે તેમ જ તે નિયમોને અનુસરીને પ્રત્યેક જન પોતપોતાના એકંદર આયુષ્યક્રમનું નિયમન કરી શકે, એ જ આ ગ્રન્થકારનો આશય તથા એ જ તેની મનીષા છે. આવી રીતે આયુષ્યક્રમનું નિયંત્રણ થવું સર્વથા શક્ય છે, એ વાર્ત્તા પ્રમાણપૂર્વક સિદ્ધ કરી શકાય તેમ છે; એટલું જ નહિ, પણ આ ગ્રન્થકારે પોતાના આયુષ્યક્રમનું એવું નિયમન કરેલું હોવાથી તેને પોતાને એનો સંપૂર્ણ અનુભવ હોવાથી આ ગ્રન્થમાં તેણે જે કાંઈ પણ લખ્યું છે તે કેવળ કલ્પનાનું સામ્રાજ્ય નથી, કિન્તુ તેના અનુભૂતિજન્ય જ્ઞાનનું જ પરિણામ છે.

આ ઈશ્વરનિર્મિત સૃષ્ટિમાં પરંપરા, અનુક્રમ તથા કાર્યકારણસંબંધ સર્વત્ર દૃષ્ટિગોચર થાય છે. મનુષ્યની ઇચ્છાના આંતર તથા બાહ્ય ભાગમાં, ઉપરિ તથા નીચ ભાગમાં તેમ જ સર્વત્ર અને સર્વ કાળમાં ઈશ્વરેચ્છા પ્રસરેલી તથા વ્યાપૃત છે. તે ઇચ્છાના જ કેવળ પ્રતિધ્વનિરૂપ થઈ રહેલું

અને તેમ થઈ રહીને સૃષ્ટિમાંના ઉચ્ચતર નિયમો તથા ઉચ્ચતર શક્તિ સાથે પોતાની એકતા કરી લેવી, એ અત્યંત આવશ્યકીય છે; અને વળી તે એકતા પણ એવા પ્રકારની અને એટલી સીમા પર્યન્તની થવી જોઇએ કે, તે ઉચ્ચતર શક્તિ તથા નિયમોના અનુરોધથી આપણે વર્ત્તીએ છીએ કે પછી તે શક્તિ તથા તે નિયમો પોતાની મેળે જ આપણા દ્વારા પ્રકટ થાય છે, એ આપણાથી કહી જ ન શકાય. આવી સ્થિતિ થઈ જાય એટલે આપણે ઈશ્વરનિર્મિત નિયમોના સંપૂર્ણ અનુવર્ત્તી થયા છીએ, એમ સમજવાનું છે અને ઈશ્વરનિર્મિત નિયમોના અનુવર્ત્તી થવું એજ અષ્ટ-સિદ્ધિ તથા નવનિધિની પ્રાપ્તિની કૂંચિને મેળવી લીધા સમાન છે.

રાલ્ફ વાલ્ડો ટ્રાઇન્

---

# મારા વાંચકોને એક સંદેશ

આપણા અંતર્ભાગમાં જે શાશ્વત શક્તિરૂપ શસ્ત્રો રહેલાં છે, તેમને કોઈ પણ ઉપાયથી જાણી લેવામાટેની જેવી અત્યંત મહતી તથા વિશ્વ-વ્યાપક લાલસા અત્યારના કાળમાં સર્વ લોકોના હૃદયમાં ઉદ્ભવેલી દેખાય છે, તેવી લાલસા અતઃપૂર્વ કોઈ વાર પણ સર્વ લોકોના હૃદયમાં એક-સમયાવચ્છેદે ઉદ્ભવી હોય, એનું અત્યાર સુધીના વિશ્વના ઇતિહાસમાંથી આપણને એક પણ પ્રમાણ મળી શકતું નથી. આંતરિક શાશ્વત શક્તિ-રૂપ શસ્ત્રોને જાણી લેવામાટેની એ લાલસાનો અત્યારે સર્વ ધર્મના તથા સર્વ પંથના લોકો–હિન્દુ, મુસલ્માન, યહૂદી અને રોમન્ કૅથૉલિક્સ, પ્રૉટેસ્ટંટ્સ્ તથા ગ્રીક ચર્ચ આદિ ભિન્ન ભિન્ન પંથના ક્રિશ્ચિયન્સ્ તેમ જ જે લોકો કોઈ પણ ધર્મસંસ્થામાં જોડાવાની આવશ્યકતાને સ્વીકારતા જ નથી તેવા ધર્મબંધનવિમુક્ત કિંવા સ્વચ્છંદ જનો–ના હૃદયમાં એકસરખી રીતે ઉદય થયેલો પ્રત્યક્ષ આપણા જોવામાં આવી શકે છે.

આજે કેટલાક સમયથી આ વિશ્વમાંના મહાન્ તથા દીર્ઘદર્શી પુરુષોના મનમાં એવી કલ્પના રમી રહેલી દેખાયા કરે છે કે, અત્યારે વિશ્વમાં ભિન્ન ભિન્ન ધર્મોનાં જે નિયત કરાયલાં વિશિષ્ટ સ્વરૂપો અસ્તિત્વ ધરાવે છે, તેમાં જે પ્રેરણા તથા શક્તિનું સ્વપ્ન માત્ર પણ આવવાનો

સંભવ નથી, તેવી એક અત્યંત મહતી અને અજ્ઞેય પ્રેરણા તથા શક્તિ–શીઘ્રપરિણામકારક તથા કર્ત્તવ્યપરાયણ નિયામક શક્તિ–ઈશ્વરના સત્ય ધર્મમાં રહેલી છે. આપણે અત્યારે તે કાળમાં આવી પહોંચ્યા છીએ કે જે કાળમાં આ સત્ય ભાવના વિચારશીલ સ્ત્રી તથા પુરુષોની નિરંતર વૃદ્ધિગત થતી સંખ્યાની સર્વત્ર એક અમૂલ્ય સંપત્તિ થતી જાય છે અને અન્ય ભ્રામક ભાવનાઓ તેમના હૃદયમાંથી સદાને માટે દૂર થતી જાય છે.

આપણી ધર્મસંસ્થાઓએ અત્યાર સુધીમાં જે જે ભયાનક તથા લજ્જોત્પાદક પ્રમાદો કર્યા છે, તે પ્રમાદો હવે તે ધર્મસંસ્થાઓના જાણવામાં આવતા જાય છે; એટલે કે, લોકોને પ્રત્યેક ધર્મપ્રવર્ત્તક અથવા ધર્મસંસ્થાપક મહાપુરુષ કિંવા અવતારી પુરુષના આશ્ચર્યકારક જીવનવિકાસક તથા જીવનનિયામક ઉપદેશામૃતનું પાન કરાવવાને બદલે ધર્મોપદેશકોએ તે ધર્મપ્રવર્ત્તક અવતારી પુરુષો વિષયક પુરાતન લોકોની અમુક માન્યતાઓમાં જ અધિક ધ્યાન આપી આટલા બધા સમયનો દુરુપયોગ કર્યો છે, તે તેમનો પ્રમાદ હવે તેમના ધ્યાનમાં આવતો જાય છે. ધર્મપ્રવર્ત્તક કિંવા અવતારી પુરુષો–શ્રીકૃષ્ણ, શંકરાચાર્ય, બુદ્ધ અને ક્રાઇસ્ટ આદિ વિભૂતિઓ–નું આ સંસારમાંનું પ્રમુખ કર્ત્તવ્ય એ જ હતું કે મનુષ્યને ઇશ્વરનો સાક્ષાત્ પરિચય કરાવવો અને તેમ કરીને મનુષ્યને તેના પોતાના આત્માનો તેમ જ આત્મપરિચયદ્વારા સમસ્ત માનવજાતિ સાથેના તેના પરસ્પર લાભકારક તથા સત્ય સંબંધનો પ્રત્યક્ષ પરિચય કરાવવો; આ કારણથી ઈશ્વરના શાશ્વત નિયમો અનુસાર આપણામાટે જે ઉત્કૃષ્ટ તથા સ્વર્ગીય જીવન નિર્માણ થયેલું છે, તે જીવનને ધારણ કરવાનો જ ઉપદેશ તેમણે જનસમાજને આપ્યો હતો, એ સત્ય રહસ્યને આપણે જો કે મંદગતિથી, તો પણ હવે જાણવા તો માંડ્યા જ છીએ.

જે નિયમોદ્વારા ઈશ્વરે તેનાં કાર્યો કરેલાં છે, કરે છે અને ભવિષ્યમાં કરતો રહેશે; તે શાશ્વત નિયમોનું આપણને, ચમત્કારિતાથી પ્રગતિના પ્રદેશમાં આગળ વધતા વિજ્ઞાને સતત ઉત્તમ જ્ઞાન આપેલું છે; માત્ર એટલું જ નહિ, પણ એ જ્ઞાન આપીને વિજ્ઞાને, વિશ્વમાં આપણી આસપાસ જે સૂક્ષ્મ નિયમાવલિ તથા જે સૂક્ષ્મ શક્તિઓ કાર્ય કરી રહી છે તે સૂક્ષ્મ નિયમો તથા શક્તિઓનું પણ આપણને યોગ્ય જ્ઞાન કરાવી દીધું છે. આ ઘટનાએ ભૌતિકશાસ્ત્ર, અધ્યાત્મશાસ્ત્ર તથા ધર્મને અધિક

સંયુક્ત કરવાના, અને તેમને અધિક સંપૂર્ણતાથી પરસ્પર અવિરોધિ સ્વરૂપમાં લાવી મૂકવાના કાર્યમાં અત્યંત બળવાન્ પ્રભાવ દર્શાવ્યો છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ છે જ નહિ.

અત્યારની વિશિષ્ટ સ્વરૂપબદ્ધ ધર્મસંસ્થાઓ અથવા ધર્મો જેટલા પ્રમાણમાં સ્ત્રી તથા પુરુષોના આજના જીવનમાંની આવશ્યકતાઓ તથા આજનાં સંકટોને પહોંચી વળવાના કાર્યમાં જાગ્રતિને ધારશે અને રાષ્ટ્રોના જીવનની વર્તમાન આવશ્યકતાઓનો વિચાર કરશે; તેટલા જ પ્રમાણમાં તેઓ અધિકતર શીઘ્રતાથી ભૂતકાળની વસ્તુઓથી દૂર થઇને આજના નવીન દિવસની આવશ્યકતાઓ તથા જીવનદાયક પ્રવાહોના નિકટમાં આવી પહોંચશે. એનાં હવે અનેક પ્રમાણો મળી આવે છે કે ધર્મસંસ્થાઓ તથા ધર્મોપદેશકો આ પરિસ્થિતિને જોતાં તથા પોતાના કાર્યક્રમમાં સુધારણા કરતાં થયાં છે. અર્થાત્ જો તેઓ આવી જ રીતે પોતાના કાર્યક્રમમાં સુધારણા કરતાં રહેશે અને લોકોને તેમની વર્તમાન આવશ્યકતા અનુસાર ઈશ્વરના સત્ય ધર્મનો સાક્ષાત્કાર કરાવતાં રહેશે, તો તેઓ એવાં સહસ્રાવધિ વિશુદ્ધ વિચારશીલ, દીર્ઘદર્શી તથા ઈશ્વરેપ્સુ સ્ત્રીપુરુષોને પોતા પ્રતિ આકર્ષી શકશે કે અન્યથા જે સ્ત્રીપુરુષોને તેઓ કદાપિ પોતા પ્રતિ આકર્ષી શકત નહિ.

અત્યારે અસંખ્ય સ્ત્રીપુરુષો, આપણા મધ્યમાં, ગહન શ્રદ્ધાને ધારણ કરીને, સ્નેહપૂર્ણ નેત્રો તથા હૃદયની ઉષ્ણતર ગતિથી, અદૃશ્ય પરમાત્માના રાજ્યમાં એવી શક્તિઓ, એવા પ્રવાહો તથા એવું જીવન રહેલું છે કે જે સર્વ શાશ્વત ટકનારાં છે, એ વાસ્તવિકતાનો પૂર્વે તેમણે કદાપિ કર્યો ન હોતો તેવો સાક્ષાત્કાર કરીને દૃઢતર ગતિથી જીવનના પ્રતિદિવસના સર્વસાધારણ વ્યવસાયમાર્ગમાં ચાલતાં જોવામાં આવ્યા કરે છે અને એવાં સ્ત્રીપુરુષોની સંખ્યા દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતી જાય છે.

જે મનુષ્યો જીવનનાં મહત્ આત્મિક સત્યોને જાણે છે, તેઓ, તેમના જીવનમાં આવતી પ્રત્યેક વસ્તુનો અવશ્ય કાંઈ પણ હેતુ હોય છે જ, તે વસ્તુ અવશ્ય તેની કોઈ ભૂમિકા ભજવવામાટે, તેના કર્તવ્યની પૂર્ણતા કરવામાટે તથા તેના શુભ તત્ત્વને વિસ્તારવામાટે જ આવેલી હોય છે, એ સત્ય તત્ત્વનો સાક્ષાત્કાર કરતા હોય છે. ધર્મપ્રવર્તક અવતારી પુરુષોના ઉપદેશ અનુસાર પરમાત્મા સાથે તેમનાં પોતાનાં જીવનોની એકતાનું

તેમને સંપૂર્ણ જ્ઞાન હોવાથી તેઓ સહજમાં જાણી જાય છે કે, પરમાત્મ- જીવનમાં શુભ વિના અન્ય કાંઈ છે જ નહિ, તેઓ જે જીવન ભોગવે છે તે પરમાત્માનું જ જીવન છે અને એ પરમાત્મજીવનમાં તેઓ સદાને માટે જીવવાના છે. તેઓ એ પણ સારી રીતે જાણતા હોય છે કે, જે અવસ્થાન્તરને આપણે મૃત્યુના નામથી ઓળખીએ છીએ, તે મૃત્યુ જીવનનો કેવળ એક ભાગ છે અને તે પણ એક સાધારણ નહિ, કિન્તુ અત્યંત લાભદાયક ઉત્કૃષ્ટ ભાગ છે; અને તેટલામાટે મૃત્યુ એક નિવારણ કરવા યોગ્ય કિંવા ભયભીત થવા યોગ્ય વસ્તુ નથી; પરંતુ જે વેળાએ મૃત્યુનું ઉત્તમ રીતિથી તથા તેના યોગ્ય સમયમાં આગમન થાય તે વેળાયે આનન્દ તથા હર્ષજન્ય હાસ્યવિલસિત વદનથી તેનો સત્કાર કરવો, એ જ આપણું પરમ કર્ત્તવ્ય છે. તેઓ એ સત્યને બહુ જ સારી રીતે જાણતા હોય છે કે, તે વિશ્વપિતાના નિવાસસ્થાનમાં અનેક પ્રાસાદો છે અને તેથી કોઈ પણ પ્રાસાદમાં નિવાસ કરવો, એ આપણામાટે કલ્યાણકારક જ છે.

અત્યારના વર્ત્તમાન સમયમાં જ્યારે આપણે સુસંસ્કૃત જગત્‌ના અધિકતર ભાગને જડતા અથવા અજ્ઞાનના પરિણામે પરસ્પર મૃત્યુજનક ભીષણ વ્યવસાયમાં નિમગ્ન થયેલો જોઇએ છીએ; એટલે આવા સમયમાં આપણાથી જેટલા પ્રમાણમાં બની શકે તેટલા અધિક પ્રમાણમાં શ્રદ્ધાપૂર્વક જીવનનાં ગહનતર સત્યોમાં સંલગ્ન થવાની આવશ્યકતા છે. જેવી રીતે અનેક વ્યક્તિઓના સંમેલનથી એક રાષ્ટ્ર નિર્માયલું હોય છે; તેવી જ રીતે રાષ્ટ્રોને કાર્યપ્રવૃત્ત કિંવા પરિચાલિત કરનારા તથા અત્યારે આપણને દૃષ્ટિગોચર થતા મહત્તર ઉત્તોલનને ઉત્પન્ન કરનારા મૂળ હેતુઓ તથા મનોવેગો (મનઃશક્તિઓ), જેમના યોગે રાષ્ટ્રો નિર્માણ થયેલાં હોય છે તે વ્યક્તિઓને કાર્યપ્રવૃત્ત કિંવા પ્રચાલિત કરનારા મૂળ હેતુઓ તથા મનોવેગોથી સ્વભાવમાં ભિન્ન હોતા નથી, કિંતુ કેવળ પ્રમાણમાં જ ભિન્ન એટલે કે ન્યૂનાધિક હોય છે, એટલામાટે અત્યારની જે ભીષણ પરિસ્થિતિઓ આપણા જોવામાં આવે છે, તેમાટે કેવળ એક જ દેશની નહિ, કિંતુ સર્વ દેશોની વ્યક્તિઓ, જેટલા પ્રમાણમાં તેમણે કેવળ જડતામાં જ પોતાનાં જીવન વીતાડીને વસ્તુઓના આત્મિક અર્થનો તિરસ્કાર કર્યો છે, તેટલા પ્રમાણમાં ઉત્તરદાત્રી છે, એ નિર્વિવાદ છે. આ કારણથી

અત્યારનો આ યુદ્ધરૂપ મહાપ્રલય આપણને ગમે તેવો અને ગમે તેટલો ભયાનક દેખાતો હોય, તો પણ એટલું તો સ્વીકારવું જ પડશે કે, રાષ્ટ્રોનાં તથા વ્યક્તિઓનાં જીવનને વિશુદ્ધ કરવામાટે આ યુદ્ધરૂપ મહાપ્રલયની પણ આવશ્યકતા હતી; અને એથી આપણે આશા રાખી શકીએ છીએ કે, જ્યારે આ મહાવિગ્રહનો અંત આવી જશે, તે વેળાયે સમસ્ત વિશ્વમાં વિશાળ આત્મિક જાગ્રતિને વિસ્તરેલી આપણે જોઈ શકીશું. પરંતુ દૃશ્ય સૃષ્ટિપર પોતાની અખિલ સત્તાને ચલાવનારી સૃષ્ટિ તે અદૃશ્ય વિચારસૃષ્ટિ હોવાથી જ્યાં સુધી એ મહાવિગ્રહનો અંત નથી આવ્યો ત્યાં સુધી આપણે જે ઉચ્ચતમ કલ્યાણકારક ઈશ્વરીય નિયમોને જાણીએ છીએ, તે નિયમો અનુસાર આપણાં જીવનોને વ્યવસ્થિત કરીને અને જે જડવાદી મનુષ્યો આ જડ વિગ્રહમાં જોડાયલા છે તેમના પ્રતિ શુભ આકાંક્ષા તથા શાંતિને પ્રસારનારા સહાયક વિચારોને પ્રેરીને આત્મોન્નતિની પ્રગતિના કાર્યમાં આપણાથી આપી શકાય તેટલા પ્રમાણમાં આપણે યોગ્ય સહાયતા આપવી જ જોઇએ; કારણ કે, એ જ આપણો સત્ય ધર્મ છે.

આ લઘુ ગ્રન્થની નવીન પ્રજાપ્રિય આવૃત્તિની ઉપર્યુક્ત શબ્દોમાં પ્રસ્તાવના લખીને, આ લઘુ ગ્રન્થનો કેવળ ગ્રેટબ્રિટનમાં જ નહિ, કિંતુ આ વિશાળ વિશ્વના સર્વ વિભાગોમાં જે પ્રેમપૂર્વક સત્કાર કરવામાં આવ્યો છે, તેમાટે મારી આંતરિક કૃતજ્ઞતાને પ્રદર્શિત કરવાના પ્રસંગને હું વ્યર્થ જવા દઈ શકતો નથી. આ ગ્રન્થમાટે મને જે અસંખ્ય સહાનુભૂતિદર્શક પત્રો અત્યાર સુધીમાં પ્રાપ્ત થયેલાં છે અને જે પત્રોનાં મારાથી તેમના ઉદારાત્મા લેખકોને ભિન્ન ભિન્ન ઉત્તરો લખી શકાયાં નથી, તે સર્વ ગુણગ્રાહક સજ્જનોનો આ સ્થળે હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

નિદાઘ ૧૯૧૫. રાલ્ફ વાલ્ડો ટ્રાઇન



# અનુક્રમણિકા

ॐ तत्सत्

# અનન્તાનુભૂતિ

કિંવા

# અનન્ત જીવન

## ૧ ભૂમિકા

આ વિશ્વમાં મનુષ્ય બે પ્રકારનાં છે; એક આશાવાદી અને અન્ય નિરાશાવાદી. એમાંના આશાવાદી પણ સત્ય છે અને નિરાશાવાદી પણ સત્ય છે. જો કે એ ઉભયમાં પ્રકાશ અને અંધકારમાંના અન્તર જેટલો અંતર રહેલો છે, તો પણ બન્ને સત્ય તો છેજ. પ્રત્યેક પોતપોતાની દૃષ્ટિથી સત્ય છે અને એ દૃષ્ટિજ પ્રત્યેકના જીવનની નિયામક છે. મનુષ્યનું જીવન શક્તિમાન્ છે કે શક્તિહીન છે, શાંતિમય છે કે શાંતિહીન છે, તેમજ વિજયી છે, કિંવા પરાજિત છે, એ સર્વ ઘટનાની આધારભૂત કેવળ એજ દૃષ્ટિ છે.

આશાવાદીઓ તે શક્તિ ધરાવે છે કે, જેના યોગે તેઓ વસ્તુઓને તેમના સંપૂર્ણ સ્વરૂપમાં જોઈ શકે છે અને તેમના યોગ્ય સંબંધને જાણી શકે છે. નિરાશાવાદીઓ વસ્તુઓને સંકુચિત દૃષ્ટિથી એટલે કે કોઈ વિશેષ અપેક્ષાથી નિહાળે છે અને એ કારણથી વસ્તુઓના યોગ્ય સંબંધને સંપૂર્ણતાથી જાણી શકતા નથી. આશાવાદીની જ્ઞાતવ્યશક્તિ જ્ઞાનના પ્રકાશથી પ્રકાશિત રહે છે અને નિરાશાવાદીની જ્ઞાતવ્યશક્તિ અજ્ઞાનના આવરણથી આચ્છાદિત રહે છે. પ્રત્યેક જન પોતાના આંતરિક વિચારો

અનુસાર પોતાની સૃષ્ટિને નિર્માણ કર્યા કરે છે અને જેવા તેના વિચારો હોય છે, તેવી જ ઇમારતને બનાવીને ઊભી કરી દે છે. આશાવાદી પોતાના જ્ઞાનના પ્રકાશથી તેમ જ પોતાની આંતરિક પ્રતિભાથી પોતામાટે સ્વર્ગ બનાવે છે અને જેટલા પરિમાણમાં તેઓ પોતામાટે સ્વર્ગની રચના કરે છે, તેટલા જ પરિમાણમાં સમસ્ત વિશ્વને માટે સ્વર્ગરચનાના કાર્યમાં સહાયક થાય છે. એથી વિરુદ્ધ નિરાશાવાદીઓ પોતાના સંકુચિત વિચારોના કારણથી પોતામાટે નરકને નિર્માણ કરે છે અને જેટલા પરિમાણમાં તેઓ પોતામાટે નરકને નિર્માણ કરે છે, તેટલા જ પરિમાણમાં સમસ્ત વિશ્વમાટે પણ નરકને નિર્માણ કરવાના કાર્યમાં સાહાય્યભૂત થાય છે.

પ્રત્યેક મનુષ્યમાં કાં તો આશાવાદના ગુણોની વિશેષતા હોય છે કે પછી નિરાશાવાદના ગુણોની અધિકતા હોય છે. એથી એ તો સ્પષ્ટ જ છે કે, આપણે પ્રત્યેક વેળાએ પોતે જ પોતાના સ્વર્ગ કિંવા નરકને નિર્માણ કરતા રહીએ છીએ અને જેટલા પ્રમાણમાં આપણે પોતામાટે સ્વર્ગ કિંવા નરકને નિર્માણ કરીએ છીએ, તેટલા જ પ્રમાણમાં સમસ્ત વિશ્વમાટેના સ્વર્ગ કિંવા નરકને નિર્માણ કરવાના કાર્યમાં સહાયક થતા રહીએ છીએ.

અહીં સ્વર્ગ શબ્દમાં એકતા, એકવાક્યતા અને ઉદારતાનો સમાવેશ થાય છે અને નરક શબ્દથી ભેદભાવ, અયથાર્થતા તથા સંકીર્ણતા આદિનો ભાવાર્થ જણાય છે.

કોની સાથે એકતા કિંવા એકવાક્યતા થવાથી મનુષ્ય સ્વર્ગીય આનંદના ઉપભોગને મેળવી શકે છે અને કોની સાથે ભિન્નતા કિંવા ભેદભાવ રાખવાથી મનુષ્યને નારકીય દુઃખ ભોગવવું પડે છે, એ વિષયનો વિચાર કરવો, એ જ પ્રસ્તુત પુસ્તકનો મૂળ ઉદ્દેશ છે; કારણ કે, આ વિષયના જ્ઞાનની પ્રાપ્તિ થવાથી મનુષ્ય સ્વર્ગ કિંવા નરકનાં દ્વારને ખોલવાની કૂંચીને પોતાના

હાથમાં લઈ શકે છે અને તેના યોગે કાં તો તે સ્વર્ગનાં દ્વાર ઉઘાડીને અનુપમ આનંદનો અનુભવ મેળવે છે અને કાં તો નરકનાં દ્વારને ખોલીને ઘોર દુઃખોના ચક્રાકાર વમળમાં જઈ પડે છે.

## ૨ વિશ્વનું ઉત્કૃષ્ટ તત્ત્વ

**આ** વિશ્વના સર્વ પદાર્થો જેમાંથી ઉત્પન્ન થયેલા છે અને થયા કરે છે, જે પ્રાણિમાત્રનો પ્રાણ છે અને જે આ વિશ્વના અનંત પદાર્થોના રૂપે પોતાને વ્યક્ત કરી રહ્યો છે તે અનંત-જીવન પરમાત્મા અને અસીમ ચેતનશક્તિ જ સર્વનો એક માત્ર આધાર છે. જ્યારે આ સંસારમાં વ્યક્તિગત જીવન અસ્તિત્વ ધરાવે છે, તો તેનું એવું કોઈ અનંત મૂળ હોવું જ જોઇએ કે જેમાંથી એ જીવન પ્રકટ થયેલું હોય. જ્યારે આ જગતમાં પ્રેમનો ગુણ દૃષ્ટિગોચર થાય છે, તો પછી પ્રેમનું અનંત મૂળ પણ અવસ્યમેવ હોવું જ જોઇએ. જ્યારે આ સૃષ્ટિમાં જ્ઞાનનો વિસ્તાર આપણા જોવામાં આવી શકે છે, તો તે જ્ઞાનનું કોઈ અનંત મૂળ પણ અવસ્ય હોવું જ જોઇએ કે જેને એ જ્ઞાનના જન્મદાતા તરીકે સ્વીકારી શકાય. એ જ પ્રમાણે આ નિયમ-બળ, શાંતિ અને જગતની જડ વસ્તુઓ સુદ્ધાંને પણ એકસરખી રીતે લાગૂ પડી શકે છે. આટલા વિવેચનથી એ તો સર્વના સમજવામાં આવી જ ગયું હશે કે, સર્વની સાથે સર્વના મૂળ-રૂપ અનંત બળ અને જીવનવાન્ આત્મતત્ત્વ રહેલું છે. જે મહતી શક્તિઓ અને અચલ નિયમ આ વિશ્વમાં વ્યાપી રહેલા છે અને જે આપણી આસપાસ ચારેતરફ વિસ્તરેલાં છે, તે શક્તિઓ તથા નિયમોદ્વારા જ એ અનંત શક્તિમય જીવન પ્રકટ થાય છે, કાર્ય કરે છે અને વ્યવસ્થાની યોજના કરે છે.

આપણી સંસારયાત્રાનું પ્રત્યેક કાર્ય એ જ મહાન્ નિયમો તથા શક્તિઓને અનુસરીને થયા કરે છે. માર્ગના પાર્શ્વમાં ઊગતું પ્રત્યેક પુષ્પ એ જ નિયમોને અનુસરીને વૃદ્ધિગત થાય છે,

ખીલે છે અને કુમળાય છે. હિમનો કકડો એ જ નિયમ પ્રમાણે જામે છે, પડે છે અને જળરૂપ થઈ જાય છે; બાષ્પરૂપ થાય છે, મેઘના રૂપને ધારે છે અને વળી પાછો હિમ (બર્ફ)ના રૂપમાં દેખાય છે. અર્થાત્ એ સર્વ ક્રિયાઓમાં પણ તે અચળ નિયમોનો હાથ રહેલો છે અને તેથી એક રીતે જોવામાં આવે, તો આ સંસારમાં નિયમ વિના અન્ય કાંઈ પણ નથી. હવે જો આ કથન સત્ય હોય, તો એ નિયમોને બનાવનાર એમનાથી કોઈ મહત્તર શક્તિ કિંવા કોઈ મહત્તર તત્ત્વ હોવું જ જોઈએ, અને તે શક્તિને અથવા તે તત્ત્વને જ આપણે 'ઈશ્વર' સંજ્ઞાથી ઓળખીએ છીએ. પછી તમે તેને ભલે વિશ્વંભર કહો, જગદીશ્વર કહો કે પરમાત્મા કહો, પણ જ્યાં સુધી તે શક્તિ કિંવા એ તત્ત્વના સ્વરૂપના વિષયમાં તમારા અને અમારા મતની એકતા છે, ત્યાં સુધી તેનાં ગમે તેટલાં ભિન્ન ભિન્ન નામો રાખવાથી કશીપણ હાનિ થવાનો સંભવ નથી.

એ અનંત શક્તિરૂપ પરમાત્મા સમસ્ત વિશ્વમાં વિસ્તરેલો છે. સર્વ એમાંથી જ ઉદ્ભવે છે, એમાં જ વસે છે અને એનાથી અતિરિકત કાંઈપણ નથી. વસ્તુતઃ આપણે પરમાત્મામાં જ વસીએ છીએ, ફરીએ છીએ અને તેમાંથી જ આપણને આપણું જીવન પ્રાપ્ત થાય છે. તે આપણા જીવનનું જીવન છે. કિંબહુના, એમ જ કહેવું જોઈએ કે, તે જ આપણું જીવન છે. આપણને તે પરમાત્મજીવનમાંથી જ આપણું જીવન પ્રાપ્ત થયેલું છે અને એ જ પ્રમાણે નિરંતર પ્રાપ્ત થતું રહેવાનું. આપણું જીવન પરમાત્મજીવનના અંશરૂપ છે. આપણે વ્યક્તિરૂપ છીએ અને પરમાત્મા અનંત જીવન છે કે જેમાં આપણે સર્વ સમાઈ શકીએ છીએ. પરમાત્મજીવન અને આપણું વ્યક્તિગત જીવન મૂળ સ્વરૂપમાં એકસમાન છે; તેમના ગુણ તથા સ્વરૂપમાં ભેદ નથી અને જો કાંઈ પણ ભેદ હોય તો તે કેવળ પરિમાણમાં જ રહેલો છે.

અનેક જ્ઞાની મહાત્માઓની એવી માન્યતા છે કે, આપણને આપણું જીવન પરમાત્મજીવનના દિવ્ય પ્રવાહદ્વારા પ્રાપ્ત થયેલું છે; કેટલાક સત્પુરુષોનો એવો અભિપ્રાય છે કે, આપણા જીવનની પરમાત્મજીવન સાથે એકતા છે, એટલે કે, મનુષ્ય અને પરમાત્મા એક જ છે. હવે આપણે એ જોવું જોઇએ કે, એ ઉભયમાંથી કોની માન્યતા સત્ય છે. વિચારાન્તે જાણવામાં આવશે કે, ઉભયના અભિપ્રાય સત્ય છે; એટલું જ નહિ, પણ માત્ર એક જ વાર્ત્તાને એ બન્ને ભિન્ન ભિન્ન રીતિથી પ્રકટ કરે છે.

નિમ્ન લિખિત દૃષ્ટાંતથી એ કથનનું વિશેષ સ્પષ્ટીકરણ થઇ જાય છે. ધારી લ્યો કે, પર્વતની દરીમાં એક ઝરણ છે કે જે પાર્વતીય અખૂટ જલાશયમાંથી જલને પ્રાપ્ત કરે છે. હવે જો એ વાર્ત્તા સત્ય છે કે, દરીમાંનો ઝરો પાર્વતીય અખૂટ જલાશયના પ્રવાહદ્વારા જલને પ્રાપ્ત કરે છે; તો તેની સાથે એ વાર્તા પણ સત્ય જ છે કે, એ દરીમાંના લઘુ ઝરણનું જળ ગુણ અને ધર્મમાં પોતાના આદિ કારણ પાર્વતીય જલાશયના જલ જેવું જ હોવું જોઇએ અથવા છે; અને જો કાંઈ પણ ભેદ હોય તો તે કેવળ પરિમાણમાં જ હોવાનો. અર્થાત્ પાર્વતીય જલાશય એવાં અસંખ્ય ઝરણોને જળ આપી શકે છે અને તેમ છતાં પણ તેમાંના જળનો અંત આવતો નથી. માનવ જીવનનો પણ એવો જ પ્રકાર છે. અન્ય વિષયમાં મતભેદ હોવા છતાં પણ આ તત્ત્વનો તો સર્વને સ્વીકાર કરવો જ પડે છે કે, સકળ દશ્ય વિશ્વની સાથે અનંત જીવનરૂપ પરમાત્મા વર્ત્તમાન છે કે જે સર્વના જીવનનું જીવન છે અને જેમાંથી સર્વ પદાર્થોની ઉત્પત્તિ થયેલી છે. આપણુ સર્વને આ વ્યક્તિગત જીવન તે જ દિવ્ય પ્રવાહદ્વારા પ્રાપ્ત થયેલું છે; અને જો આ વાર્ત્તા સત્ય હોય, તો આપણું વ્યક્તિગત જીવન અને પરમાત્મજીવન ગુણ તથા ધર્મમાં અવશ્ય એક સમાન જ હોવાં જોઇએ. જો અંતર હોય તો તે કેવળ પરિમા-

ણમાં જ હોવો જોઇએ. જો આમ જ હોય તો પછી શું એ વાર્તા સિદ્ધ થઈ નથી શકતી કે, મનુષ્ય જેટલા પ્રમાણમાં એ પરમાત્મજીવન પ્રતિ ઢળે છે, તેટલા પ્રમાણમાં તે પરમાત્મજીવનના નિકટમાં જાય છે અને જેટલા પ્રમાણમાં તે પરમાત્મજીવનના વિશેષ નિકટમાં જાય આવે છે, તેટલા જ પ્રમાણમાં તેનામાં પરમાત્માની શક્તિઓ વિશેષ પ્રકટ થવા માંડે છે? જ્યારે ઇશ્વિરીય શક્તિઓ અસીમ અને અનંત છે, તો એનો અનુભવ કરવામાં મનુષ્યને જે વિઘ્ન જણાય છે, તે વિઘ્નનો ઉત્પાદક પણ તે પોતે જ છે; કારણ કે, તેને ઉપરિ કથિત સત્યનું જ્ઞાન નથી.

હવે પ્રથમ માન્યતાનો વિચાર કરો. અર્થાત્ પરમાત્મા જો સર્વના પૃષ્ઠભાગે રહીને જીવનને પ્રેરનાર અનંત જીવનમય આત્મા હોય, કે જેમાંથી સર્વ ઉત્પન્ન થઈ શકે છે; તો પછી આપણું વ્યક્તિગત જીવન અવશ્ય એ અનંત જીવનમાંથી દિવ્ય પ્રવાહદ્વારા નિરંતર વહન કર્યા કરતું હોવું જોઇએ. હવે જો આપણે દ્વિતીય માન્યતા પ્રમાણે વિચાર કરીએ અને એમ માનીએ કે, આપણો વ્યક્તિગત આત્મા એ પરમાત્માના અંશરૂપ છે, તો પછી આપણું વ્યક્તિગત રૂપમાં પ્રકટ થયેલું જીવન પોતાના મૂળ અનંત જીવન સમાન જ હોવાનું. જેવી રીતે સમુદ્રમાંથી કાઢેલો જલબિન્દુ સ્વરૂપ તથા લક્ષણમાં પોતાના મૂળરૂપ સમુદ્ર સમાન હોય છે, તેવી જ સ્થિતિ આપણા વ્યક્તિગત જીવન તથા અનન્ત જીવનની પણ સમજવી. આ સ્થાનમાં એક ભૂલ થવાનો સંભવ છે. યદ્યપિ પરમાત્મજીવન અને વ્યક્તિગત જીવન સ્વરૂપમાં એક સરખાં છે, તથાપિ અનન્ત જીવન વ્યક્તિગત જીવનથી એટલું બધું ઉત્કૃષ્ટ છે કે તેમાં સર્વનો સમાવેશ થઈ જાય છે; અર્થાત્ બીજા શબ્દોમાં કહીએ, તો સ્વરૂપના વિચારથી તો ઉભય એકરૂપ છે, પરંતુ શક્તિના વિકાસનો વિચાર કરીએ, તો ઉભયમાં અસીમ અન્તરાય દૃષ્ટિગોચર થાય છે.

## ૩ માનવજીવનનું પરમ સત્ત્વ

ગત પ્રકરણમાં વિશ્વના પરમ સત્યનું વિવેચન કરાયલું છે અને તે પરમ સત્ય એ છે કે, અનન્ત જીવન સર્વની પાછળ છે અને તેમાંથી જ સર્વ નીકળે છે. વિશ્વના એ પરમ સત્યને જાણ્યાપછી એ જાણવાની સ્વાભાવિક ઇચ્છા થાય છે કે, માનવ-જીવનનું પરમ સત્ત્વ શું છે? પ્રત્યેક વિચારશીલ મનુષ્યને ગત પ્રકરણથી આ નવીન પ્રશ્નનું ઉત્તર પણ મળી જાય છે.

તે અનન્ત જીવનની સાથે જ્ઞાનપૂર્વક સંબંધ જોડવો અને તેના ઈશ્વરીય પ્રવાહ સમક્ષ પોતાના અંતઃકરણને પૂર્ણતાથી ખોલી દેવું, એ જ અમારા, તમારા અને પ્રત્યેક મનુષ્યના જીવનનું પરમ સત્ય કિંવા સત્ત્વ છે. માનવી જીવનનું ઉત્કૃષ્ટ તત્ત્વ એ જ છે: કારણ કે, એમાં અન્ય સર્વ વિષયોનો સમાવેશ થઈ જાય છે અને એના યોગે જ સર્વ વસ્તુઓ ફળીભૂત થાય છે. આપણે તે અનન્ત જીવનની સાથે જ્ઞાનપૂર્વક જેટલા ઐક્યને અનુભવીશું,—જેટલા પ્રમાણમાં પોતાના અંતઃકરણને તે દિવ્ય પ્રવાહને ધારવા યોગ્ય બનાવીશું, તેટલા જ પ્રમાણમાં આપણામાં ઈશ્વરીય શક્તિઓનું પ્રાકટ્ય અને વિકસન થવાનું.

પરંતુ આનો અર્થ શો? એનો અર્થ એટલો જ કે, જ્યારે આપણે આપણા સત્ય સ્વરૂપને ઓળખીશું અને જ્યારે આપણો ઈશ્વરીય શક્તિઓની તથા નિયમોની સાથે ઐક્યભાવ થઈ જશે; તે વેળાએ આપણામાં પણ તેવી જ ઈશ્વરીય પ્રેરણાઓ થવા માંડશે કે જેવી પ્રેરણાઓ સંસારના મહાપુરુષો, અતુલ પ્રતાપી સાધુઓ, ઉદ્ધારકો, તત્ત્વવેત્તાઓ તથા ધર્માચાર્યોના અંતઃકરણમાં થતી હતી; કારણ કે, આપણે આપણા સત્ય સ્વરૂપને જેટલા વિશેષ પ્રમાણમાં જાણીશું અને જેટલા વિશેષ પ્રમાણમાં એ અનંત જીવન સાથે આપણી એકતા થશે, તેટલા વિશેષ પ્રમાણમાં ઈશ્વરીય શક્તિઓ આપણામાં પ્રકટ થવા અને કાર્ય કરવા માંડશે.

આપણે આપણા પોતાના અજ્ઞાનના કારણથી એ ઈશ્વરીય પ્રવાહ કિંવા દિવ્ય શક્તિઓને આપણા અંતઃકરણમાં પ્રકટ થતી અટકાવીએ છીએ અને તેમનાથી પરાઙ્મુખ રહીએ છીએ. બહુ કાળ પર્યન્ત તો આપણે જાણી જોઇને એ ઈશ્વરીય પ્રવાહ તથા દિવ્ય શકિતઓના સંચારમાટે આપણા હૃદયમંદિરને બંધ કરી રાખીએ છીએ અને તેનું પરિણામ એ થાય છે કે, આપણે આપણને પોતાને જ, જે શક્તિઓના આપણે સ્વાભાવિક અને સત્ય અધિકારી છીએ, તે શક્તિઓથી વિહીન કરી દઇએ છીએ; એથી વિપરીત, જ્યારે આપણે એ અનન્ત જીવનની સાથે એકતાને અનુભવવા માંડીએ છીએ, જ્યારે આપણે એ દિવ્ય પ્રવાહનો આપણા અંતઃકરણમાં સંચાર થવા દઇએ છીએ, ત્યારે આપણામાં ઉચ્ચતમ શક્તિઓ અને ઈશ્વરીય પ્રેરણાઓ પ્રકટ થવા માંડે છે અને તેમના યોગે આપણે દિવ્ય માનવ બની જઇએ છીએ.

દિવ્ય માનવ કોને કહી શકાય? દિવ્ય માનવ તેજ છે કે, જેનામાં મનુષ્યતા હોવા છતાં પણ ઈશ્વરીય શક્તિઓ પ્રકટ થતી રહે છે. આવા પ્રકારના મનુષ્યની સીમાને કોઈ પણ નિર્દિષ્ટ કરી શકતું નથી. આજે બહુજનસમાજની શક્તિ જે આટલી બધી મર્યાદિત અને સંકુચિત થયેલી છે, તેનું કારણ લોકોનું અજ્ઞાન જ છે. અજ્ઞાનના કારણથી જ માનવસમાજના વિકાસમાં અનેક પ્રકારનાં વિઘ્નો કિંવા પ્રત્યવાયો આવી પડે છે. અજ્ઞાનના કારણથી લોકો એ વાર્ત્તાને ભૂલી ગયા છે કે, આપણે વિશાળ જીવનના સત્ય અધિકારી છીએ; અને એથી જ તેઓ સંકુચિત હૃદયવાળા થઇને દુઃખમય, અશાંતિમય, રોગમય તથા સ્વાર્થમય જીવન વીતાડી રહ્યા છે. તેમણે આજ સુધીમાં કદાપિ પોતાના સત્ય સ્વરૂપનો વિચાર કર્યો જ નથી.

માનવજાતિ આજ પર્યન્ત એ તત્ત્વને સમજી શકી નથી કે, આપણું સત્ય સ્વરૂપ પરમાત્મજીવન સાથે એકતા ધરાવે છે.

માનવજાતિએ પોતાના અજ્ઞાનના કારણથી એ ઈશ્વરીય પ્રવાહ સમક્ષ પોતાના હૃદયને ખોલ્યું નથી અને તેથી તેમાંનો ઈશ્વરીય શક્તિઓના પ્રકટીભવનનો માર્ગ બંધ થઈ ગયો છે. જો આપણે આપણને પોતાને કેવળ મનુષ્ય માનીને જ બેસી રહીશું, તો આપણી શક્તિઓ કદાપિ સામાન્ય મનુષ્યો કરતાં વિશેષ ઉત્તમ થવાની નથી. જ્યારે આપણે આપણને પોતાને દિવ્ય મનુષ્ય માનીશું અને તદનુસાર આચરણ રાખીશું, ત્યારે જ આપણને પણ દિવ્ય મનુષ્યો સમાન મહાશક્તિની પ્રાપ્તિ થશે. આપણે આપણા અંતઃકરણને એ ઈશ્વરીય પ્રવાહ સમક્ષ જેમ જેમ ખોલીશું, તેમ તેમ આપણે સામાન્ય મનુષ્યોની શ્રેણીમાંથી નીકળીને દિવ્ય મનુષ્યોની શ્રેણીમાં સંચરતા જઈશું.

એક મિત્રનું એક ઉપવન છે અને તે ઉપવનમાં એક સુંદર સરોજસરોવર છે. એ કૃત્રિમ સરોવર (હોજ)માંનું પાણી પાસેના એક પાર્વતીય જળાશયમાંથી આવે છે અને જલાયશયથી એ હોજ પર્યન્ત એક નાળું કરેલું છે કે જે દ્વારા આવશ્યકતા અનુસાર તેમાં પાણી લઈ શકાય છે. એ સ્થાન અત્યંત રમણીય છે. વસન્તઋતુના આનંદદાયક દિવસોમાં તો એ કૃત્રિમ સરોવર સ્ફટિક સમાન નિર્મળ જળથી આકંઠ ભરેલું જ રહે છે. એ નિર્મળ જળપર નાનારંગીય કમળો ખીલેલાં હોય છે; અને તેના તીરપ્રાંતમાં નાના પ્રકારનાં સુગન્ધમય પુષ્પો ઊગેલાં હોય છે. ત્યાં જલપાનમાટે અનેક જાતિનાં પક્ષીઓ આવે છે અને તે મિત્ર તે પક્ષીઓના મધુર ગાનના અપૂર્વ આનંદનો ઉપભોગ ભોગવ્યા કરે છે. પુષ્પોપર ભ્રમરોનો ગુંજનરવ તેના મનને સદૈવ મુગ્ધ કર્યાં કરે છે. ઉદ્યાનમાં સર્વત્ર દૃષ્ટિપાત કરતાં અંજીર, દાડમ, નારંગી અને જામફળ આદિ નાના પ્રકારનાં ફળયુક્ત વૃક્ષો દૃષ્ટિને એક પ્રકારના અપૂર્વ આનંદનો અનુભવ કરાવે છે. જલાશયના તીરપ્રાન્તમાં શીતલ છાયાનો પણ વિસ્તાર થયેલો છે.

એ મિત્ર દિવ્ય મનુષ્ય છે અને તેથી સર્વ મનુષ્યોમાં એની પ્રેમમય દૃષ્ટિ રહ્યા કરે છે. આ કારણથી એ સ્થાનમાં "આ ખાનગી જમીન છે; આ રસ્તો રાહદારીનો નથી અને જે રજા વગર આવશે તેના પર કાયદા પ્રમાણે કામ ચલાવવામાં આવશે" એવા પ્રકારનો લેખ લખાયલો નથી; કિન્તુ "ભલે પધાર્યા" એવું સન્માનસૂચક વાક્ય તે દિવ્ય સ્થાનના દ્વાર પર લખાવવામાં આવ્યું છે. એ કારણથી સર્વજનો એ મિત્રપર પોતાનો પ્રેમભાવ રાખે છે અને તે પણ વળી બહુ જ મોટા પ્રમાણમાં. એ મિત્રના હૃદયમાંથી પણ સર્વજનોમાટે નિરંતર પ્રેમનો પ્રવાહ વહન કર્યા કરે છે; કારણ કે, તે એ તત્ત્વને સારી રીતે જાણે છે કે, જેટલો આ સ્થાનપર મારો અધિકાર છે, તેટલો જ કિંબહુના તેથી પણ વિશેષ અધિકાર સર્વ જનોનો છે.

એ સ્થાનમાં અલ્પવયસ્ક બાલકોનાં ઝુંડનાં ઝુંડ રમવા ખેલવાને આવ્યા કરે છે. આ સ્થાનમાં પ્રવેશ કર્યા પૂર્વે જે લોકો શ્રાન્ત અને મ્લાનવદન જોવામાં આવે છે, તે જ લોકો એ સ્થાનમાંથી પાછા નીકળતી વેળાએ તે મિત્રના સાન્નિધ્ય તથા સ્થાનના માહાત્મ્યથી આનંદમગ્ન અને પ્રસન્નવદન થયેલા દેખાય છે. લોકો એ મિત્રને સદા એ જ આશીર્વાદ આપ્યા કરે છે કે, 'ઈશ્વર અમારા આ બન્ધુનું સર્વથા કલ્યાણ કરે!' ઘણાક લોકો તો એ સ્થાનને દિવ્યભૂમિ અથવા દિવ્ય ઉદ્યાનના નામથી પણ ઓળખે છે. અમારો મિત્ર એ સ્થાનને '**આત્મોદ્યાન**'ના અભિધાનથી ઓળખે છે અને એ સ્થાનમાં જ તે અનુપમ શાંતિને અનુભવે છે. એ દિવ્ય સ્થાનમાં વાયુસેવનમાટે આવનારા લોકોને તે શાંતચિત્ત, શીતલ અને અનેક પુષ્પોના પરિમલથી સુવાસિત થયેલા વાયુનું સેવન કરતો તથા ચન્દ્રમાની ચન્દ્રિકામાં ભ્રમણ કરતો દૃષ્ટિગોચર થાય છે. અમારો એ મિત્ર અત્યંત સરળ સ્વભાવનો છે. તેનું એવું કથન છે કે, એ દિવ્યસ્થાનમાં

મારામાંની વિજયશ્રીથી વિભૂષિત અનેક સંકલ્પો તથા પુરુષાર્થની પ્રેરણા તથા સ્ફૂર્તિ થયેલી છે.

એ સ્થાનનું વાયુમંડળ દયા, અનુકંપા, શુભ ભાવના તથા આનંદવડે જ ભરેલું રહ્યા કરે છે. જેટલું એ સ્થાન મનુષ્યોને પ્રિય છે, તેટલું જ પશુઓને પણ પ્રિય લાગે છે. તે પશુઓનાં મુખમંડળોને જોતાં એવો જ ભાસ થયા કરે છે કે, જાણે તેઓ એ સ્થાનની પવિત્રતા તથા અનુપમતાને જોઇને પ્રસન્નતાથી હસતાં પોતાના મનોગત શુભ ભાવોને પ્રકટ કરી રહ્યાં છે; અને તેથી તેમને જોનારના મનમાં પણ અપ્રતિમ આનંદની ઊર્મિ આવ્યા વિના રહી શકતી નથી. તે જલાશયનાં દ્વાર નિત્ય ખુલ્લાં જ રાખવામાં આવે છે કે, જેથી તે ક્ષેત્રમાં ચરનાર પશુઓને પરિપૂર્ણ પાણી મળી શકે અને બાકીનું પાણી પાસેનાં ક્ષેત્રોમાં ચાલ્યું જાય. હવે એક વર્ષને માટે આપણા એ મિત્રને કોઈ કાર્યમાટે બીજે ગામ જવું પડ્યું; અને તે સમયે એ સ્થાન કોઈ 'વ્યવહારકુશળ'ના નામથી ઓળખાતા એક મનુષ્યને ભાડાથી આપવામાં આવ્યું. તેણે પાર્વતીય જલાશયમાંથી એ હોજમાં પાણી લાવનાર નાળાના મોઢાને બંધ કરી દીધું અને તેથી પર્વતપરથી વહી આવનાર સ્ફટિક સમાન સ્વચ્છ જળનું આવવું બંધ થઈ ગયું. આપણા મિત્રના તે દિવ્યસ્થાનના દ્વારપર લખાવેલા સન્માનસૂચક વાક્યને એ મનુષ્યે કાઢી નાખ્યું અને તેથી એ સ્થાનમાં રમવામાટે આવતાં આનંદી બાળકો તથા અન્ય સ્ત્રીપુરુષોનું આવવું જવું બંધ થયું. સર્વ વિષયોમાં પરિવર્ત્તન દૃષ્ટિગોચર થવા લાગ્યું. નવીન જીવનદાયક જલના અભાવથી એ હોજનાં સર્વ પુષ્પો સૂકી ગયાં અને જે મત્સ્યો તેના નિર્મળ જળમાં નિરંતર તર્યાં કરતાં હતાં, તે સર્વનું મરણ થવાથી તે સ્થાન મહાદુર્ગન્ધમય થઈ ગયું. હોજના કાંઠાપરનાં ખીલતાં ફૂલો મુર્ઝાવા લાગ્યાં, ભ્રમરોનો ગુંજનરવ બંધ થયો અને જલપાન

તથા ક્રીડામાટે આવતાં પશુપક્ષીઓના માર્ગનો પણ અવરોધ થયો. એ હોજની પૂર્વસ્થિતિ અને વર્ત્તમાન અવસ્થામાં જે પરિવર્ત્તન થયું તેનું કારણ એ જ કે, જલાશયમાંથી એ હોજ સૂધી પાણીને લાવનાર નાળાનું મોઢું બંધ કરી દેવામાં આવ્યું અને તેથી હોજમાં નવીન જીવન દેનાર જળનો ભરાવ થતો અટકી ગયો. એથી હોજની શોભા બહુ જ ઓછી થઈ ગઈ, આસપાસનાં એ હોજમાંથી જળને પ્રાપ્ત કરનારાં ક્ષેત્રો જલ-રહિત થઈ ગયાં અને તે ક્ષેત્રોમાં આવનારાં પશુપક્ષીઓને જે જળ મળતું હતું તે પણ અટકી ગયું. એ કારણથી ત્યાંનો પશુ-પક્ષીઓના આવવા જવાનો વ્યવહાર પણ બંધ થઈ ગયો.

શું આ વિષયમાં માનવજીવનનું સાદશ્ય આપણા જોવામાં નથી આવતું કે? જેટલા પરિમાણમાં આપણે આ અનન્ત જીવન સાથે ઐક્ય અને સંબંધ કરીશું, જેટલા પરિમાણમાં આપણે એ દિવ્ય પ્રવાહના સ્વીકારમાટે આપણા હૃદયનાં દ્વારોને ખોલીશું, જેટલા પરિમાણમાં સર્વશ્રેષ્ઠ, સર્વથી અધિક, શક્તિમાન્ અને સર્વોપરિ સુંદર તત્ત્વ સાથે એકરૂપ થઇશું, તેટલા પરિમાણમાં આપણી ચારે તરફ જીવનપ્રવાહ વહન કરવા માંડશે; કેવળ એટલું જ નહિ, પણ જેમની સાથે આપણો સંબંધ થશે, તે લોકોને પણ તેના સાક્ષાત્કારનો લાભ થઈ જશે. એ જ આપણા મિત્રનું સરોજ-મય સરોવર છે કે, જે આ સૃષ્ટિની સર્વ વસ્તુઓમાં પ્રેમ ધરાવે છે.

જો આપણે એ અનન્ત જીવન સાથે એકતા કરતાં અચ-કાઇશું અને દિવ્ય જીવનના પ્રવાહ સમક્ષ હૃદયનાં દ્વારોને બંધ કરી રાખીશું; તો એવી સ્થિતિમાં આવી જઇશું કે, પછી આપણને સુંદર અને સામર્થ્યવાન્ કોઈ પણ તત્ત્વ મળી શકશે નહિ અને એવી દશામાં જે કોઈ પણ આપણા સમાગમમાં આવશે, તો તેને પણ કોઈ પ્રકારનો લાભ થઈ શકશે નહિ; કિન્તુ હાનિ જ થવાની. અર્થાત્ આ દશા, પેલો કમળમય હોજ જ્યારે એક

ભાડૂતના અધિકારમાં હતો, તે સમયની છે અને તે સર્વથા સાજ્ય છે.

હવે એ સરોજમય સરોવરમાં તથા તમારા અને અમારા જીવનમાં કેટલોક ભેદ રહેલો છે, અને તે એ કે, જે પાર્વતીય જલાશય એ સરોવરનું મૂળ છે તેમાંથી વહી આવતા જળને પોતાના ગર્ભમાં આવવા દેવામાટે મધ્યનાં દ્વારોને ખુલ્લાં કરી દેવાની શક્તિ એ સરોવરમાં પોતામાં નથી. એ કારણથી તે પોતે લાચાર છે અને તેનો બાહ્ય સાધનોપર જ સર્વ આધાર છે. પરંતુ તમારામાં અને અમારામાં એ મધ્યદ્વારોને ખોલી દેવાની સંપૂર્ણ શક્તિ રહેલી છે. પોતાની ઇચ્છા અનુસાર દિવ્ય જીવનપ્રવાહના આગમનમાટે પોતાનાં હૃદયદ્વારોને ઊઘાડવાં કિંવા બંધ કરી દેવાં, એ સર્વથા આપણા અધિકારનો વિષય છે. મનોબળ અને વિચારબળથી એ શક્તિ આપણામાં વિકસિત થાય છે.

અનન્ત જીવનમાંથી આપણું આ આત્મજીવન પ્રકટ થએલું છે; અને તેથી અનન્ત જીવનસાથે આત્મજીવનનો ગાઢ સંબંધ છે. એ જ પ્રમાણે આ સ્થૂલ જીવનનો પોતાની આસપાસના જડ કિંવા દૃશ્ય જગત્ સાથે સંબંધ છે; કારણ કે, વિચાર તેમને એક બીજા સાથે જોડી દે છે. આત્મજીવન અને સ્થૂલ જીવનને એક બીજા સાથે જોડનાર મન અથવા વિચાર છે અને તે જ એ ઉભયમાં રમ્યા કરે છે.

વિચાર પણ એક પ્રકારની શક્તિ છે અને એ તત્ત્વને હવે વિજ્ઞાને પણ સ્વીકારવા માંડ્યું છે. વિચાર પણ આકાર, ગુણ તથા શક્તિને ધરાવે છે. વિચારોનું પણ એક ભિન્ન શાસ્ત્ર છે, કે જેના વિશે આજ કાલ મહત્ અનુસંધાન ચાલી રહ્યું છે. આપણી વિચારરૂપિણી શક્તિદ્વારા જ આપણામાં ઉત્પાદનશક્તિ પ્રકટ થાય છે; અને તે ઉત્પાદનશક્તિ નામ માત્રની નહિ, કિન્તુ સર્વથા વાસ્તવિક જ છે.

આપણી આસપાસ વિસ્તરેલી જડ સૃષ્ટિની ઉત્પત્તિ વિચારોમાંથી જ થયેલી છે; જડ સૃષ્ટિને જે સ્વરૂપ પ્રાપ્ત થયેલું છે, તે કેવળ વિચારોનું જ પરિણામ કિંવા ફળ છે. પ્રત્યેક દુર્ગ, પ્રત્યેક મૂર્તિ, પ્રત્યેક ચિત્ર અને સંક્ષેપમાં કહીએ તો પ્રત્યેક જડ વસ્તુની ઉત્પત્તિ પ્રથમ તેના કર્તાના મનમાં વિચારરૂપે થયેલી છે અને ત્યાર પછી તેને બાહ્ય દશ્ય સ્વરૂપ આપવામાં આવ્યું છે. આ સંસાર પણ સમસ્ત વિશ્વના આધાર અને આદિબીજ પરમાત્માના વિચારોનું ફળ છે. હવે જેવી રીતે આપણે જોઈ રહ્યા છીએ, તેવી રીતે જો આ વાર્તા સત્ય છે અને આપણે અગાધ ચેતન સ્વરૂપ ઇશ્વરના અંશ છીએ એટલે કે, આપણું અને તેનું ઐક્ય છે: તો જેટલા પ્રમાણમાં આપણે તેની સાથે એકતાનો અધિક અનુભવ કરીશું, તેટલા જ અધિક પ્રમાણમાં આપણામાં આત્મિક આંતરિક શક્તિદ્વારા ઉત્પાદનશક્તિનું પ્રાકટ્ય થવાનું.

પ્રત્યેક પદાર્થ દશ્ય જગત્‌માં પ્રકટ થવા પૂર્વે અદશ્ય જગત્‌માં પ્રકટ થાય છે. એટલામાટે અદશ્ય જગત્ સત્ય, કારણરૂપ અને સનાતન છે; અને દશ્ય જગત્ મિથ્યા, કાર્યરૂપ તથા અસનાતન છે.

શાબ્દિક શક્તિ અથવા યંત્રશક્તિ વૈજ્ઞાનિક રીતિથી સત્ય સિદ્ધ થયેલી છે. એ તો અમે પ્રથમ જ દર્શાવેલું છે કે, વિચારોના પ્રભાવથી જ આપણામાં ઉત્પાદનશક્તિ પ્રકટ થાય છે. આપણે જેને શબ્દ કહીએ છીએ, તે વિચારરૂપ શક્તિનું મનમાંથી બહાર નીકળતી વેળાએ ધારણ કરેલું ઇન્દ્રિયગોચર સ્વરૂપ છે. વિચારરૂપ શક્તિને એક કેન્દ્રમાં લાવીને તેને સુવ્યવસ્થિત કરવાનું કાર્ય શબ્દોદ્વારા જ થાય છે. વિચારરૂપ શક્તિને બહિર્ગત કરવામાટે શબ્દોની સર્વથી પ્રથમ આવશ્યકતા હોય છે, અર્થાત્ શબ્દો વિના વિચારોને વ્યક્ત કરી શકાતા નથી.

"હવામાં કિલ્લા બાંધવા" એ કહેવત આપણે લાંબા કાળથી સાંભળતા આવ્યા છીએ; અને જેને હવામાં કિલ્લા બાંધવાની

ટેવ પડી ગયેલી હોય છે, તેને લોકો સારી દૃષ્ટિથી જોતા નથી. પરંતુ એ વાર્તાને સ્મરણમાં રાખવી જોઇએ કે, પૃથ્વીપર કિલ્લો બાંધવા પહેલાં આકાશમાં કિલ્લો બાંધવો પડે છે; એટલે કે, કોઈ પણ વસ્તુને દૃશ્યરૂપમાં પ્રકટ કરવા પૂર્વે મનોરાજ્યમાં પ્રકટ કરવી પડે છે,–તેના વિષે મનસૂબો કરવો પડે છે. હવામાં કિલ્લો બાંધવો, એટલે કે મનસૂબો બાંધવો, એ કાંઈ અયોગ્ય નથી; પણ તેમાં શર્ત એટલી કે, તે મનસૂબા પ્રમાણે તે વસ્તુનું બાહ્ય સ્વરૂપ પ્રકટ કરી દેવું જોઇએ. મનોરાજ્ય–મનસૂબા–નો જન્મ અને લય મનમાં જ કરી દેવો અને તેને દૃશ્યરૂપ ન આપવું, એ સર્વથા અયોગ્ય છે.

આ વિષયમાં અહીં એ પણ જણાવી દેવાની આવશ્યકતા છે કે, મનુષ્યમાં પોતાની મનઃપ્રકૃતિ પ્રમાણે જ વિચારોને આકર્ષવાની શક્તિ રહેલી હોય છે. "समानशीलव्यसनेषु सख्यम्"નો નિયમ જેવી રીતે વિશ્વના પદાર્થોને લાગૂ પડે છે, તે જ પ્રમાણે તે વિચારોના સંબંધમાં પણ લાગૂ પડે છે. આ નિયમનું કાર્ય નિરંતર થતું જ રહે છે. હવે એનું આપણને જ્ઞાન થાય કિંવા ન થાય, તે એક જૂદી વાત છે. આપણે માનવપ્રાણી વિચારરૂપ સૂક્ષ્મ મહાસાગરમાં રહેનાર છીએ. એમ જો કહેવામાં આવે તો તેથી અતિશયોક્તિ થવાનો સંભવ નથી. આપણામાંથી નીકળતી વિચારરૂપિણી અસંખ્ય લહરીએ, એ મહાસાગરના પૃષ્ઠભાગપર ઇતસ્તતઃ અથડાતી રહે છે. હવે કોઈ જાણે કિંવા ન જાણે, પણ એ લહરીઓનું સર્વમાં અલ્પ કિંવા વિશેષ પરિણામ તો અવશ્ય થાય છે જ. કેટલાક લોકોની પ્રકૃતિ અતિશય કોમળ હોય છે, એટલે કે, તેમનો પોતાના મનપર જોઇએ તેટલો અધિકાર (કાબૂ) હોતો નથી અને તેથી અન્ય જનોના ગમે તેવા વિચારો તેમના મનમાં પરિણામ કરી જાય છે. પરંતુ કેટલાક મનુષ્યો એવા દૃઢ મનના હોય છે કે, પોતાના મનમાં

બહારના કેવા પ્રકારના વિચારો પ્રવેશ કરે છે, એનું તેઓ બરાબર ધ્યાન રાખે છે; અર્થાત્ એવા દઢ મનના લોકો કેવળ ઉત્તમ વિચારોને જ પોતાના મનમાં આવવા દે છે અને અધમ વિચારોના આગમનમાટે પોતાના મનોદ્વારને નિરંતર બંધ અને બંધ જ રાખ્યા કરે છે.

અમારો એક મિત્ર, એક સુપ્રસિદ્ધ વર્તમાનપત્રનો તંત્રી એવો તો કોમળપ્રકૃતિ પુરુષ છે કે, જો તે કોઈ જનસમુદાયમાં, સભામાં અથવા મેળામાં જાય અને ત્યાં લોકો સાથે તેનો વાર્તાલાપ ચાલે, તો તે લોકોની માનસિક દશા કિંવા શક્તિનું તેના હૃદયમાં તત્કાળ પરિણામ થઈ જાય છે. તેની એ માનસિક શક્તિની કોમળતા કિંવા નિર્બળતાના કારણથી બાહ્ય વિચારોનું તેના મનમાં એટલું બધું પરિણામ થઈ જાય છે કે, કોઈ પણ જનસમુદાયમાં જઈ આવ્યા પછી ત્રણ ચાર દિવસ પર્યન્ત તે પોતાની મૂળ સ્થિતિમાં આવી શકતો નથી.

આટલી સીમા પર્યન્ત કોમળપ્રકૃતિ થવાને ઘણાક લોકો મહાદુર્ભાગ્યની વાર્તા માને છે, પરંતુ વાસ્તવિક તેમ નથી. આન્તરિક આત્માની ઉચ્ચ પ્રેરણા અને બાહ્ય ઉચ્ચ તથા શુભ-શક્તિઓને સ્વીકારવા યોગ્ય અનુકૂલ પ્રકૃતિ હોય, તો તે લાભ-કારિણી છે. પરંતુ મનુષ્યનો પોતાના મનપર એટલો બધો અધિકાર હોય કે, જો તે કેવળ ઉચ્ચ પ્રેરણા અને ઉચ્ચ વિચારોનો જ સ્વીકાર કરે, તો તે સ્થિતિ પણ લાભકારિણી થઈ શકે છે. અને નહિ તો એવી પ્રકૃતિ ધરાવનાર મનુષ્ય બહુ જ દુઃખી થાય છે. જો મનુષ્ય ઇચ્છે, તો અવશ્ય એ શક્તિને પ્રાપ્ત કરી શકે છે.

એ શક્તિને પ્રાપ્ત કરવામાટે મનુષ્ય જો મનમાં દઢ નિશ્ચય કરીને પોતાની મનોવૃત્તિઓને નિમ્ન લિખિત વિચારોવડે ઉત્સાહિત કરે, તો એ શક્તિ અવશ્ય તેને પ્રાપ્ત થાય છે. તે વિચારો આ પ્રમાણે;–"સર્વ ક્ષુદ્ર વિચારોના આગમનમાટે હું મારાં મનો-

દ્વારને બંધ કરું છું અને સર્વ પ્રકારના ઉચ્ચ વિચારોના પ્રવેશમાટે હું પોતાનાં મનોદ્વારને ખુલ્લાં રાખું છું!" આવા પ્રકારના અભ્યાસથી અલ્પ સમયમાં મનની એવા પ્રકારની જ ટેવ થઈ જાય છે. મનુષ્ય જો આરંભથી અંતપર્યન્ત આવી વૃત્તિ બનાવવાના પ્રયત્નમાં મંડ્યો રહે, તો તેને એટલી સીમા પર્યન્તની શક્તિ પ્રાપ્ત થઈ જાય છે કે, તેના યોગે બહુ જ સત્વર તેનું અભીષ્ટ સિદ્ધ થઈ જાય છે. આવા પ્રકારના અભ્યાસથી મનુષ્ય દૃશ્ય અને અદૃશ્ય સંસારના નીચ તથા અનિષ્ટ વિચારોથી દૂર રહી શકે છે અને સર્વ પ્રકારની ઉચ્ચ તથા ઈષ્ટ પ્રેરણાઓ, તેમને આમંત્રણ મળવાથી, તેના હૃદયમાં આવીને વસવા માંડે છે.

અહીં એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે, અને તે એ કે, અદૃશ્ય જગત્ શી વસ્તુ છે? એના ઉત્તરમાં જણાવવાનું કે, વિશ્વના જે ભાગમાં વિચાર, ઇચ્છાઓ અને પ્રેરણાઓ પ્રકટ થાય છે, તેને અદૃશ્ય જગત્‌ના નામથી ઓળખવામાં આવે છે. એ વિચારોને–એ ઇચ્છાઓને સ્થૂલ ભુવનના નિવાસી–જીવિત કહેવાતા મનુષ્યો પણ ઉત્પન્ન કરે છે અને મૃત્યુના કારણથી જેમનાં ભૌતિક શરીરો નષ્ટ થઈ ગયાં છે, તે ભિન્ન પ્રકારના દેહધારી જીવો પણ ઉત્પન્ન કરી શકે છે.

આ સ્થૂલ ભુવનમાં જ મનુષ્યના વ્યક્તિગત જીવનનો આરંભ થાય છે. જેમ જેમ તેનું દિવ્ય જીવન અને તેની શક્તિઓ વ્યક્ત થતી જાય છે, તેમ તેમ તે સૂક્ષ્મ ભુવનમાં ઉપર અને ઉપર ચઢતો જાય છે. જેવી રીતે પ્રત્યેક સ્થૂલ શરીરની સાથે અને ઉપર સૂક્ષ્મ શરીર રહેલું છે, તે જ પ્રમાણે પ્રત્યેક સ્થૂલ ભુવનની સાથે અને ઉપર સૂક્ષ્મ ભુવનની વ્યવસ્થા કરાયલી છે. આ સ્થૂલ શરીર તો એવું જ દૃષ્ટિગોચર થાય છે કે, જાણે તે સૂક્ષ્મ શરીરનો આ સ્થૂલ ભુવનમાં પડતો પ્રતિબિંબ જ હોયની! સૂક્ષ્મ ભુવનથી લઇને જ્યાં તરતના મરી ગયેલા જીવો વસે છે, તે આત્મભુવન

પર્યન્ત, કે જેમનો વિચાર કરવો પણ કઠિન છે, અનેક ભુવન અને અનેક સ્થિતિઓ અસ્તિત્વ ધરાવે છે. એ પ્રમાણે માનવ શરીરના બે વિભાગ કરી શકાય છે; એક સ્થૂલ અને બીજો સૂક્ષ્મ. સ્થૂલ શરીરના અંતર્ભાગમાં સૂક્ષ્મ શરીર તેવી રીતે રહે છે કે, જેવી રીતે ભૂસી અથવા છાલની અંદર અન્ન અથવા ફળની સ્થિતિ હોય છે. તેમજ જેવી રીતે અન્ન અથવા ફળ પાકી ગયા પછી ભૂસી અથવા છાલ નિરુપયોગી થઈ જાય છે, તે જ પ્રમાણે સૂક્ષ્મ શરીરની પૂર્ણતા થતાં સ્થૂલ શરીર સર્વથા નિરુપયોગી થઈ જાય છે. એ સૂક્ષ્મ શરીરના ભિન્નભિન્ન વિભાગો ભિન્નભિન્ન ભુવનો સાથે સંબંધ ધરાવે છે; અને તેથી આત્મા પણ તે દ્વારા ભિન્નભિન્ન ભુવનો સાથે સંબંધ ધરાવે છે અને એના યોગે તેની શક્તિઓ વ્યક્ત થતી જાય છે.

જીવન ગમે તે રૂપમાં પ્રકટ થયેલું હોય, પરંતુ તે સનાતન અને નિત્ય છે. બાહ્ય આકારના પરિવર્તનથી તેની અમરતામાં કોઈ પણ પ્રકારનું પરિવર્તન થઈ શકતું નથી. જીવન વિશ્વનું એક નિત્ય તત્ત્વ છે. જે આકારો દ્વારા તે પ્રકટ થાય છે, તે આકારોના પરિવર્તનથી પણ તેનામાં કોઈ પ્રકારનું પરિવર્તન થતું નથી. જીવ સ્થૂલ શરીરને ત્યાગીને બહાર નીકળી જાય, એટલે તેથી કાંઈ એમ સિદ્ધ થતું નથી કે, તેનું પ્રથમ પ્રમાણે અસ્તિત્વ છે જ નહિ. સૂક્ષ્મ શરીરમાં તેના જીવનનો આરંભ કહી શકાતો નથી; કારણ કે, પ્રથમ તેનો અંત થયો નહોતો. એમ અવશ્ય કહી શકાય કે, જ્યારથી તેણે તે રૂપને ત્યાગી દીધું, ત્યારથી તે અન્ય રૂપમાં પ્રકટ થયો; કારણ કે, અખિલ જીવન સોપાનયુક્ત નિઃસરણી છે. જીવન ક્રમશઃ વિકાસને પામે છે—એક એક સોપાનપર ઉંચું ચઢે છે અને ધીમે ધીમે દિવ્યતાને પ્રાપ્ત કરે છે. અર્થાત્ એમ તો નથી જ થતું કે, તે નીચેની દશાઓને મૂકીને એકદમ ઉચ્ચ દશાઓને પહોંચી જાય; તલ સોપાનપરથી કૂદકો મારીને

એકદમ શિખરપરના સોપાનપર આવી જાય. સારાંશ કે, તે ઉચ્ચ દશાને ધીમે ધીમે જ પ્રાપ્ત કરી શકે છે.

જેવી રીતે આ સ્થૂલ ભુવનમાં મનુષ્યોનું જીવન છે, તે જ પ્રમાણે સૂક્ષ્મ ભુવનોમાં પણ સૂક્ષ્મ આકારોમાં ભિન્નભિન્ન સ્થિતિઓમાં જીવોનું અસ્તિત્વ હોય છે. “समानशीलव्यसनेषु सख्यम्” નો જે નિયમ છે, તે નિયમનું કાર્ય નિરંતર થતું જ રહે છે. આપણે પોતાના વિચારો પ્રમાણેના વિચારોને અદશ્ય જગત્-માંથી નિરંતર પોતા તરફ આકર્ષતા રહીએ છીએ. બાહ્ય વિચારોનું પોતામાં પરિણામ થવા દેવું ઘણાકોને સારું લાગતું નથી, પરંતુ કિંચિદ્ વિચાર કરવાથી એની શ્રેષ્ઠતા જાણવામાં આવી જાય છે. આપણે સર્વ એક બીજા સાથે સાંકળની કડીઓ પ્રમાણે સંધાયલા છીએ. એ કારણથી આપણે જેવા વિચાર કરીશું, તેવા જ વિચારો આપણી તરફ આવવાના, એ નિશ્ચિત છે.

પરંતુ આપણે કેવા વિચાર કરવા જોઇએ અને બહારના કેવા વિચારોને સ્વીકારવા યોગ્ય થવું જોઇએ, એનો આધાર પોત-પોતાની માન્યતા પર રહેલો છે. આપણે કોઈ પણ સંયોગને આધીન નથી; કારણ કે, કોઈ પણ સંયોગને આધીન થવું કિંવા ન થવું, એ પણ આપણા પોતાના હાથમાં જ છે.

ખારવો નૌકાના સુકાનને પોતાના હાથમાં રાખે છે અને કયા માર્ગે જવાનું છે, કયાં અટકવાનું છે અને નૌકાને કેવી રીતે ચલાવવાની છે, એ સર્વ બાબતોને ધ્યાનમાં રાખીને નૌકાને અભીષ્ટ સ્થાનમાં લઈ જાય છે. પરંતુ જો તે સુકાનને હાથમાંથી છોડી દે અને નૌકાને તે જ્યાં જાય ત્યાં જવા દે, તો નૌકા તોફાનના ઝપાટામાં કયાંની કયાંય ચાલી જાય, એમાં લેશ માત્ર પણ સંદેહ નથી. અર્થાત્ આપણા મનની પણ એવી જ સ્થિતિ છે. જો આપણે આપણા મનના સુકાનને પોતાના હાથમાં રાખીએ, તો આપણા પોતાના વિચારો પ્રમાણેના વિચારોને સમસ્ત જગતના

મહાપુરુષો પાસેથી આકર્ષિત કરી શકીએ છીએ. આપણે ગમે ત્યાં હોઇએ અને ગમે તે કરતા હોઇએ, પરંતુ આ બળ આપણા હાથમાં છે અને એટલામાટે આપણે અત્યંત આનંદ માનવાનો છે.

કેટલાક દિવસ પૂર્વે હું મારા એક મિત્ર સાથે અશ્વારૂઢ થઇને ફરવા ગયો હતો; ત્યાં એ સંવાદ ચાલ્યો કે;–"આજકાલના લોકો જીવનના રહસ્યને જાણવાના અતિશય પ્રયત્ન કરી રહ્યા છે; અર્થાત્ અનંત જીવનસાથે આપણો શો સંબંધ છે, એ રહસ્યને જાણવામાટે તેઓ પોતાની અત્યંત ઉત્કંઠાને પ્રદર્શિત કરે છે. સર્વત્ર આધ્યાત્મિક ઉત્કર્ષ દૃષ્ટિગોચર થાય છે. ઓગણીસમી સદીનાં ગયાં થોડાં વર્ષથી ઉત્કર્ષનાં ચિહ્નો દેખાવા માંડ્યાં છે; અને તેથી વીસમી સદીમાં તો આપણે એ ઉત્કર્ષને તેના વિશાળ રૂપમાં નિહાળી શકીશું." એની વચ્ચે જ મેં મારા મિત્રને જણાવ્યું કે;–" મહાન્ દાર્શનિક એમર્સન્ કે જે પોતાના કાળમાં બહુ જ આગળ વધેલો હતો અને જેણે આત્મિક ઉન્નતિમાટે અત્યંત શ્રદ્ધાસહિત નિર્ભયતાથી દીર્ઘકાળ પર્યન્ત પ્રયત્ન કર્યો હતો, તે જો આજે આ સ્થિતિને જોવામાટે જીવતો હોત, તો તેના હૃદયમાં કેટલો બધો આનંદ થાત વારુ!" એના ઉત્તરમાં મારા મિત્રે કહ્યું કે;–"પણ અત્યારે તે આ સ્થિતિને નથી જ જોતો, એમ આપણાથી કેમ કરીને કહી શકાય વારુ? અથવા તો આ કાર્યમાં તેનો હાથ બિલ્કુલ નથી, એમ પણ આપણાથી કેમ માની શકાય? કદાચિત્ અત્યારે આ કાર્યમાં તેનો પ્રથમ કરતાં પણ વધારે હાથ હોય, તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું છે ખરું કે?" આ વાત મારી બુદ્ધિમાં પણ ઊતરી અને તેથી એ વિધાનમાટે મેં મારા તે મિત્રનો અત્યંત ઉપકાર માન્યો. વસ્તુતઃ એ તો સત્ય જ છે કે, જેમણે આ વિશ્વમાં વસીને લોકોના કલ્યાણનાં કાર્યો કરેલાં છે, તેઓ સૂક્ષ્મ ભુવનમાં પણ એ જ કાર્ય કર્યા કરે છે.

વિજ્ઞાનશાસ્ત્ર (સાયન્સ્) અત્યારે એ ઘટનાને સિદ્ધ કરી

રહ્યું છે કે, આપણી સ્થૂલ ઇન્દ્રિયોના યોગે આપણને જેટલા પદાર્થોનું જ્ઞાન થાય છે, તેમના કરતાં અનન્તગણા પદાર્થો ઇન્દ્રિયોને અગોચર છે. જે મહતી શક્તિના કારણથી આપણા હાથે મોટાં મોટાં કાર્યો થાય છે, તે શક્તિ આપણને અદશ્ય જગત્માં પ્રાપ્ત થાય છે; અને તેથી તેનું જ્ઞાન આપણને આ સ્થૂલ ઇન્દ્રિયોદ્વારા થઈ શકતું નથી. હવે ગમે તો તેનું જ્ઞાન હોય કે ન હોય, તોપણ એ તો સર્વથા નિર્વિવાદ છે કે, દશ્ય વિશ્વ કાર્યરૂપ છે અને અદશ્ય વિશ્વ કારણરૂપ છે. વિચાર એક પ્રબળ શક્તિ છે અને આપણા સારા તેમ જ નઠારા વિચારોને તે શક્તિ પ્રાપ્ત થયેલી છે, કે જેના યોગે તેઓ પોતાના જેવા વિચારોને બાહ્ય જગત્માંથી આકર્ષિત કરી શકે છે. એથી એ વાર્ત્તા સ્પષ્ટ થાય છે કે, પોતાના જીવનને ઉન્નતિના માર્ગે ચઢાવવું અથવા તો અવનતિના માર્ગમાં લઈ જવું, એનો સર્વ આધાર કેવળ આપણા વિચારોપર જ રહેલો છે. એક અત્યંત દિવ્ય અને આન્તરિક દષ્ટિવાળા દાર્શનિકનું કથન છે કે;–"આધ્યાત્મિક તથા ભૌતિક પદાર્થોમાં એક જ નિયમ વર્ત્તમાન છે. જેઓ નિરંતર ઉદાસીન રહ્યા કરે છે–નિરાશામાં જ નિમગ્ન રહ્યા કરે છે, તેઓ ઔદાસીન્યપરિપૂર્ણ અને નિરાશાભિભૂત તત્ત્વોને પોતા પ્રતિ આકર્ષિત કર્યા કરે છે અને વિજયમાં જેમની સર્વથા અશ્રદ્ધા હોય છે, તેઓ વિજયને કદાપિ પ્રાપ્ત કરી શકતા નથી; તેઓ બીજાને ભારરૂપ જ જણાયા કરે છે. ઉત્સાહી, શ્રદ્ધાળુ અને આનંદમગ્ન પુરુષો નિરંતર વિજયનાં તત્ત્વોને પોતા પ્રતિ આકર્ષ્યા કરે છે. અમુક મનુષ્યનો સ્વભાવ આનંદમય છે કિંવા વિષાદમય છે, એ ભેદને તેના ગૃહના આગળના કે પાછળના ખુલ્લા મેદાન (આંગણા) ને જોવાથી પણ જાણી શકાય છે. સ્ત્રીનાં વસ્ત્રોમાં દષ્ટિપાત કરવાથી તેની માનસિક સ્થિતિ જાણવામાં આવી જાય છે. ફૂઅડ સ્ત્રીના મનમાં નિરાશા, દુઃખ અને અવ્યવસ્થાની

પ્રધાનતા રહે છે. ફાટેલાં ચીથડાં અને મેલ શરીરપર પ્રકટ થવા પૂર્વે વિચારમાં અદસ્ય રૂપથી પ્રકટ થાય છે. જે વિચારને પ્રકટ કરવામાટે બહુ પ્રયત્ન કરવામાં આવે છે, તે વિચાર સ્પષ્ટતાથી પ્રકટ થઈ જાય છે. ત્રાંબાનો એક ટુકડો રસાયનિક પ્રયોગથી દષ્ટિગોચર ન થતા તામ્રકણુને આકર્ષી લે છે અને તેમને દસ્ય રૂપમાં પરિવર્ત્તિત કરી દે છે. એ જ પ્રમાણે એક વિચાર બાહ્ય પરમાણુઓને આકર્ષિત કરીને તેમને દસ્ય રૂપમાં પ્રકટ કરી દે છે.

જેનું મન નિરન્તર ઉત્સાહી, આશાયુક્ત, ધૈર્યશાલી અને દઢ હોય છે, તે એ જ ગુણોને અનુકૂલ તત્ત્વ તથા શક્તિઓને આકર્ષ્યા કરે છે.

તમારા પ્રત્યેક વિચારનું તમારામાટે અક્ષરશઃ મૂલ્ય છે. તમારા શરીરનું બળ, તમારા મનની શક્તિ, તમારા કાર્યમાં યશ અને તમારી સંગતિથી અન્યને મળનારો આનન્દ ઇત્યાદિ સર્વ વિષયોનો કેવળ વિચારપર જ આધાર રહેલો છે. જે દિશામાં તમે પોતાના મનને પ્રવૃત્ત કરો છો, તે દિશામાંથી તમારો આત્મા પોતાની માનસિક દશાને અનુકૂલ થતાં અદશ્ય તત્ત્વોને પોતા પ્રતિ આકર્ષિત કર્યાં કરે છે. જેવી રીતે આ રસાયનિક નિયમ છે, તેજ પ્રમાણે આધ્યાત્મિક નિયમ પણ છે. જે પદાર્થોને આપણે આ સ્થૂલ નેત્રોવડે નિહાળી શકીએ છીએ, તે પદાર્થોમાં જ રસાયનશાસ્ત્ર બદ્ધ નથી; કિન્તુ જે પદાર્થોને આપણે આ સ્થૂલ નેત્રોવડે જોઈ શકીએ છીએ, તેમનાથી દશ હજાર ગણા એવા પદાર્થો પણ છે કે, જે આપણી સ્થૂલ દૃષ્ટિને ગોચર થતા નથી. મહાત્મા જેજસ્ ક્રાઇસ્ટની આજ્ઞા છે કે;–"જેઓ તમારું અકલ્યાણ કરે, તેમનું પણ તમે કલ્યાણ કરો." આ વાર્તા શાસ્ત્રીય નિયમ અનુસાર છે. શ્રી બુદ્ધદેવે પણ કહેલું છે કે;—

" नही वेरेण वेराणी सम्मन्तीध कुदाचन ।
अवेरेण च सम्मन्त एस धम्मो सनातनो " ॥

અર્થાત્–"વૈરથી કદાપિ વૈરની શાંતિ થતી નથી; કિન્તુ કેવળ પ્રેમથી જ વૈરની શાંતિ થાય છે, એવો સનાતન નિયમ છે." શુભ કાર્ય કરવું, તે પ્રાકૃતિક શુભ શક્તિને પોતા પ્રતિ આકર્ષવા સમાન છે. એથી વિરુદ્ધ અશુભ કાર્ય કરવાથી આપણે અશુભ તત્ત્વોને આપણા પ્રતિ આકર્ષીએ છીએ. જ્યારે આપણી આંખો ઊઘડી જશે અને આપણુને સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થઈ જશે, ત્યારે આપણે પોતાના સંરક્ષણમાટે અશુભ વિચારને બંધ કરી દઈશું. જે લોકો અષ્ટૌપ્રહર કેવળ દ્વેષ અને દ્વેષમાં જ નિમગ્ન રહ્યા કરે છે, તે લોકો દ્વેષથી જ મરી જાય છે, એ વાર્તા વૈજ્ઞાનિક નિયમથી સત્ય સિદ્ધ થઈ ચૂકી છે.

આ વિષયમાં એક અનુભવી વૈજ્ઞાનિકનો અભિપ્રાય છે કેઃ–"આકર્ષણનો નિયમ પ્રત્યેક ભુવનમાં એક સમાન વર્ત્તમાન છે." મનુષ્ય જેની ઇચ્છા કરે છે કિંવા જેનામાં વિશ્વાસ રાખે છે, તેને પોતા પ્રતિ આકર્ષિત કરતો રહે છે. જો તે એક વિષયની ઇચ્છા રાખે અને અન્ય વિષયમાં વિશ્વાસ રાખે, તો તેની દશા તે કુટુંબ સમાન થાય છે કે, જે કુટુંબનાં મનુષ્યો મતભેદના કારણથી પોતપોતામાં લડી ઝગડીને અંતે નષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે. એટલામાટે પ્રત્યેક મનુષ્યનું એ જ કર્ત્તવ્ય છે કે, તેણે પોતાની ઇચ્છેલી વસ્તુમાં જ વિશ્વાસ રાખવો. જ્યાં સુધી તમે આ વિચારમાં દૃઢ રહેશો, ત્યાં સુધી જાણીને કે અજાણથી તમે પોતાના વિચારોને અનુકૂલ થાય, તેવાં તત્ત્વોને એક સરખી રીતે પોતાપ્રતિ આકર્ષતા રહેશો. વિચાર આપણો ખાસ વારસો છે. આપણે એને નિયંત્રિત કરી શકીએ છીએ અને કાયદાસર રાખી શકીએ છીએ. આ વિષયનો વિચાર કરીને આપણા વિચારોને આપણી ઇચ્છાને અનુકૂલ બનાવવા, એ આપણું પરમ કર્ત્તવ્ય છે.

મનની આકર્ષણશક્તિના વિષયમાં આપણે વિચાર કરી ચૂકયા છીએ. જેમના વિચારો અત્યંત પ્રબળ ઇચ્છાવાળા હોય

છે અને તે ઇચ્છાની પૂર્ણતામાં જેમની અવિચલ આશા હોય છે, તેમની એ ઇચ્છાને જ 'શ્રદ્ધા' ના નામથી ઓળખવામાં આવે છે. જેટલા પરિમાણમાં એ ઇચ્છા અથવા શ્રદ્ધા કાર્ય કરશે અને જેટલા પ્રમાણુમાં તેને આશારૂપ જળ મળ્યા કરશે, તેટલા પરિમાણુમાં તે અભીષ્ટ પદાર્થોને આકર્ષિત કરશે અને તેમને અવશ્ય દૃશ્યરૂપમાં પ્રકટ કરી દેશે.

સંકલ્પશક્તિ બે પ્રકારની છેઃ— માનવી સંકલ્પશકિત અને દૈવી સંકલ્પશકિત. અમે ઉપર જણાવી આવ્યા છીએ કે, આપણી એક પ્રકૃતિ અસનાતન—અનિત્ય—છે અને બીજી પ્રકૃતિ ઈશ્વર-સદૃશ સનાતન અથવા નિત્ય છે. જે મનુષ્યોને પોતાની ઈશ્વર સદૃશ પ્રકૃતિનું જ્ઞાન નથી, જેમનું વિશ્વ કેવળ સીમાબદ્ધ ઇન્દ્રિયગોચર છે, ભૌતિક ઇન્દ્રિયો જેનો અનુભવ કરી શકે તેટલું જ જેમનું સુખ છે અને એવા સુખની પ્રાપ્તિ કરવી એ જ જેમનું અભીષ્ટ છે, તે મનુષ્યોના સંકલ્પને માનવી સંકલ્પ કહેવામાં આવે છે. એથી વિરુદ્ધ જેઓ પોતાની ઈશ્વર સદૃશ પ્રકૃતિનું જ્ઞાન ધરાવે છે, જેમને વિશ્વની મહતી શકિતનો અનુભવ થઈ ગયો છે, જેમને પરમાત્મા સાથેની પોતાની એકતાની પૂર્ણ પ્રતીતિ છે—ક્રમવિકાસના કારણથી જેમની ઇન્દ્રિયોની શકિત બહુ પ્રબળ થઈ ગયેલી છે અને વિષયસુખ કરતાં જેમને અત્યુત્તમ સનાતન સુખની વિશેષ રુચિ છે, તે મનુષ્યોના સંકલ્પોને 'દૈવી સંકલ્પ'ના નામથી ઓળખવામાં આવે છે.

માનવી સંકલ્પો મર્યાદિત છે,—તેમની ગતિ નિશ્ચિત છે; અને દૈવી સંકલ્પ અમર્યાદ તથા અસીમ છે; તેઓ સર્વતોગામી અને સર્વસાધક છે. અર્થાત્ એથી માનવી સંકલ્પોને જેટલા પ્રમાણુમાં દૈવી સંકલ્પોનું સ્વરૂપ આપવામાં આવશે, તેટલા પ્રમાણુમાં તેમનામાં સર્વતોગામિત્વ અને સર્વસાધકત્વ આદિ ગુણોનો આવિર્ભાવ થશે.

પ્રત્યેક જીવનની શકિત, કિંબહુના પ્રત્યેક જીવન, તે જેની સાથે સંબંધ રાખે છે, તદનુસાર જ થાય છે. પરમાત્મા વસ્તુતઃ વિશ્વ-વ્યાપક છે અને વિશ્વાતીત છે. તે પ્રથમ પ્રમાણે આજ પણ પ્રત્યેક મનુષ્યના જીવનમાં કાર્ય–રાજ્ય–કરી રહ્યો છે. આપણે તેને જેટલા પરિમાણમાં વિશ્વવ્યાપક તથા વિશ્વાતીત સમજીશું, તેટલા પરિમાણમાં આપણે તેના જીવન અને તેની શકિતમાંથી ભાગ લેવાને શકિતમાન્ થઇશું. આપણે પરમાત્માને જીવન તથા શકિતનું મૂળ જાણીને જેટલા પ્રમાણમાં તેની સાથે પોતાના સંબંધને વધારીશું, તેટલા પ્રમાણમાં આપણે તેના જીવનના ભાગીદાર બનીશું અને તેના ગુણો આપણામાં પ્રકટ થવા માંડશે. જેમ જેમ આપણે એ વિશ્વવ્યાપક અને વિશ્વાતીત જીવનપ્રવાહના પ્રવેશમાટે આપણા હૃદયમંદિરનાં દ્વારોને ખોલતા જઇશું તેમ તેમ આપણે એક ખાડીરૂપ બનતા જઇશું અને તેથી આપણામાં અનંત જ્ઞાન તથા અનંત બળનો આવિર્ભાવ થતો જશે.

મનરૂપ સાધન દ્વારા જ આત્મિક અને સ્થૂલ જીવનનો સંબંધ થાય છે અને આત્મિક જીવન સ્થૂલ જીવન દ્વારા જ પ્રકટ થવા માંડે છે. મનને નિરંતર આત્મિક પ્રકાશની આવ-શ્યકતા રહ્યા કરે છે. જેટલા પરિમાણમાં આપણે મનરૂપ સાધન દ્વારા દૈવી તત્ત્વની સાથે ઐક્યનો અનુભવ કરીશું, તેટલા પરિ-માણમાં એ પ્રકાશ આપણામાં સ્ફુરિત થવાનો; કારણ કે, પ્રત્યેક આત્મા એ દૈવી તત્ત્વનું ભિન્નભિન્ન વ્યકિતગતરૂપ છે. એનાથી આંતરિક પ્રતિભા વૃદ્ધિગત થાય છે. તે આત્મિક શકિત છે કે જેના યોગે મનુષ્ય પરમાત્મા સાથે સંબંધ કરી શકે છે અને તે વિષયના જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. જીવન અને પ્રકૃતિનાં રહસ્યો એ શકિત સમક્ષ પ્રકટ થઈ જાય છે. એવી એક આત્મિક બુદ્ધિ જ છે કે જેના યોગે દૈવી સ્વભાવનું પ્રત્યક્ષ જ્ઞાન થઈ જાય છે અને મનુષ્યને જાણે તે પોતે ઈશ્વરનો પુત્ર જ છે, એવો સાક્ષાત્કાર

થવા માંડે છે. એવી રીતે પ્રાપ્ત કરેલાં આધ્યાત્મિક શક્તિ અને આધ્યાત્મિક પ્રકાશ આંતરિક દૃષ્ટિથી ખીલે છે. એવા મનુષ્યનું લક્ષ જે વસ્તુમાં જાય છે, તે વસ્તુનાં સ્વભાવ, લક્ષણ અને ઉદ્દેશ આદિ તેને જ્ઞાનગમ્ય થઈ જાય છે. જેવી રીતે સ્થૂલ ઇંદ્રિયો બહિર્મુખ રહે છે, તે જ પ્રમાણે આન્તરિક પ્રતિભા અંતર્મુખ રહે છે. એ આંતરિક પ્રતિભામાં જ્ઞાનને પ્રાપ્ત કરવાનાં બાહ્ય સાધનો ઉપરાંત સત્યની પરીક્ષા કરવાની શક્તિ પણ રહેલી હોય છે. સર્વ પ્રકારનાં પ્રેરણાત્મક શિક્ષણ (Inspired teaching) અને આધ્યાત્મિક ઉદ્‌ગારો આત્માની અપૂર્વ શક્તિદ્વારા જ પ્રકટ થાય છે. એવી રીતે તે અનંત જ્ઞાનમય દિવ્ય શક્તિ સાથે પોતાનો સંબંધ બાંધી શકે છે, તેની પ્રેરણાને સ્વીકારી શકે છે અને પોતે જ્ઞાની અથવા દૃષ્ટા (Seer) બની શકે છે.

એ દશામાં મનુષ્યનું મન બંધનરહિત થઈ જાય છે અને નિષ્પક્ષપાતી થવાથી તે સત્યને સ્વીકારી શકે છે. તેને જ્ઞાન-પ્રાપ્તિનાં બાહ્ય સાધનોની આવશ્યકતા રહેતી નથી. તે સર્વ મનુષ્યોને દિવ્ય દૃષ્ટિથી નિહાળે છે અને સર્વજ્ઞતાના યોગે સર્વ કાંઈ સ્પષ્ટતાથી તેના જોવા તથા જાણવામાં આવી જાય છે. આંતરિક પ્રતિભાના યોગે તેને ઈશ્વરીય યોજનાનું જ્ઞાન થઈ જાય છે અને તેથી તે તેની સાથે તન્મય થયા વિના રહી શકતો નથી.

કેટલાક લોકો એ આંતરિક પ્રતિભાને ' આત્માનો શબ્દ ' કહે છે, કેટલાકો 'ઈશ્વરીય ધ્વનિ'ના નામથી ઓળખે છે અને કેટલાકો એને ષષ્ઠ ઇન્દ્રિયનું નામ પણ આપે છે; પરંતુ એ આન્તરિક—આધ્યાત્મિક ઇંદ્રિય છે. જેટલા પરિમાણમાં આપણને આપણા પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન હોય અને જેટલા પરિમાણમાં આપણે અનંત જીવનની સાથે એકતાનો અનુભવ કરીએ તથા દિવ્ય પ્રવાહ સમક્ષ પોતાના અંતઃકરણને ખોલીએ, તેટલા પરિમાણમાં જ એ આધ્યાત્મિક ધ્વનિ, એ ઈશ્વરીય નાદ

કિંવા આંતરિક પ્રતિભાનો શબ્દ આપણામાટે સ્પષ્ટ થવા માંડે છે. તેનું શ્રવણ કરીને જેટલા પ્રમાણમાં આપણે આપણું આચરણ તદનુસાર બનાવીએ, તેટલા જ પ્રમાણમાં તે ધ્વનિ વળી વિશેષ સ્પષ્ટ થતો જાય છે અને અંતમાં તે આપણા જીવનનો માર્ગદર્શક દીપક બની જાય છે.

# ૪ જીવનની પૂર્ણતા

## શારીરિક આરોગ્ય અને શક્તિ

ઈશ્વર અનંત જીવનનો પ્રાણ છે. હવે જો એ જીવનના આપણે ભાગીદાર હોઇએ અને જો આપણામાં એના દિવ્ય અંતઃપ્રવાહ સમક્ષ પોતાના અંતઃકરણના દ્વારને ખોલવાની સત્તા હોય, તો તે આપણી, જડજીવનસાથે સંબંધ ધરાવતી, તદ્વિષયક પ્રથમ ધારણા કરતાં પણ કાંઇક વિશેષતાના રૂપે વ્યકત થાય છે. અર્થાત્ આપણે માનવ પ્રાણીઓ એ અનંતના જ અંશ છીએ અને એ ઈશ્વરીય પ્રવાહ સમક્ષ પોતાના અંતઃકરણને ખોલવાની સંપૂર્ણ શકિત આપણામાં રહેલી છે. એ ઈશ્વરીય ચૈતન્યને સ્વભાવતઃ કોઈ પણ રોગની બાધા થઈ શકતી નથી; કારણ કે, ચૈતન્ય નિત્ય છે અને રોગ અનિત્ય છે. જો આપણે જાણી જોઇને કિંવા અજ્ઞાનથી એ ઈશ્વરીય નિયમનું ઉલ્લંઘન કરીએ, તો તેનો પ્રતિફળરૂપ દંડ આપણને મળી જાય છે અને એ જ આપણો રોગ છે. સારાંશ કે, ઈશ્વરીય ચૈતન્યને રોગની બાધા કદાપિ થતી નથી. જો એ ઈશ્વરીય ચૈતન્યનો આપણા શરીરમાં સંચાર થતો રહે, તો અવશ્ય આપણું શરીર આરોગ્યરૂપ મહાસાગરમાં નિમજ્જન કરતું રહે છે. એ વાર્ત્તાને ધ્યાનમાં રાખવાની અત્યંત આવશ્યકતા છે કે, સૃષ્ટિમાં સમસ્ત જીવનની પ્રવૃત્તિ બહિર્મુખ છે એટલે કે જીવનપ્રવાહ નિરંતર અંદરથી બાહ્ય ભાગમાં જ આવ્યા કરે છે. એક સર્વમાન્ય અને અબાધ્ય

નિયમ એ છે કે, જેવું અંદર તેવું જ બહાર હોવું જોઇએ અને જેવું કારણ હોય તેવું જ કાર્ય પણ થવાનું. અર્થાત્ જેવું મન હોય તેવું જ શરીર પણ હોવાનું; કારણ કે, મન કારણ છે અને શરીર તેનું કાર્ય છે; એટલે કે, આપણું શરીર આપણા મનની ભિન્ન ભિન્ન દશાઓ અને આપણા ભિન્ન ભિન્ન વિચારો તથા ભિન્ન ભિન્ન મનોવિકારોપર જ સર્વથા આધાર રાખે છે.

મનનો શરીરપર કેટલો પ્રભાવ થાય છે અને શરીરમાં મનનું શું શું પરિણામ થાય છે, એ નિમ્ન લિખિત દૃષ્ટાંતોથી સ્પષ્ટ રીતે જાણવામાં આવી શકશે. ધારો કે, અમુક એક મનુષ્ય મહા આનંદમાં પોતાનો સમય વીતાડી રહ્યો છે, અને સાંસારિક દૃષ્ટિથી તે સર્વ પ્રકારે સુખી છે. તે મનુષ્ય એક દિવસ આનંદ-મગ્ન થઇને બેઠો હતો, એવામાં તેણે એકાએક પોતાના એકના એક પ્રિય પુત્રના મરણના દુઃખદાયક સમાચાર સાંભળ્યા અને તેથી તેનો તે આનંદ તત્કાળ શોક તથા મહાઘોર વેદનાના રૂપમાં બદલાઈ ગયો. તેની મુખકાંતિનો નાશ થયો અને તેના વદનમંડળમાં ચિંતા તથા ઘોર દુઃખનાં ચિન્હો સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગ્યાં. તેના સમસ્ત શરીરમાં કંપનો આવિર્ભાવ થયો અને અંતે તે મૂર્ચ્છિત તથા નિશ્ચેષ્ટ થઇને પૃથ્વીપર પછડાઈ પડ્યો. તેની એ સ્થિતિથી એ તો સ્પષ્ટ જાણવામાં આવી શકે છે કે, પ્રથમ એ મનુષ્યના મનમાં દુઃખનો આઘાત થયો અને ત્યાર પછી મનદ્વારા જ તેનું શરીર એ દુઃખમય દશાને પ્રાપ્ત થઈ ગયું.

એક બીજો મનુષ્ય મહા આનંદથી ભોજન કરતો બેઠો હતો, એટલામાં એવા સમાચાર આવ્યા કે, જે શાહુકારને ત્યાં તેણે પોતાની સર્વ સંપત્તિ અનામત તરીકે રાખી હતી તે શાહુ-કારે દીવાળું ફૂંક્યું. એ સમાચાર સાંભળતાં જ જે ભોજનમાં તે અમૃતના સ્વાદને અનુભવી રહ્યો હતો, તે ભોજન તેના માટે

વિષતુલ્ય થઈ પડ્યું અને તેની ક્ષુધાનો પણ નાશ થઈ ગયો. તેના શરીરમાં એ વિપરીત પરિણામ મનદ્વારા જ થયું.

મેં એક એવા યુવકને જોયો છે કે, ચાલતાં ફરતાં જેના પગ લથડી જતા હતા અને જ્યાં જરાક ખાડા વગેરે જેવું આવતું ત્યાં તત્કાળ તે પડી જતો હતો. હવે તેની આવી સ્થિતિ શા કારણથી થઈ હતી વારુ? અર્થાત્ એના કારણને શોધતાં એમ જાણવામાં આવ્યું કે, (તેની મુખમુદ્રા અને અન્ય સ્થિતિને ધ્યાનથી જોતાં જણાયું કે,) તેનું ભેજું જન્મથી જ સાધારણ બાળકો કરતાં પણ બહુ ન્હાનું હતું અને તેથી તેનું મન અત્યંત દુર્બળ થઈ ગયું હતું. એથી પણ એજ સિદ્ધ થાય છે કે, માનસિક દુર્બળતા જ શારીરિક દુર્બળતાનું મૂળ કારણ છે. જો મન સબળ હોય છે, તો ચરણ લથડવાને બદલે દૃઢતાથી જામી જાય છે; અને મન દુર્બળ તથા અદૃઢ હોય છે, તો પગોનું લથડવું આદિ સદાને માટે કાયમ જ રહે છે.

કોઈ મનુષ્યપર કોઇવાર આકસ્મિક આપત્તિ આવી પડતાં ભયથી વ્યાકુળ થઇને તે થરથર કંપવા મંડી જાય છે અને નિશ્ચેષ્ટ થઈ જાય છે. એથી પણ શું એ જાણી નથી શકાતું કે, શરીર સંપૂર્ણ રીતે મનોવિકારને જ આધીન છે? અનિવાર્ય ક્રોધથી ગ્રસ્ત મનુષ્ય ક્રોધની શાંતિ થવા પછી મસ્તકમાં વેદના થવાની બૂમ શા કારણથી મારે છે વારુ? તેનું અંગ શામાટે દુઃખવા માંડે છે? એનું કારણ માત્ર એ જ છે કે, દેહ મનનો દાસ છે; એટલે કે, શરીરની ઉત્તમ કિંવા અધમ દશાનો આધાર કેવળ મનની ઉત્તમ કિંવા અધમ દશાપર જ રહેલો છે.

હું મારા એક મિત્ર સાથે એકવાર ચીડિયા સ્વભાવના વિષયમાં વાર્તાલાપ કરી રહ્યો હતો. મારા મિત્રે કહ્યું કે, 'મારા પિતાનો સ્વભાવ બહુ જ ચીડિયો છે.' એના ઉત્તરમાં મેં તત્કાળ જણાવ્યું કે, 'જો એમ જ હોય, તો તમારા પિતાની પ્રકૃતિ નીરોગી નહિ

હોય; અને તેઓ સશક્ત, ઉત્સાહી તથા પ્રફુલ્લિત પણ હશે નહિ.' જેવી રીતે કોઈ યોગ્ય વૈદ્યરાજ પોતાની પાસે આવેલા રોગીના રોગની પરીક્ષા કરે છે અને તે રોગી તથા રોગના કાર્યકારણ-ભાવનું સ્પષ્ટ વર્ણન કરીને રોગીને આશ્ચર્યમાં નાખી દે છે; તે જ પ્રમાણે મારો મિત્ર મારા મુખથી પોતાના પિતાની પૂર્વ સ્થિતિ અને શારીરિક રોગની વાર્તા સાંભળીને કહેવા લાગ્યો કે;–'મારા પિતાને તો તમે કોઈ વાર જોયા પણ નથી, તોપણ તમે તેમની પૂર્વ સ્થિતિ અને તેમના રોગનું યથાર્થ વર્ણન કરી સંભળાવ્યું, એથી મારા મનમાં અત્યંત આશ્ચર્ય થાય છે.' એના ઉત્તરમાં મેં જણાવ્યું કે;–'આમાં આશ્ચર્યચકિત થવા જેવું કાંઈ પણ નથી. તમે પોતે જ હમણાં બોલી ગયા કે, મારા પિતાશ્રી બહુ જ ચીડિયા સ્વભાવના મનુષ્ય છે; એટલે કે, કારણને તમે પોતે જ બતાવી દીધું અને તેથી તેનું કાર્ય પોતાની મેળે જ મારા જાણવામાં આવી ગયું. તમારા પિતાની સ્થિતિના વર્ણનમાં મેં કેવળ કારણનાં મુખ્ય પરિણામો જ દર્શાવ્યાં છે; એથી વિશેષ કાંઈ પણ કર્યું નથી.'

ભય અને ચિન્તાનું શરીરમાં એટલું બધું અનિષ્ટ પરિણામ થાય છે કે, નાડીઓમાં વહન કરતી જીવનશક્તિ પણ તેના યોગે મંદ અને ગતિહીન થઈ જાય છે; પરંતુ આશા તથા શાંતિનું એથી સર્વથા વિપરીત પરિણામ થાય છે; એટલે કે, તેના યોગે નાડીઓમાં વહન કરતી જીવનશક્તિ એટલા બધા બળથી પ્રવાહિત થાય છે કે, રોગ નિકટમાં જ આવી શકતો નથી.

કેટલાક સમય પૂર્વે એક સ્ત્રી મારા એક મિત્રને પોતાની શારીરિક ભયંકર વેદના વિશેની વાત કહેતી હતી, પણ મારો મિત્ર એ વાત સારી રીતે જાણતો હતો કે, તે સ્ત્રી અને તેની ભગિની વચ્ચે કાંઈક અણબનાવ ચાલતો હતો. તેની વેદનાનો સમસ્ત વૃત્તાંત ધ્યાનપૂર્વક સાંભળીને મારા મિત્રે તેના મુખ-

મંડળનું એક ધ્યાનથી અવલોકન કર્યું અને ત્યાર પછી બહુ જ કરુણાદર્શક તથા નિશ્ચયાત્મક સ્વરથી કહ્યું કે;–"તમે તમારી ભગિનીને તેના અપરાધની ક્ષમા આપો." તે સ્ત્રીએ આશ્ચર્યપૂર્ણ દૃષ્ટિથી જણાવ્યું કે;–"હું તેને ક્ષમા આપી શકતી નથી!" એટલે મારા મિત્રે કહ્યું કે;–"જો તમારાથી ક્ષમા નહિ જ આપી શકાય, તો સાક્ષાત્ ધન્વન્તરિ મહારાજ પણ તમારા રોગનું નિવારણ કરી શકવાના નથી!" કેટલાક દિવસ પછી પાછી તે સ્ત્રી મારા મિત્રને મળી અને કહેવા લાગી કે;–"મેં આપના ઉપદેશને માન્ય કરી મારી બહેન સાથે મુલાકાત કરીને તેને તેના અપરાધની ક્ષમા આપી દીધી છે. હવે અમારો પરસ્પર પ્રેમસંબંધ સંધાઈ ગયો છે. પણ મને કહેતાં આશ્ચર્ય થાય છે કે, જે દિવસે મેં તેને ક્ષમા આપી તે દિવસથી મારી વેદના ધીમે ધીમે ઓછી થતી ગઈ અને અત્યારે મારી વેદનાનો સર્વથા લોપ થઈ ગયો છે. અત્યારે અમો બન્ને બહેનોનો એટલો બધો પ્રેમ થઈ ગયો છે કે, થોડા વખતને માટે પણ અમો એક બીજાથી જૂદાં રહી શકતાં નથી."

એક દૂધ પીતા બાળકની માતા કેટલાક સમય પર્યન્ત ક્રોધના કારણથી પોતાની સર્વ શુદ્ધિ બુદ્ધિને ભૂલી ગઈ હતી. એ તીવ્ર અને પ્રચંડ મનોવિકારના યોગે તેનું દુગ્ધ એટલું બધું ઝેરી થઈ ગયું કે, તે દુગ્ધના પાનથી તેનું બાળક એક કલાકમાં જ રામશરણ થઈ ગયું. માતાના મનોવિકારનું બાળકના શરીરમાં મહાવિપરીત પરિણામ થવાનાં અનેક ઉદાહરણો મળી આવે છે.

એક વૈજ્ઞાનિકે નિમ્ન લિખિત સિદ્ધાંતને અનેકવારના પ્રયોગો પછી સિદ્ધ કરેલો છેઃ–પ્રચંડ ક્રોધ, દીર્ઘ દ્વેષ અને અનિવાર્ય કામ આદિ મનોવિકારોથી ગ્રસ્ત થએલા કેટલાક મનુષ્યોને ઉષ્ણ કરેલા એક ઓરડામાં બેસાડવામાં આવ્યા અને જ્યારે તે સર્વ સ્વેદથી તરબોળ થઈ ગયા ત્યારે તેમના સ્વેદને રાસાયનિક પ્રયો-

ગથી તપાસીને કયો મનુષ્ય કયા મનોવિકારથી ઘેરાયલો હતો એ ભેદને જાણી લેવામાં આવ્યો. એ જ વાર્ત્તા તેમની લાળની પરીક્ષાથી પણ સિદ્ધ થઈ હતી.

એક અમેરિકન્ લેખક અને ઉચ્ચ ઉપાધિધર ડૉકટર કે જેણે શરીરને રચનારી અને શરીરને નષ્ટ કરનારી શક્તિઓનો સંપૂર્ણ અભ્યાસ કરેલો છે, તે જણાવે છે કે:–"મન શરીરનો સ્વાભાવિક સંરક્ષક છે... ... ... કોઈ પણ વિચાર, કોઈ પણ ભયંકર રોગ કિંવા દુર્વ્યસનની કલ્પના મનમાં આવતાંની સાથે જ તત્કાલ તેનું માનસિક ચિત્ર બની જાય છે અને ત્યાર પછી તે જ રોગ તથા દુર્વ્યસન આદિ રૂપોને ધારણ કરીને આપણા શરીરમાં તદનુસાર પરિણામ નિપજાવે છે. ક્રોધથી આપણી લાળમાં એટલો બધો તફાવત પડી જાય છે કે, તે જીવનવિઘાતક વિષના સ્વરૂપને ધારણ કરી લે છે. આકસ્મિક પ્રબળ મનોવિકારો હૃદયને એટલી સીમા પર્યન્ત નિર્બળ કરી નાખે છે કે, તેથી ઉન્માદ રોગનો ઉદ્ભવ થતાં અંતે મનુષ્ય મૃત્યુનો ભક્ષ થઈ જાય છે. રાસાયનિક પ્રયોગદ્વારા એ પણ વૈજ્ઞાનિકોના જાણવામાં આવી ગયું છે કે, ધડકતા હૃદયવાળા ભયંકર અપરાધ કરનારા પાપીના પ્રસ્વેદમાં અને એક નિરપરાધી મનુષ્યના સ્વાભાવિક સ્વેદમાં પૃથક્કરણ કરતાં બહુ જ મોટો અંતરાય રહેલો સ્પષ્ટ દેખાઈ આવે છે. રાસાયનિક પૃથક્કરણના યોગે કોઈવાર અપરાધીની મનઃસ્થિતિની પણ નિશ્ચયાત્મક પરીક્ષા કરી શકાય છે. એક અપરાધીના સ્વેદનો સેલેનિક્ ઍસિડ્ (Selenic acid) સાથે સંયોગ થતાં તે મિશ્રણમાં ખુલ્લો ગુલાબી રંગ નીકળી આવે છે. એ તો એક સર્વવિશ્રુત વાર્ત્તા છે કે, ભયરૂપ રાક્ષસે અત્યાર સૂધીમાં સહસ્રાવધિ મનુષ્યોનો ભક્ષ કરી લીધો છે અને એથી વિરુદ્ધ સાહસરૂપ દેવતાએ સહસ્રાવધિ મનુષ્યોના પ્રાણ બચાવ્યા છે. અર્થાત્ ભય તે પ્રાણનાશક હલાહલ અને સાહસ તે પ્રાણદાયક અમૃત છે.

"માતાના હૃદયમાંનો ક્રોધ દુગ્ધપાન કરતા બાળકના શરીરમાં વિષનું પરિણામ નિપજાવે છે. સુવિખ્યાત અશ્વપાલક કિંવા અશ્વસાધક (Horse–tamer) રેરે મહાશયે એકવાર જણાવ્યું હતું કે, માત્ર એક જ ક્રોધયુક્ત શબ્દથી કોઇવાર અશ્વના હૃદયમાં પણ એટલું બધું અનિષ્ટ પરિણામ થાય છે કે, તેના યોગે તેની નાડીની ગતિ એક મિનિટ્‌માં ચાલતી હોય તેના કરતાં દશગણી વધારે ચાલવા માંડે છે. આ ઉદાહરણથી તુલનાત્મક વિચાર એ કરવાનો છે કે, જ્યારે અશ્વના–એક પશુના–હૃદયમાં ક્રોધયુક્ત શબ્દનું આવું ભયંકર પરિણામ થાય છે, તો ક્રોધયુક્ત શબ્દોનું મનુષ્યના અને વિશેષતઃ બાળકના હૃદયમાં કેટલી સીમા પર્યન્ત અનિષ્ટ પરિણામ થતું હોવું જોઇએ. એનો તો વારંવાર અનુભવ કરવામાં આવ્યો છે કે, પ્રબળ માનસિક વિકારના યોગે તત્કાળ વમન થઈ જાય છે. પ્રચંડ કોપ કિંવા ભયના પરિણામે પાંડુરોગ થવાના બનાવો પણ જોવામાં આવ્યા છે. ભયંકર ક્રોધના પરિણામે મૃગીરોગ થવાનાં તેમ જ કેટલાકોના અકાળ કાળવશ થવાનાં ઉદાહરણો પણ મળી આવે છે. એક જ રાતની ઘોર માનસિક વ્યથાના કારણથી જીવનનો નાશ થએલો અનેક વાર જોવામાં આવ્યો છે. દુઃખ, દીર્ઘદ્વેષ અને નિરંતર ચિંતાના યોગે કેટલાક લોકો ગાંડા બની ગયા છે. રોગવિષયક વિચારો એટલે કે અસ્વસ્થ મનોવૃત્તિ જ રોગોનું જન્મસ્થાન છે; અને અપરાધ કિંવા પાપ પણ મનના અશુદ્ધ થએલા વાતાવરણમાં જ જન્મ પામે છે અને વૃદ્ધિંગત થાય છે."

આ સર્વ પ્રમાણોથી જે મહત્‌ સત્ય આપણા જાણવામાં આવે છે તે એ કે, નાના પ્રકારની માનસિક દશાઓ અને ભિન્ન ભિન્ન મનોવિકારોનું શરીરમાં અવસ્ય પરિણામ થાય છે. એનું વિવેચન આવી રીતે થઈ શકે એમ છેઃ–ધારી લ્યો કે, કોઈ એક મનુષ્ય અત્યંત ક્રોધથી ગ્રસ્ત થએલો છે; અને એ મનો-

વિકારના કારણથી તેના શરીરમાં ભયંકર તૂફાન થવા માંડ્યું છે. એટલે એ તૂફાનનું પરિણામ એ જ થાય છે કે, શરીરના પોષક, સંવર્ધક અને આરોગ્યદાયક સ્વેદ, રસ તથા ધાતુ આદિ સંપૂર્ણ વિકૃત થઇને હાનિકારક તથા વિષયુક્ત બની જાય છે; અને તેથી તેમનાથી શરીરપોષણ તથા શરીરસંવર્ધન તેમ જ આરોગ્યદાન આદિ કાર્યો થઈ શકતાં નથી, એટલું જ નહિ, પણ તેઓ વિરુદ્ધ પક્ષે શરીરનાશનાં જ સબળ કારણ થઈ પડે છે. વારંવાર ક્રોધનો આવિર્ભાવ થવાથી શરીરના રસ, ધાતુ અને સ્વેદ આદિ વિકૃત થઇને હાનિકારક તથા વિષમય બની જાય છે. એ હાનિકારક વિષનો શરીરમાં સંચાર થવાથી રોગોની ઉત્પત્તિ થાય છે અને તે રોગો પછીથી સ્થાયી થઈ જાય છે. ત્યારે હવે ક્રોધથી પ્રતિકૂલ પ્રીતિ કિંવા પ્રેમનું શરીરમાં કેવું પરિણામ થાય છે? અન્યમાં સ્નેહભાવ રાખવો, તેમનું કલ્યાણ ઇચ્છવું, તેમનામાં પ્રેમ રાખવો, અને તેમની ઉન્નતિની વાસના રાખવી ઇત્યાદિ સાત્ત્વિક મનોવૃત્તિઓ શરીરના રસ તથા ધાતુઓને ઉત્તેજિત કરીને સંશોધિત કરે છે, અર્થાત્ તેમને બળવાન્ બનાવીને નિર્મળ કરી દે છે. એ કારણથી તેઓ શરીરપોષણ અને શરીરસંવર્ધન આદિ પોતાનાં કાર્યોને બહુ જ સારી રીતે કરી શકે છે. એથી શરીરની સર્વ રક્તવાહિનીઓ પ્રફુલ્લિત થાય છે અને તેથી શરીરમાં અભિસરણ કરતાં રક્ત, ધાતુ અથવા શરીરસંવર્ધક શક્તિની ગતિ એટલી બધી તીવ્ર થઈ જાય છે કે, તે વિરુદ્ધ પરિણામકારક રોગોના બીજનો નાશ કરીને શરીરને નીરોગી તથા સુદૃઢ બનાવી દે છે.

વૈદ્યરાજ (ડૉકટર) રોગીને ઘેર જાય છે, અને જો તે તે વેળાએ રોગીને કશી ઔષધિ ન આપે, તોપણ રોગીને આશ્વાસન તો અવશ્ય આપે છે અને તે આશ્વાસનથી રોગીના હૃદયમાં કાંઇક શાંતિનો સ્પર્શ થતો દેખાય છે. એનું કારણ એ છે કે, વૈદ્યરાજનું પ્રસન્ન મુખમંડળ, આનંદમય સ્વભાવ અને મધુર વાર્તા-

લાપ આદિ રોગીના હૃદયમાં આરોગ્યની વૃષ્ટિ વર્ષાવે છે, અને જાણે વૈદ્યરાજે પોતાની આનંદપૂર્ણવૃત્તિ તથા આલ્હાદમયવૃત્તિથી પોતાની આશા, નિર્ભયતા અને ધીરતારૂપ ઔષધિ તે રોગીને પીવડાવી દીધી હોયની, તદ્વત્ તેના યોગે રોગીના મનની અવસ્થા સુધરતી જાય છે અને ધીમે ધીમે તેના રોગનો લોપ થતાં તે આરોગ્યનો ભોક્તા થવા માંડે છે. અર્થાત્ જે વાર્ત્તાના શ્રવણથી આશાનો ઉદ્ભવ થતાં મન જેટલા પ્રમાણમાં દૃઢ, ઉત્સાહી અને આનંદમગ્ન થાય છે તેમ જ ધૈર્યશાલી તથા નિશ્ચિન્ત થાય છે, તેટલા જ પ્રમાણમાં તે વાર્ત્તાઓ શરીરને પણ લાભ પહોંચાડનારી થઈ પડે છે. દૃઢ આશા અને અચલ દૃઢતા (હિંમત)ને જો 'સંજીવની' નામક ઔષધિ કહેવામાં આવે, તો તેથી કશી પણ અત્યુક્તિ થવાનો સંભવ નથી; કારણ કે એમનો મનમાં અને મનદ્વારા શરીરમાં થનારો પ્રભાવ ચમત્કારિક છે;—

"જે મધુર મોદદ વસ્તુઓ ઉત્સાહ મનને આપતી;
તે વસ્તુઓ આ દેહનાં પણ સર્વ સંકટ કાપતી.
એથી સદા મર્ત્યો ધરે આશા હૃદયમાં ભાવથી;
આત્મા તથા જડ દેહની સંજીવની આશા કથી!"

આપણે કેટલીક વાર કોઈ રોગી મનુષ્યને બીજા મનુષ્યને ઉદ્દેશીને એમ બોલતો સાંભળીએ છીએ કે:—"જ્યારે તમે આવો છો, ત્યારે નિરંતર મને કાંઈક આરામ જેવું જણાય છે." આ કથનમાં એક અતિ મહત્ત્વનું વૈજ્ઞાનિક તત્ત્વ સમાયલું છે. 'પ્રજ્ઞ મનુષ્યની રસના તે જ આરોગ્ય છે.' અર્થાત્ મહાત્માઓનાં દર્શન અને શબ્દો પણ આરોગ્યદાયક હોય છે. એક મનુષ્યના મનથી બીજા મનુષ્યના મનમાં ઉત્તમ કિંવા અધમ વિચારો જે દ્વારા પ્રકટ કરાય છે, તે પ્રેરણાશક્તિનો અભ્યાસ આજકાલ મહામનોરંજક અને આશ્ચર્યકારક થઈ પડ્યો છે. એદ્વારા અત્યંત આશ્ચર્યજનક અને મહાપ્રબળ શક્તિઓને ઉપયોગમાં લાવવામાં

આવે છે. શરીરવ્યવચ્છેદન વિદ્યામાં પ્રવીણ અને અતિ વિખ્યાત એક વૈજ્ઞાનિકે પોતાની પ્રયોગશાળામાં કરેલા પ્રયોગોથી એ સિદ્ધ કરી બતાવ્યું છે કે, મનુષ્યના સમસ્ત શરીરમાંનાં અસ્થિ, માંસ અને સ્નાયુ આદિનું સર્વથા પરિવર્ત્તન થઇને તેમનું રૂપાંતર થતાં પૂરા એક વર્ષનો સમય પણ લાગતો નથી. માનવ શરીરના કેટલાક ભાગો તો દશથી પંદર દિવસ અથવા તો એક કે બે માસ જેટલા અલ્પ કાલાવધિમાં જ બિલ્કુલ બદલાઈ જાય છે; અર્થાત્ તેમના જીર્ણ સ્વરૂપનો લય થાય છે અને સર્વથા તેમનું નવીન સ્વરૂપ બંધાય છે; તેમની સર્વથા નવીન રચના જ થઈ જાય છે.

એક મિત્રે મને પૂછ્યું કે;—"શું શરીરને વળગેલા સર્વ રોગોનું કેવળ આંતરિક શકિતદ્વારા સંપૂર્ણતાથી નિવારણ થઈ શકે છે?" એના ઉત્તરમાં મેં જણાવ્યું કે;—"જી હા, આંતરિક શકિતદ્વારા સર્વ રોગોનું સંપૂર્ણ નિવારણ થઈ શકે છે. મારા અભિપ્રાય પ્રમાણે રોગોના નિવારણનો સર્વોત્તમ અને સ્વાભાવિક નિયમ એ જ છે. વનસ્પતિ, રસાયન અને શસ્ત્રપ્રયોગ આદિ બાહ્ય ઉપચારોથી રોગને મટાડવાની પદ્ધતિ કેવળ કૃત્રિમ અને અસ્વાભાવિક છે. પરંતુ આંતરિક જીવનશકિતદ્વારા રોગને મટાડવાની પદ્ધતિ સત્ય શાસ્ત્રીય અને સ્વાભાવિક છે.

એક જગદ્વિખ્યાત શસ્ત્રચિકિત્સક ભિષગ્વર્યનું કથન છે કે, આપણા રકત ધાતુનું સંવર્ધન અને પોષણ કરનાર આપણા જીવનનું જે આદિતત્ત્વ છે, તે મહાશકિતના શોધ અને અધ્યયનપ્રતિ આયુર્વેદજ્ઞોએ લેશ માત્ર પણ ધ્યાન આપ્યું નથી. તેમની સમસ્ત વેળા, સમસ્ત વિદ્વત્તા અને સમસ્ત કલ્પનાનો જડ પદાર્થોનાં શરીરમાં શાંશાં પરિણામો થાય છે, એ વિષયના શોધમાં જ વ્યય થઈ ગયો છે; અને તેનું પરિણામ એ થયું છે કે, આયુર્વેદવિશારદોની આજ સૂધીમાં જેટલી ઉન્નતિ થવી જોઇએ,

તેટલી ઉન્નતિ થઈ શકી નથી અને માનસશાસ્ત્ર સમાન આયુર્વેદની અતિ મહત્ત્વની અને અત્યાવશ્યકીય શાખા આરંભિક કિંવા અપરિપક્વ દશામાં જ પડી રહી છે. પરંતુ હવે ઓગણીસમી સદ્દીની જ્યોતિનો વિસ્તાર થએલો છે અને માનવજાતિ પ્રકૃતિની ગુપ્ત શક્તિઓના શોધમાં પ્રવૃત્ત થએલી દેખાય છે અર્થાત્ હવે ચિકિત્સાશાસ્ત્રને અને માનસશાસ્ત્રને એકબીજા સાથે મેળવીને ચિકિત્સાશાસ્ત્રના કક્ષને વધાર્યાં વિના કામ ચાલી શકે તેમ નથી. માનસિક શક્તિની સહાયતાથી અલ્પ સમયમાંજ અનેક રોગોનું સંપૂર્ણ રીતે નિવારણ થઈ ગયાનાં આપણને અનેક ઉદાહરણો મળી આવે છે. એમાંના કેટલાક રોગો તો એવા હોય છે કે, જેમને ઔષધિ, રસાયન તથા શસ્ત્રપ્રયોગ આદિ બાહ્ય ઉપચારથી રોગોને મટાડવાની વર્ત્તમાન પદ્ધતિનું અનુસરણ કરનારા વૈદ્યોએ સર્વથા અસાધ્ય તરીકે વ્યક્ત કરેલા છે; છતાં માનસશાસ્ત્રે એ રોગોને પણ સુસાધ્ય કરી બતાવ્યા છે. માનસિક શક્તિના યોગે રોગનિવારણની પદ્ધતિ કાંઈ નવીન નથી. સર્વકાળના ધર્મગ્રંથોમાં એ પદ્ધતિથી રોગને દૂર કરવાના વિધિ સર્વત્ર લખાયલા આપણા જોવામાં આવી શકે છે. હવે જ્યારે મનોબળથી રોગનિવારણની શક્તિ આપણામાં પ્રથમ હતી; તો તેનો આજે અભાવ કેમ થયો વારુ? સત્ય વાર્તા તો એ છે કે, અત્યારે પણ અવશ્ય તે શક્તિ આપણામાં વિદ્યમાન છે. અર્થાત્ પ્રાચીન કાળમાં લોકો જે મહત્શક્તિ અને મહાન્ નિયમનું અનુસરણ કરતા હતા, તેનું આપણે જેટલા પ્રમાણમાં અધિક અનુસરણ કરીશું,તેટલા જ પ્રમાણમાં આપણને તે શક્તિ વધારે અને વધારે પ્રાપ્ત થતી જશે.

એ પદ્ધતિ પ્રમાણે એક મનુષ્ય બીજા મનુષ્યને રોગથી મુક્ત કરી શકે છે; પરંતુ તેમાં એ નિયમની આવશ્યકતા છે કે, જેનો ઉપચાર ચાલતો હોય, તે રોગીનો રોગનિવારકમાં અંતઃકરણપૂર્વક વિશ્વાસ હોવો જોઇએ. રોગીનો જો વિશ્વાસ ન હોય, તો

વૈદ્યનો અત્યંત પરિશ્રમ છતાં પણ રોગ મટી શકતો નથી. ઘણાક રોગીઓ આરોગ્યને મેળવવાની લાલસાથી એક સાધુ પાસે જતા હતા, એટલે સાધુ તેમને પ્રથમ એ જ પ્રશ્ન પૂછતો હતો કે, 'તમારા રોગનું મારા હાથે જ નિવારણ થશે એવો તમારા હૃદયમાં દૃઢ વિશ્વાસ છે?' આ પ્રશ્નથી તે સાધુ તે રોગીઓની શકિતને જાગ્રત અને પ્રોત્સાહિત કરતો હતો. અમે એ તો ઉપર જણાવી ચૂકયા છીએ કે, ઉકત વિધિ અનુસાર રોગીએ પોતેજ વૈદ્ય બનીને પોતાની ચિકિત્સા કરવાની છે. પરંતુ જો રોગી સર્વથા અશકત હોય, જેના સ્નાયુઓ સર્વથા થાકીને મૃતપ્રાય થઈ ગએલા હોય, અને રોગના કારણથી જેનું મગજ બગડીને કાર્યમાટે અયોગ્ય થઈ ગએલું હોય, તેને કેટલાક સમય પર્યન્ત નિરુપાયવશ થઇને બીજાની સહાયતાપર આધાર રાખવાની આવશ્યકતા છે. છતાં એવા રોગીએ એટલું તો અવશ્ય સ્મરણમાં રાખવું જ જોઇએ કે, રોગનિવૃત્તિની જેટલી શકિત તેના પોતામાં રહેલી હોય છે, તેટલી શકિત બીજા કોઇમાં પણ નથી. રોગની નિવૃત્તિમાટે પોતાની પૂર્ણ માનસિક શકિતનો બની શકે તેટલી ઉતાવળથી પ્રયોગ કરી નાખવો, એ પ્રત્યેક રોગીનો પરમ ધર્મ છે.

કેટલાક પ્રસંગે રોગીના યત્ન વિના પણ વૈદ્ય તેના રોગનું થોડા કે વધારે પ્રમાણમાં નિવારણ કરી શકે છે, પરંતુ જો રોગનું નિર્મૂલન કરીને સ્થાયિ આરોગ્યને મેળવવાની જ ઇચ્છા હોય, તો એ કાર્ય રોગીએ પોતે જ કરવું જોઇએ. આવા અવસરમાં આન્તરિક શકિતના રહસ્યને સ્પષ્ટતાથી સમજાવનાર કોઈ ગુરુ જો તેને મળી જાય, તો વધારે સારું; પણ ત્યાર પછી પણ રોગને સર્વથા નિર્મૂળ કરવામાટે તો તેના પોતાના પ્રયત્નની જ આવશ્યકતા છે. સર્વ રોગો અને તે રોગોની વ્યથાઓ ઈશ્વરીય નિયમના ભંગનું જ પરિણામ છે; હવે આપણે તે નિયમનો જાણીને ભંગ કર્યો હોય કે અજાણે ભંગ કર્યો હોય, પણ નિયમભંગનું પરિ-

ણામ તો અવશ્ય :.ાનું જ. જ્યાં સૂધી પાપપ્રવૃત્તિ અચળ હોય છે, ત્યાં સૂધી વ્યાધ તથા કલેશ પણ અવિચળ હોય છે, એ પણ ઈશ્વરીય નિયમ છે.

ઈશ્વરીય નિયમનો ભંગ ધાર્મિકતાથી કરાયો હોય કે વ્યાવહારિકતાથી કરાયો હોય, પરંતુ તે પાપ તો છે જ. જે સમયમાં મનુષ્ય ઈશ્વરીય નિયમનો અનુયાયી બની જાય છે અને તદનુસાર આચરણ કરવા માંડે છે, તે સમયમાં તેના આધિ વ્યાધિનો લોપ થાય છે, અને પૂર્વનાં પાપ કિંવા નિયમભંગનું અંતરમાં કાંઈક પરિણામ અવશિષ્ટ હોય, તોપણ મૂળ કારણનું નિવારણ થવાથી તે પાપના સંપર્કની વૃદ્ધિ થઈ શકતી નથી. અને જ્યારે સત્ય શક્તિઓ પોતાના કાર્યમાં પ્રવૃત્ત થઈ જાય છે, તે વેળાએ પૂર્વ અપરાધનું અવશિષ્ટ પરિણામ પણ નષ્ટ થઈ જાય છે. મનુષ્યે એ તત્ત્વને અંતઃકરણમાં સારી રીતે સમજીને ઠસાવી દેવાની આવશ્યકતા છે કે, "હું અને જે અનંત ચૈતન્ય સમસ્ત પ્રાણી માત્રનું જીવન છે તે વાસ્તવિકતાથી એક જ છીએ!" આવો વિશ્વાસ અને નિશ્ચય થઈ જવાથી આપણે આપણા જીવનવિષયક નિયમોનું પરિપૂર્ણતાથી પાલન કરી શકીએ છીએ. જ્યાં આપણે તે નિયમોના સંપૂર્ણ અનુયાયી બની ગયા, એટલે જીવનશક્તિ આપણા શરીરમાં એટલી પ્રબળતાથી વહન કરવા માંડે છે કે, આપણા શરીરમાંના સકળ રોગો તેના પ્રવાહમાં વહી જાય છે અને આપણું શરીર સુદૃઢ તથા નીરોગી બની જાય છે.

જ્યારે મનુષ્ય પરમાત્માસાથેની પોતાની એકતાનો સાક્ષાત્કાર કરે છે, પોતાને દિવ્ય મનુષ્ય માને છે, પોતાને કેવળ વ્યાધિઓના સ્થાનભૂત જડશરીરધારી તરીકે માનતો અટકી જાય છે, પોતાને સર્વથા ચૈતન્ય શરીર માની લે છે, અને જે ગૃહમાં આપણે વસીએ છીએ તે ગૃહના રચનાર આપણે હોવાથી આપણે જ તેના સ્વામી છીએ, એવું તેને સંપૂર્ણ જ્ઞાન થઈ જાય

છે, એટલે પછી ત્રિકાળમાં પણ તે ગૃહને પોતાના સ્વામી તરીકે સ્વીકારતો નથી અને જડ તત્ત્વોથી કિંવા શ્રેષ્ઠ પદાર્થોની શકિતથી લેશ માત્ર પણ ભયભીત થતો નથી. તે અજ્ઞાન અવસ્થામાં શરીરને એ તત્ત્વોના દાસ તરીકે સમજતો હોવાથી શરીરની હાનિ કરી નાખે છે; પણ તેવી દશા ઉપર્યુકત જ્ઞાનનો પ્રકાશ આવ્યા પછી અવશિષ્ટ રહેતી નથી; કારણ કે, જ્યારે તે, તે તત્ત્વોથી ભયભીત થવાને બદલે તેમનાપરના પોતાના આધિપત્યને ચલાવે છે એટલે તે તેમનામાં પ્રેમ રાખવા માંડે છે; અને જેનામાં આપણો પ્રેમ હોય છે, તેનાથી ડરવાની આપણા મનમાં લેશમાત્ર પણ આશંકા રહેતી નથી, એ તો સર્વના અનુભવની ઘટના છે, એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

આ સંસારમાં એવાં સહસ્રાવધિ સ્ત્રીપુરુષ છે કે, જેઓ દુર્બળતા તથા વ્યાધિગ્રસ્તતામાં જ પોતાના આયુષ્યને વીતાડ્યા કરે છે; પરંતુ તેઓ જો સર્વશકિતમાન્ પરમાત્માદ્વારા પોતાના રોગનિવારણનું કાર્ય કરે, તો અવશ્ય અત્યંત સબળ અને નીરોગી થઈ શકે એમ છે. એવા લોકોને અમે પોકાર કરીને કહીએ છીએ કે, હે બાંધવો! તમે પોતે પોતાને ઈશ્વરીય પ્રવાહથી વિમુખ ન કરો. પોતાના અંતઃકરણને ઈશ્વરીય પ્રવાહસમક્ષ ખોલીને તેનું આવાહન કરો કે જેથી તે દૈવી ચૈતન્ય તમારા શરીરની એક એક શિરામાં અત્યંત બળથી પ્રવાહિત થાય અને તેના પ્રવાહમાં તમારા સર્વ રોગો તણાઈ જતાં તમારાં શરીર સ્વચ્છ તથા નિરામય થઈ જાય. એક મહાત્માએ કહેલું છે કે, બ્રહ્મજ્ઞાનથી બે પ્રકારના લાભ થાય છે, એટલે કે, એક તો એથી શરીર નીરોગી થાય છે અને દ્વિતીય એથી અક્ષય જીવનની પ્રાપ્તિ થાય છે.

એક નાળું છે અને તેમાં ઘણા દિવસથી મલિન જળનો

પ્રવાહ વહન કર્યા કરે છે. એથી એ નાળાના કિનારાપર તથા તળિયામાં ગંદી વસ્તુઓ એકઠી થએલી છે અને જ્યાં સુધી મલિન જળનું વહન થયા કરે છે ત્યાં સુધી એ ગંદી ચીજો એકઠી થતી જ રહેવાની. આ સ્થિતિનું પરિવર્તન કરી નાખો. એ નાળાના મુખને સ્વચ્છ તથા પારદર્શક જળના મૃદુતાથી વહન કરતા પ્રવાહ સાથે મેળવી દ્યો, એટલે અલ્પ સમયમાં જ તેમાં એકઠી થએલી ગંદકી એકદમ ખેંચાઈ જશે અને નાળું સર્વથા સ્વચ્છ તથા મલહીન થઈ જશે. ત્યાર પછી તે મલિનતાને બદલે સૌન્દર્યના આદર્શને રજૂ કરશે અને મનોહર દેખાશે. એટલું જ નહિ, પણ અત્યારે તેમાંનું જે જળ અસ્પર્શ્ય જણાય છે, તે જ જળ મૂલ્યવાન્ જણાશે અને જેઓ તેનો ઉપયોગ કરશે, તેમને તે નવીન ઉત્સાહ, આરોગ્ય અને બળ આપનાર થઈ પડશે.

એજ પ્રમાણે આપણામાં ઈશ્વરીય શક્તિ ગુપ્ત નિવાસ કરી રહી છે અને નિઃસીમ જીવનરૂપ પરમાત્માસાથે આપણી એકતા છે, ઇત્યાદિ વિષયોને જ્યારે તમે બરાબર જાણી લેશો, ત્યારે તમારા શરીરનાં આધિવ્યાધિ, અસ્વસ્થતા તથા અશક્તતા આદિનો સંપૂર્ણ નાશ થતાં તેમના સ્થાનમાં આરોગ્ય, સ્વસ્થતા અને સબળતા ઇત્યાદિનો તમારા શરીરમાં અખંડ નિવાસ થઈ જશે. તમે પોતે જેટલા પ્રમાણમાં આરોગ્યસંપન્ન, સ્વસ્થ અને સુદૃઢ રહેશો, તેટલાજ પ્રમાણમાં પોતાની સાથે સંબંધમાં આવનાર સર્વ જનોને તમે આરોગ્ય, સ્વસ્થતા અને બળ આદિ આપી શકશો; કારણ કે, જેવી રીતે સ્પર્શથી રોગનો ઉદ્ભવ થાય છે, તે જ પ્રમાણે આરોગ્યતા પણ સ્પર્શથી જ પ્રાપ્ત થાય છે.

ઘણાક લોકો મને એમ પૂછે છે કેઃ—"આ સર્વ તત્ત્વો સત્ય છે, પરંતુ અમારા શરીરમાં સંચરેલા રોગોનું વ્યાવહારિક રીતે એમનાથી કેવી રીતે નિવારણ થઈ શકે વારુ?" એવા લોકોને મારું એ જ ઉત્તર છે કે, એ સર્વ તત્ત્વોને સમજાવી દેવા એ

અમારું કાર્ય છે; પરંતુ એ તત્ત્વોને પોતાના નિત્યના આચરણમાં કેવી રીતે, ક્યાં અને કયે વખતે યોજવાં, એ કાર્ય તમારું છે; કારણ કે, એ તત્ત્વને એક મનુષ્યમાટે યોજવાનું કાર્ય બીજા મનુષ્યથી કરી શકાય તેમ નથી.

પ્રથમ એ કહેવાની આવશ્યકતા છે કે, પૂર્ણ આરોગ્યતાના વિચારોને પોતાના શરીરમાં પ્રવિષ્ટ કરવાથી શરીરની આરોગ્ય-દાયિની શક્તિને ઉત્તેજન મળે છે અને તેનું પરિણામ પૂર્ણ આરોગ્યની પ્રાપ્તિ કરનાર જ હોય છે, એ જો કે યથાર્થ છે; તો પણ આરોગ્યના વિષયમાં દઢ ભાવ રાખવા કરતાં પણ નિરામય ઈશ્વરીય ચૈતન્યસાથેની આપણી એકતાની પ્રતીતિવડે બહુજ શીઘ્ર આરોગ્યની પ્રાપ્તિ કરી શકાય છે. એનું કારણ સ્પષ્ટ જ છે; તે અનંત ચૈતન્યને રોગનો સ્પર્શ માત્ર પણ થઈ શકતો નથી, એટલે પછી તેની રુગ્ણાવસ્થાનો તો સંભવ જ કયાંથી હોઈ શકે વારુ? તે રોગાતીત ચૈતન્ય અને તમારા શરીરમાંનું ચૈતન્ય એક જ છે. આ કથનમાં વિશ્વાસ રાખીને જો તમે તે નિરામય ચૈતન્યના પ્રવાહને પોતાના શરીરમાં બેધડક પ્રવેશ કરવા દેશો, તો તેથી તમારા સર્વ આધિવ્યાધિઓનો સર્વથા નાશ થઈ જશે અને તમે પોતાને આરોગ્યાચલના ઉચ્ચ શિખરપર વિહરતા જોઈ શકશો.

જીવનના એ અનંત ચૈતન્યસાથેના ઐકયની જેમને પ્રતીતિ થઈ છે, તેમના રોગોનો સ્થાયિભાવથી લોપ થઈ ગયો છે. હવે એમાં સમયનો ન્યૂન કિંવા અધિક વ્યય થાય, એનો એ પ્રતીતિની દઢતા કિંવા શિથિલતાપર જ આધાર રહેલો છે. હવે અહીં એ તત્ત્વને અવશ્ય સ્મરણમાં રાખવું કે, એ ઐક્યપ્રતીતિ કિંવા રોગનિવારણની ઇચ્છામાં ભય, સંશય કિંવા ગભરાટનો લેશ માત્ર પણ પ્રવેશ થવો ન જોઇએ; કિન્તુ દઢ વિશ્વાસ અને શ્રદ્ધાનું બળપૂર્વક અવલંબન થવું જોઇએ, એટલે તેથી શાંતિ, સ્વસ્થતા તથા ધૈર્યની અવશ્ય પ્રાપ્તિ થવાની જ.

નિમ્ન લિખિત ભાવનાથી ઘણાકોને પોતાના રોગનિવારણના કાર્યમાં બહુ સહાયતા મળવાનો સંભવ છે અને ઘણાકો તો એથી સંપૂર્ણ રીતે નીરોગી થઈ જવાના, એમાં પણ સંશય નથી. પણ એ ભાવનાને ધાર્યા પૂર્વે મનને શાંત કરવું જોઇએ, અંતઃકરણની પ્રવૃત્તિને સર્વ જીવોમાં પ્રેમ રાખનારી કરી દેવી જોઇએ અને ત્યાર પછી નિમ્ન વિચારોનું મનન કરવું જોઇએઃ—

સર્વ જીવોના આધાર પરમાત્માસાથે મારી એકતા છે અને તે જ મારા જીવનનું જીવન હોવાથી હું પણ ચૈતન્યસ્વરૂપ જ છું. મારી પ્રકૃતિ તે દિવ્ય પ્રકૃતિ છે. તેના સત્ય સ્વરૂપને રોગનો સ્પર્શ થવો અશક્ય છે, પરંતુ મારા આ અનિત્ય જડ શરીરમાં રોગનો સંચાર થઈ ગયો છે. અગાધ ચૈતન્યના પ્રવાહનો મારા શરીરમાં પ્રવેશ થાય, એવી ઇચ્છાથી હું મારા શરીરનાં સર્વ દ્વારોને તે પ્રવાહ સમક્ષ ખુલ્લાં કરું છું. તે પ્રવાહ જેટલા બળથી શરીરમાં પ્રવેશ કરશે, તેટલી જ શીઘ્રતાથી રોગનું નિવારણ થઈ જશે. ઉક્ત વચન કેવળ જિવ્હાથી જ વદવાનાં નથી; કિન્તુ પોતાની બુદ્ધિ તથા શ્રદ્ધાને પણ તદનુરૂપ બનાવી દેવાની તેટલી જ આવશ્યકતા છે. જ્યાં તમારા અંતરાત્માને આ વિષયનો વિશ્વાસ બંધાઈ ગયો, એટલે તત્કાળ તમારા શરીરમાં પ્રફુલ્લતા તથા સ્ફૂર્ત્તિનો નિવાસ થવા માંડશે; તમારા રોગના નિવારણનો આરંભ થશે; કેવળ એટલું જ નહિ, પણ તે રોગો સ્થાયિતાથી તમારા શરીરમાંથી તમને આરોગ્ય આપીને બહાર નીકળી જશે. પરંતુ એમાં તમારો વિશ્વાસ અચળ હોવો જોઇએ, અને એની બરાબર સાવધતા રાખજો કે તમારા એ વિશ્વાસમાં કોઈ પણ પ્રકારની ચળવિચળતા ન થઈ જાય. કેટલાક લોકોની એવી માન્યતા હોય છે કે, આપણે જે વસ્તુને ઇચ્છીએ છીએ તે વસ્તુ આપણને મળી શકતી નથી અને આપણું ધારેલું કાર્ય થતું નથી; અર્થાત્ એ

કારણથી તેમનો શુભમાં નહિ, કિન્તુ અશુભમાં જ વિશ્વાસ હોય છે; અને એ જ કારણથી તેઓ નિરંતર વ્યાધિગ્રસ્ત રહ્યા કરે છે. અમારા ઉપર્યુકત કથન અનુસાર જેના મનની પૂર્ણ દૃઢતા થશે, તેને એટલી શીઘ્રતાથી આરોગ્યની પ્રાપ્તિ થઈ જશે, કે એનું તેને પોતાને જ આશ્ચર્ય થવા માંડશે. છતાં એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. કારણ કે, રોગનું નિવારણ કરનારી શકિત જ દૈવી શકિત છે.

શરીરના કોઈ વિશિષ્ટ ભાગમાં કોઈ રોગ હોય તો ઉકત ભાવના સમસ્ત શરીરમાટે કરવા ઉપરાંત તે વિશિષ્ટ ભાગમાટે વિશિષ્ટરૂપથી એ જ ભાવનાને હ્રદયમાં લાવવી જોઇએ. તે વિશિષ્ટ ભાગમાટે પણ તમે એ જ પ્રકારની ભાવના કરો. એમ કરવાથી શરીરના તે વિશિષ્ટ ભાગની જીવનશકિતને બળ તથા પ્રફુલ્લતા પ્રાપ્ત થશે અને તેના યોગે રોગનો લોપ થવા માંડશે. પરંતુ એટલું સ્મરણમાં રાખજો કે, જો તમે ઈશ્વરના અક્ષય નિયમને જાણવા છતાં તદનુસાર આચરણ નહિ રાખો, તો તેથી અવશ્ય વળી પાછા રોગના પંજામાં સપડાઈ જશો. નિયમનું ઉલ્લંઘન તે જ રોગનું મૂળ કારણ છે. જ્યારે કાર્યનો નાશ કરવાનો હોય, ત્યારે તેના કારણનો જ નાશ કરી દેવો, એ વધારે સારું છે. અર્થાત્ નિયમનો ભંગ કરવો ન જોઇએ અને જો નિયમનો ભંગ ન કરાય તો રોગના સંગનો પણ સંભવ નથી.

આપણે જે ભાવના અને ઐકયપ્રતીતિનો વિચાર કર્યો, તે દ્વારા રોગી શરીરે નીરોગી થઈ જાય છે અને નીરોગી શરીરોને એના યોગે અધિક ઉત્સાહ, અધિક શક્તિ તથા અધિક પ્રફુલ્લતાની પ્રાપ્તિ થાય છે.

ઔષધિ અને શસ્ત્રપ્રયોગ આદિ બાહ્ય ઉપચારો પાસેથી કશી પણ સહાયતા લીધા વિના સર્વ કાળમાં અને સર્વ દેશમાં અનેક રોગીઓના રોગોનું કેવળ મનઃશકિતના યોગે નિવારણ

થવાનાં અનેક ઉદાહરણો મળી આવે છે. રોગનિવારણની એ પદ્ધતિને ભિન્ન ભિન્ન સ્થાનોમાં અને ભિન્ન ભિન્ન કાળમાં ભિન્ન ભિન્ન નામો અપાયલાં છે; તોપણ એ પદ્ધતિનું મૂળતત્ત્વ તો એક જ છે.

જ્યારે પૂર્વકાળના લોકોમાં એ પદ્ધતિથી રોગોને મટાડવાની શક્તિ હતી, તો તે જ શક્તિ તેમના વંશજ આપણામાં શામાટે ન હોવી જોઇએ વારુ? સૃષ્ટિનો જેવો નિયમ પૂર્વે હતો, તેવો જ તે અત્યારે પણ છે; તેમાં કશો પણ ફેરફાર થયો નથી. પરંતુ અત્યારના કાળમાં એ નિયમનું રહસ્ય બહુ જ થોડા લોકોના સમજવામાં આવી શકે છે; અને વર્ત્તમાનકાળમાં આપણામાં એ શકિતનો જે અભાવ દેખાય છે તેનું કારણ એ જ છે. પરંતુ અત્યારના કાળમાં પણ જે લોકો એ શકિતના મર્મને બરાબર સમજી શકે છે, તેમને તો એ શકિત અવશ્ય પ્રાપ્ત થાય છે જ.

આજ સુધીમાં જે જે લોકોને એ શકિત પ્રાપ્ત થએલી છે, તેમણે એ શકિતને એના મર્મને બરાબર જાણીને જ પ્રાપ્ત કરેલી છે. વળી પોતાની મેળવેલી એ વિદ્યા તેમણે બીજાઓને આપી રાખી છે. તેમની સત્તા કેટલી હતી અને તેમનો અતુલ પ્રતાપ કેટલો હતો, એ તેમના ઉચ્ચારેલા પ્રત્યેક શબ્દ અને તેમના કરેલા એક એક કાર્યથી આપણા જાણવામાં આવી જાય છે. અનેક રોગ અને તેમના યોગે ભોગવાતી સમસ્ત યાતનાઓના મૂળ કારણરૂપ મનની વિકૃત દશા કિંવા દુષ્ટ મનોવિકારો જ છે, એ તત્ત્વ હવે અત્યારે આપણા ધ્યાનમાં આવવા લાગ્યું છે અને હવે એમાં આપણો વધારે અને વધારે વિશ્વાસ બંધાતો જાય છે.

અમુક કાર્યમાં આપણી સત્તા ચાલવી જ જોઇએ અને તેથી ત્રિકાળમાં પણ આપણી હાનિ ન થવી જોઇએ, એવો જ્યાં આપણો દૃઢ વિશ્વાસાત્મક નિશ્ચય થઈ ગયો, એટલે ખરેખર તે

કાર્યમાં આપણી સત્તા ચાલવાની જ અને તેથી આપણી કશી હાનિ પણ થવાની નહિ, એ નિશ્ચયપૂર્વક જાણી લેવું.

આપણે જ્યારે આપણા શરીરમાં કોઈ પણ રોગના નિવાસમાટે સ્થાનને નિર્માણ કરીએ છીએ, ત્યારે જ તે રોગ આવીને આપણા શરીરમાં પોતાનો અધિકાર ચલાવવા માંડે છે. આપણે જેને લેશ માત્ર પણ ઇચ્છતા નથી તે દુર્દશા આવીને આપણને પ્રાપ્ત થાય છે, તેનું કારણ એ છે કે, તેને અનુકૂલ થનારી સ્થિતિને ઉત્પન્ન કરીને આપણે જ તેને બોલાવીએ છીએ.

જ્યારે આપણે કોઈ સારી દશા અથવા માઠી દશામાં આવી પડીએ, ત્યારે તેના કારણને બહાર ન શોધતાં આપણા પોતાના અંતરમાં જ તેનો શોધ ચલાવવો એ વધારે સારું છે. કારણ કે, એથી તે કારણનો પત્તો તરત મળી જાય છે અને તેથી આપણે તે કારણનું નિવારણ કરવાને સત્વર સમર્થ થઇએ છીએ. આપણને આપણી પોતાની ઇચ્છા પ્રમાણેની જ સ્થિતિ પ્રાપ્ત થાય અને સુદશા તથા દુર્દશાપર આપણો પોતાનો પૂર્ણ અધિકાર રહે, એ આપણા સ્વાભાવિક અધિકારોને આપણે આપણી પોતાની અજ્ઞાનશીલતાથી જ ખોઈ દઇએ છીએ અને સામા આપણે પોતે જ પોતાની સ્થિતિના દાસાનુદાસ બની જઇએ છીએ.

આપણે અત્યંત વેગથી ચાલતા વાયુથી ડરીએ છીએ; કારણ કે, આપણા મનમાં એવી ભીતિ રહ્યા કરે છે કે, એના યોગે આપણને શ્લેષ્મ કિંવા જ્વરની બાધા થઈ જશે. પરંતુ એ ભય શામાટે હોવો જોઇએ? કારણ કે, એ વાયુ તો આપણું જીવન છે અને આપણા અશુદ્ધ રક્તને શુદ્ધ કરનાર પણ એ જ છે, એટલે વાયુથી આપણા શરીરને અપાય થઈ જ કેમ શકે વારુ? આપણે પોતે જ આગળ વધીને વાયુને આપણી જેટલી હાનિ કરવા દઇશું, તેટલા પ્રમાણમાં જ તે હાનિ કરવાનો. ઉપાદાન

કારણ અને નિમિત્ત કારણનો ભેદ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. વાયુનો આપણા શરીરપર આઘાત થઈ જાય અને તેના યોગે આપણને શ્લેષ્મ કિંવા જ્વરની બાધા થઈ જાય, તો તેથી એમ જ સમજવું જોઈએ કે, વાયુનો આઘાત શ્લેષ્મ કિંવા જ્વરનું ઉપાદાન કારણ નથી; તે વધારેમાં વધારે કદાચિત્ માત્ર નિમિત્ત કારણ હોઈ શકે.

હવે ધારો કે, પ્રચંડ વાયુ ચાલી રહ્યો છે અને તે સ્થાનમાં બે મનુષ્યો બેઠા છે. તેમાંના એકને વાયુના આઘાતથી વેદના થાય છે અને બીજાને વાયુના આઘાતથી વેદનાને બદલે અલૌકિક આનંદનો જ અનુભવ થયા કરે છે. અર્થાત્ પ્રથમ મનુષ્ય પોતાની દશાનો દાસ છે અને તેથી તેના મનમાં નિરંતર એ જ ભય થયા કરે છે કે, આ વાયુની ગતિથી અવશ્ય કાંઈ પણ હાનિ થવાની જ. આવા પ્રકારના ભયને ધારીને તે ભયના પ્રવેશમાટે પોતાના મનોમંદિરના દ્વારને ખોલી દે છે અને તેમ કરીને ભયનું આવાહન કરે છે. બીજા મનુષ્યની એવી માન્યતા છે કે, જે સ્થિતિ મને પ્રાપ્ત થએલી છે તેપર મારો સંપૂર્ણ અધિકાર છે; હું મારી પરિસ્થિતિનો સ્વામી છું અને તેથી વાયુના આઘાતથી મારી કશી પણ હાનિ થવાની નથી. અર્થાત્ તે વાયુ સાથે પોતાની અનુકૂલતાને વ્યકત કરે છે અને તેથી વાયુ તેનો મિત્ર બની જતાં દુઃખ દેવાને બદલે તેને અગાધ સુખનો જ સાક્ષાત્કાર કરાવે છે. વાયુના એ ઝપાટા માર્ફત તેને બહારથી આવતી સ્વચ્છ અને તાજી હવા મળે છે અને તેની સાથે વિશેષ શીતલ તથા પ્રચંડ વાયુની ગતિને સહન કરવાની શકિત પણ તેને પ્રાપ્ત થતી જાય છે. જો વાયુ જ શ્લેષ્મ કિંવા જ્વરનો હેતુ હોય, તો તે કારણનું કાર્ય ઉભયમાં એકસરખું જ થવું જોઇએ; પરંતુ તેમ થતું નથી અને તેથી વાયુને જ પ્રથમ મનુષ્યના રોગનો હેતુ કદાપિ માની શકાય નહિ. તે બન્ને પોતાના

મનની જેવી સ્થિતિને નિર્માણ કરે છે, તદનુસાર એકને વાયુના યોગે રોગ થાય છે અને બીજાને તેજ વાયુના યોગે આરોગ્યનો અનુભવ થતો દેખાય છે. જે જનો સર્વ દોષનો ભારો બિચારા વાયુના શિરપર જ ચઢાવી દે છે, એ તેમની કેટલી બધી અજ્ઞાનશીલતા છે, એનો વિચાર સુજ્ઞ જનોએ પોતે જ કરી લેવાનો છે. એવા લોકો પોતાની નિર્બળતાને જોઈ શકતા નથી અને તેથી પોતાના દોષનો બીજામાં જ આરોપ કરી દે છે. તેઓ પરિસ્થિતિના સ્વામી થવાને બદલે સેવક થઈ રહે છે અને તેથી જ તેમના હાથે આવા પ્રમાદો થયા કરે છે. આ કેવી અને કેટલી ભયંકર દશા છે, એનો તમે જ વિચાર કરી જુઓ. મનુષ્ય ઈશ્વરનો પ્રતિબિંબ છે અને તેથી ઈશ્વરીય ચૈતન્ય કિંવા અનંત શકિતની તેને પ્રાપ્તિ થએલી છે. એ કારણથી તે સંસારના સર્વ પદાર્થો તથા સર્વ નિયમોનો સ્વામી છે. આમ હોવા છતાં પણ તે આરોગ્યદાયક શુદ્ધ વાયુના સ્પર્શથી ગભરાઈ જાય અને તેથી થએલી શરદીના યોગે મૃત્યુ થવા સૂધીનો ભય રાખે, એ મનુષ્યમાટે અત્યંત શોચનીય તથા લજ્જાસ્પદ કૃતિ જ કહી શકાય. વાયુના ઝપાટાથી પોતાને હાનિ ન થવા દેવાનો ઉત્તમમાં ઉત્તમ ઉપાય એ છે કે, પોતાની આંતરિક દશાની સુધારણા કરવી. મનને જો નીરોગ રાખવામાં આવે, તો પછી વાયુના આઘાતથી ભયભીત થવાની કશી પણ આવશ્યકતા નથી. એનું અવશ્ય સ્મરણ રાખજો કે, વાયુમાં આપણો લાભ કિંવા આપણી હાનિ કરવાની લેશ માત્ર પણ શક્તિ નથી. અર્થાત્ જ્યારે આપણે પોતે જ તેને આપણો લાભ કિંવા આપણી હાનિ કરવાની શકિત આપીએ છીએ, ત્યારે જ તેને તે શકિત પ્રાપ્ત થાય છે. એટલામાટે આપણું એ જ કર્ત્તવ્ય છે કે, વાયુને આપણે તેવી શકિત જ આપવી જોઇએ કે, જે આપણને અનુકૂલ, સુખદાયિની અને

આરોગ્યદાયક થવાનો સંભવ હોય. એ પ્રમાણેની મનની સંપૂર્ણ પ્રવૃત્તિ કરીને વાયુના ઝપાટામાં કેટલીક વાર સુધી બેસવાની ટેવ પાડવી જોઇએ; કિન્તુ એ ટેવને એકદમ ન વધારતાં ધીમે ધીમે વધારવાની છે, એનું વિસ્મરણ થવું ન જોઇએ. પરંતુ જેમની પ્રકૃતિ અત્યંત નિર્બળ અને કોમળ હોય છે, તેઓ જો થોડીક-વાર પણ હવામાં બેસે તોપણ તેથી તેમના મસ્તકમાં દુ:ખાવો થઈ આવે છે; અર્થાત્ તેવા મનુષ્યોએ અમારા ઉપર્યુક્ત વિધાનને વ્યવહારમાં યોજતાં કાંઇક અધિક સાવધતા રાખવાની અગત્ય છે. સંસારમાં આજ સુધીમાં જેટલા મહાપુરુષો કિંવા મહાત્માઓ થઈ ગયા છે, તે સર્વજનોએ સૃષ્ટિના સર્વ નિયમોમાં પોતાની સત્તા સ્થાપી હતી એટલે કે, સૃષ્ટિના નિયમો તેમની આજ્ઞાને આધીન હતા. એનું કારણ શું? તેઓ પણ મનુષ્ય હતા અને આપણે પણ મનુષ્યો જ છીએ; એટલે જે કાંઈ પણ તેમણે કર્યું હતું તે જ આજે નહિ તો કાલે આપણે પણ તેમની પેઠે નિયમને અનુસરીને કરી શકીશું. હવે જો આ વાર્તા સત્ય હોય, તો પછી સૃષ્ટ પદાર્થ કિંવા શકિત સમક્ષ આપણે આપણાં મસ્તકોને શામાટે નમાવીએ વારુ? આપણે તે શકિતના આજ્ઞાંકિત સેવક શામાટે થઇએ? આપણામાટે એ જ ઉચિત છે કે, આપણે પોતાના સત્ય સ્વરૂપના જ્ઞાનને પ્રાપ્ત કરી લઇએ કે જેથી આપણને મહાત્માઓ સમાન સત્તાની પ્રાપ્તિ થાય અને સૃષ્ટિના નિયમો આપણી આજ્ઞાને આધીન રહીને ચાલે. પ્રત્યેક મનુષ્યનું જીવન કારણ અને તેના કાર્યની શ્રેણીરૂપ છે. અર્થાત્ કારણ વિના કાર્ય કિંવા વ્યવહારમાં જેને પ્રારબ્ધ કહેવામાં આવે છે, તેનો સંભવ જ નથી. જ્યારે પણ આપણને અચાનક કોઈ સંકટ પ્રાપ્ત થાય છે એટલે આપણે કહેવા માંડીએ છીએ કે;–"શું કરીએ? અમારાં ભાગ્ય જ એવાં છે!" પરંતુ ખરી રીતે આમ બોલવું તે એક મોટામાં મોટી ભૂલ છે. આપણા

શિરપર આવેલી વિપત્તિઓનું મૂળ કારણ આપણા અંતરમાં જ રહેલું છે. એટલામાટે આપણું સત્ય કર્ત્તવ્ય એ છે કે, આપણા પોતાના અંતરમાંથી એ અનિષ્ટ કારણનું નિવારણ કરવું અને તેથી વિપરીત ઇષ્ટ કારણોને પોતાના અંતઃકરણમાં સ્થાન આપવું કે જેના યોગે આપણા દુર્ભાગ્યના સ્થાનમાં આપણા સદ્ભાગ્યનો ઉદય થવા માંડે અને પોકાર કરવાનો પ્રસંગ જ પ્રાપ્ત ન થાય. એ જ નિયમ શરીરની, મનની અને સમસ્ત માનવ જીવનની સ્થિતિને લાગૂ પડે છે. જે જે નઠારી સ્થિતિઓ આપણને પ્રાપ્ત થએલી છે, તે દુઃસ્થિતિને ખેંચી લાવનારા આપણે પોતે જ છીએ. હવે એ દુઃસ્થિતિને આપણે જાણી જોઇને લાવ્યા હોઇએ કિંવા અજ્ઞાનથી, તે એક જૂદી વાત છે; છતાં એ તો સત્ય જ છે કે, આપણા પોતાના આવાહન વિના તો એવી અયોગ્ય સ્થિતિ આપણને કદાપિ પ્રાપ્ત થઈ શકે તેમ નથી જ. અમારું આ કથન જો કે ઘણાકોને અમાન્ય કરવા યોગ્ય જણાશે, પરંતુ જો તેઓ વિચારશક્તિનો સ્વસ્થ તથા શાંત ચિત્તથી વિચાર કરશે, તો તેમને એ કથનની સબળતા તથા શ્રેષ્ઠતાનું પોતાની મેળે જ જ્ઞાન થઈ જશે. જ્યારે તેમને વિચારશક્તિની સૂક્ષ્મતાનું સંપૂર્ણ જ્ઞાન થઈ જશે, તે વેળાયે નિશ્ચયપૂર્વક તેમનો અમારા આ કથનમાં દૃઢ વિશ્વાસ બંધાઈ જશે.

જે સ્થિતિ આપણને પ્રાપ્ત થએલી છે, તેને સુખમય કિંવા દુઃખમય માનવી એ સર્વથા આપણા જ હાથમાં છે, અને એનું અમે ઉપર દિગ્દર્શન કરાવી ચૂક્યા છીએ. જે લોકોની એવી પરમ આકાંક્ષા હોય છે કે, સંસારની કોઈ પણ ઘટનાથી આપણને દુઃખ થવું ન જોઇએ, તેમના માટે એ આવશ્યકીય છે કે, તેમણે પોતાના મૂળ બીજને દૃઢતાથી પરિપકવ કરી લેવું. જો ધારીએ તો આપણે સમસ્ત જગતપર આપણી સત્તા ચલાવી શકીએ એમ છે, એવી દૃઢતા અવશ્ય તેમણે પોતાના મનમાં

કરી લેવી જોઇએ; કારણ કે, આપણી બુનિયાદ જેટલા પ્રમાણમાં દૃઢ અને સબળ હશે, તેટલા જ પ્રમાણમાં આપણાં શરીર તથા મનની પણ દૃઢતા થશે; તે અનંત શક્તિમય ઇશ્વરસાથે આપણે જેટલી વિશેષ એકતા કરીશું, તેટલી જ આપણી જડ પણ વિશેષ બળવતી થવાની. પરંતુ એની સાથે એ નિયમનું પણ સ્મરણ રાખવું કે, જો આપણો મૂળ પાયો જ ડગમગતો હશે, તો સંસારની તુચ્છ ઘટના પણ આપણને નીચું જોવડાવશે, વેદના આપશે અને આપણી ગમે તે પ્રકારે હાનિ કરવામાં કશી પણ કચાશ રાખશે નહિ અને તે સર્વ વેદનાઓને આપણે જરા પણ હું કે ચું કર્યા વિના મૂક મુખે સહન કરવી પડશે. જો કે જગત્‌ની સર્વ ઘટનાઓ ઓછા કે વધતા પ્રમાણમાં કલ્યાણકારિણી તો છે જ, તોપણ આપણે તેમનામાં દોષનો વ્યર્થ આરોપ કરીએ છીએ અને આપણું એ કૃત્ય સર્વથા અયોગ્ય તથા અનુચિત છે.

જેનું મન દ્વેષરહિત તથા નિર્દોષ હોય છે, તેને સમસ્ત જગત્ નિર્દોષ જ દેખાય છે; પરંતુ જેનું મન દુર્બળ થઈ ગએલું હોય છે તેને સર્વત્ર દુર્બળતા અને દુર્બળતા જ વિસ્તરેલી દેખાયા કરે છે. “મારું ભાગ્ય ફૂટી ગયું છે, આ નઠારું છે, તે ખરાબ છે અને ઈશ્વરે સૃષ્ટિની રચના જેવી જોઇએ તેવી કરી નથી,” ઇત્યાદિ પ્રકારનાં નિરાશાયુક્ત વચનો તે પોતાના મુખથી નિરંતર ઉચ્ચાર્યા કરે છે. જે આવાં વચનો ઉચ્ચારતો હોય તેનું મન અત્યંત દુર્બળ થઈ ગએલું છે, એમ જ તમારે સમજી લેવું. તેના આવી રીતે પોતાના ભાગ્યને અભિશાપ આપવાથી અને ભાગ્યને નિંદવાથી તેની માનસિક દુર્બળતા કિંવા મનોવ્યથા સ્પષ્ટતાથી પ્રકટ થઈ જાય છે. એથી વિરુદ્ધ જેના મનમાં દુર્બળતારૂપ રાક્ષસીનો લેશ માત્ર પણ નિવાસ હોતો નથી અને જેના મનમાં બાહ્ય સુંદર તથા પરિપૂર્ણ સૃષ્ટિનો યથાર્થ પ્રતિબિંબ પડ્યા કરે છે, તેના માટે આ સંસારમાં નામ માત્રને પણ અસંતોષ નથી. મનની દુર્બળ-

તાથી હતાશ મનુષ્ય અને એ મનુષ્યની સ્થિતિમાં અવની અને આકાશ જેટલો અંતરાય રહેલો હોય છે. એટલામાટે હે બાંધવો! તમે પોતાના મનની દુર્બળતાને કાઢી નાખો, એટલે ત્યાર પછી જે સંસાર અત્યારે તમને સર્વથા દુઃખથી ભરેલો દેખાય છે, તે જ સંસાર પરિપૂર્ણ અને સર્વથા નિર્દોષ દૃષ્ટિગોચર થવા માંડશે. જે સુંદરતાનો તમને સ્વપ્નામાં પણ અનુભવ નહિ થયો હોય, તે સુંદરતાનો તમને સાક્ષાત્કાર થવા લાગશે અને ત્યારપછી કવિનાં કથેલાં સ્વર્ગ, નંદનવન અને દિવ્ય લોક અન્યત્ર ક્યાંય નહિ, પણ આ સંસામાં જ છે, એ પોતાની મેળે જ તમારા જાણવામાં આવી જશે. "જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ" એ વાક્યનો અર્થ પણ એ જ છે કે, સાધારણ મનુષ્યને સૂર્યના પ્રકાશથી જે વસ્તુ દેખાતી નથી, તે વસ્તુને આ જગત્માં કવિઓ નિહાળી શકે છે; કારણ કે, કવિનું મન સ્વયંપ્રકાશિત હોય છે. કવિનું તેજ તે સૂર્યને તેજ આપનાર પરમાત્માનું તેજ છે. એ કારણથી સત્ય કવિ સમક્ષ કિંવા સત્ય મહાત્મા સમક્ષ સૂર્યના પ્રકાશની કિંબહુના સૂર્યની પોતાની પણ શી ગણના હોઈ શકે વારુ? સત્ય કવિઓમાંના અતિ વિખ્યાત કવિ શેક્સ્પીયરના એક નાટકમાં એક પાત્ર કહે છે કેઃ-"મિત્ર બ્રૂટસ્! આપણે જે બીજાના હાથનાં રમકડાં કિંવા દાસ બની રહીએ છીએ, તે દોષ આપણા ગ્રહોનો નથી, કિંતુ આપણો પોતાનો જ દોષ છે!*" અને શેક્સ્પીયરનો પોતાનો જીવનક્રમ તેના એ વચન પ્રમાણેનો જ હતો. વળી પાછો અત્યારે આપણે જે વિષયનો વિચાર કરી રહ્યા છીએ, તે સાથે એકમત થતો તે એક મહત્ સત્યને વ્યક્ત કરતો જણાવે છે કે;–"સંશયો મહાવિશ્વાસઘાતક છે કે જે, જે ઉત્તમતાપર આપણા વિજયનો સંપૂર્ણ સંભવ હોય છે, તે

* "The fault, dear Brutus, is not in our stars, but in ourselves, that we are underlings." *Shakespeare.*

વિજયને, પ્રયત્નમાં ભયને ઉપજાવીને, મળતો અટકાવી દે છે."* સારાંશ કે, આપણા સંશયો જ આપણા વિઘાતક શત્રુ થઈ પડે છે. જે કાર્ય કરતાં હૃદયમાં સંશય કિંવા શંકાનો સંચાર થઈ જાય છે, એટલે પછી તે કાર્ય કરવાની હિંમત થતી જ નથી.

"ભયમાં જ બ્રહ્મરાક્ષસનો નિવાસ છે," એ લોકોક્તિ સર્વથા સત્ય છે. જો તમે રોગથી ડરશો, તો અવશ્ય રોગના ભોગ થવાના જ; જો તમે દરિદ્રતાથી ડરશો, તો દરિદ્રતા હાથ ધોઇને તમારી પૂઠે પડવાની; જો તમે મૃત્યુથી ભયભીત થશો, તો જાણી લેવું કે યમદૂતના આગમનમાં હવે વધારે વિલંબ નથી. એટલામાટે જ અમે કહીએ છીએ, કે જો તમારા હૃદયમાં કલ્યાણની આકાંક્ષા હોય, તો કોઇનો પણ ભય ન રાખો અને નિર્ભય થઈ જાઓ. નિર્ભય થવાનો ઉત્તમ ઉપાય આત્મજ્ઞાન છે; એટલે કે, હું કોણ છું, મારું સત્ય સ્વરૂપ શું છે અને મારી શક્તિનો વિસ્તાર કેટલો છે, એ રહસ્યને જાણી લેવું તે જ સર્વોત્કૃષ્ટ ઉપાય છે. સંસ્કૃત કવિઓએ ચિંતાને ચિતા કરતાં પણ વિશેષ ભયંકર વ્યક્ત કરેલી છે; કારણ કે, ચિતા તો મૃત મનુષ્યને જ બાળે છે, પરંતુ ચિંતા જીવિત મનુષ્યને દિવસ અને રાત બાળી બાળીને ભસ્મીભૂત કર્યાં કરે છે.

ભય અને શ્રદ્ધા એક સ્થાનમાં જ વસે છે, અને એકમાંથી અન્યનો ઉદ્‌ભવ થાય છે. અમુક મનુષ્યના હૃદયમાં ભયનું કેટલું પરિણામ થએલું છે, તે મને બતાવો એટલે પછી તેનામાં શ્રદ્ધાનો

---

* "Our doubts are traitors,
And make us lose the good we oft might win
By *fearing* to attempt." *Shakespeare.*

શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં શ્રી કૃષ્ણે પણ એવો જ અભિપ્રાય દર્શાવેલો છે કે;— "संशयात्मा विनश्यति" અર્થાત્ "સંશયી મનુષ્યનો અવશ્ય વિનાશ થાય છે."

કેટલા પ્રમાણમાં અભાવ રહેલો છે, એ હું તમને મારી મેળે જ જણાવી દઇશ. કોપ અથવા ચીડિયાપણા સમાન ભય પણ એક અત્યંત વ્યયકારક અતિથિ છે: એ અતિથિઓ એટલાબધા વ્યય કરાવનાર છે કે, તેમનો સત્કાર કોઈથી પણ કરી શકાતો નથી અને તેમનો સત્કાર કરનાર યજમાનનું દીવાળું જ ફૂંકાઈ જાય છે. અર્થાત્ એ દુષ્ટ ભયનો પોતાના મનમાં પ્રવેશ ન થવા દેવો, એ પ્રત્યેક મનુષ્યનું પરમ કર્ત્તવ્ય છે. ભયને હૃદયમાં સ્થાન આપવાથી એમ જ જાણવું કે આપણે સર્વ પ્રકારનાં અનિષ્ટોને આપણી પાસે આવવાનું આમંત્રણ આપીએ છીએ, અર્થાત્ જો એ ભયને બદલે ધૈર્ય તથા દઢતાનો આપણા મનમાં વાસ થાય, તો તેમના યોગે આપણને આપણી ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થવામાં લેશ માત્ર પણ વિલંબ થતો નથી.

એક દિવસ પૂર્વ દેશના એક પ્રવાસીએ માર્ગમાં અચાનક મળી ગએલા પ્લેગમહાશયને પૂછ્યું કે;–"મહાશય! અત્યારે આપ ક્યાં પધારો છો વારુ?" એના ઉત્તરમાં પ્લેગમહાશયે જણાવ્યું કે;–"પાંચ હજાર મનુષ્યોના પ્રાણ હરવામાટે અત્યારે હું બગદાદ શહરપ્રતિ પ્રયાણ કરું છું." કેટલાક દિવસ પછી પાછો તે પ્રવાસીનો પ્લેગસાથે મેળાપ થતાં તે પ્રવાસીએ પૂછ્યું કે;–"પ્લેગમહાશય! તમે તો તે દિવસે પાંચ હજાર મનુષ્યોના પ્રાણ હરવાને બગદાદ જવાનું કહેતા હતા, પણ ત્યાં ગયા પછી તો તમે પાંચ હજારને બદલે પચાસ હજાર પ્રાણીનો ઘાણ કાઢી નાખ્યો એનું શું કારણ વારુ?" એના ઉત્તરમાં પ્લેગમહાશય બોલ્યા કે;–"મેં તો કેવળ પાંચ હજારના જ પ્રાણ લીધા છે કે જે મેં તમને જણાવ્યું હતું; અને બાકીના પિસ્તાળીસ હજાર જીવો તો ભયના પરિણામે જ મૃત્યુના મુખમાં જઈ પડ્યા હતા, એટલે તેમના નાશનો હેતુ હું નથી!"

ભય શરીરમાંના પ્રત્યેક સ્નાયુને શક્તિહીન કરી નાખે છે.

ભય રક્તના અભિસરણમાં પણ અનિષ્ટ પરિણામ નિપજાવે છે તેમ જ જીવનની સર્વ ઇષ્ટ શક્તિઓને પણ મંદ કરી નાખે છે. ભય શરીરને એટલા બધા પ્રમાણમાં જડ, ગતિહીન અને સત્તાહીન બનાવી નાખે છે કે તેનામાં ચલનવલનની શક્તિ પણ રહેતી નથી.

જે અનિષ્ટ વસ્તુનો આપણે ભય રાખીએ છીએ, તે અનિષ્ટ વસ્તુને આપણા ભયના યોગે આપણે કેવળ આપણા-પ્રતિ આકર્ષીએ છીએ, એટલું જ નહિ, પણ બીજાઓપ્રતિ પણ તેને ખેંચી લાવવાના કાર્યમાં આપણે પૂરેપૂરા સહાયક થઇએ છીએ. આપણી વિચારશક્તિ જેટલી પ્રબળ હોય છે અને આપણી આસપાસના લોકોની વિચારશક્તિ જેટલી નિર્બળ હોય છે તેટલા પ્રમાણમાં આપણા વિચારોનું તેમની કોમળ પ્રકૃતિમાં પરિણામ થાય છે અને આપણા વિચારોની અનિષ્ટતાનો તેમનામાં સંચાર થઈ જાય છે. આમાં વળી આશ્ચર્ય એ રહેલું હોય છે કે, વિચારના પરિણામના એ વ્યવહારથી આપણે અને તેઓ ઉભય અજ્ઞાન-અંધારામાં-જ રહીએ છીએ અને આપણી જાણ બહાર એ પરિણામ થયા જ કરે છે. સારાંશ કે, ભયપૂર્ણ વિચારોથી આપણે આપણું પોતાનું અનિષ્ટ કરવા ઉપરાંત આપણા ઇષ્ટ મિત્રોનું અશુભ કરવાના કલંકને પણ પોતાના ભાલપ્રદેશમાં ધારણ કરીએ છીએ.

યોગ્ય વયના મનુષ્યના મનમાં બાહ્ય વિચારોનું જેટલું પરિણામ થાય છે, તેના કરતાં અલ્પવયસ્ક બાળકોના કોમળ અંતઃકરણમાં બાહ્ય વિચારોનું વિશેષ પરિણામ થાય છે; કારણ કે, લઘુ બાળકો બાહ્ય પદાર્થોના પ્રતિબિંબને પોતાના મનમાં તત્કાળ ધારણ કરી લે છે અને પછીથી જેમ જેમ તેઓ વયમાં આગળ વધતા જાય છે, તેમ તેમ તેમનામાંનું બાહ્ય વિચારોનું પરિણામ પણ વધારે અને વધારે પ્રબળ થતું જાય છે. આપણી માનસિક સ્થિતિનું આપણા ઇષ્ટ જનો અને આપણાં સંતાનોના

અંતઃકરણમાં ઇષ્ટ કિંવા અનિષ્ટ પરિણામ થાય છે, એ તત્ત્વને સારી રીતે જાણી લઇને પોતાના મનોભાવોને નિરંતર ઉચ્ચ દશામાં રાખવા, એ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે. વિશેષતઃ ગર્ભવતી સ્ત્રીઓએ તો ભય, ચિન્તા અને ક્રોધ આદિ અનિષ્ટ મનોવિકારોનો પોતાના મનને સ્પર્શ માત્ર પણ થવા દેવો ન જોઇએ; કારણ કે, એ મનોવિકારોનું ગર્ભસ્થ અર્ભકના શરીરમાં બહુ જ ભયંકર પરિણામ થાય છે. અર્થાત્ પોતાનાં સંતાનોમાં એ મનોવિકારોનું અનિષ્ટ પરિણામ ન થાય, એમાટે માતાપિતાએ સંપૂર્ણ સાવધતા રાખવાની છે. કેટલીકવાર એવી ઘટનાઓ પણ જોવામાં આવ્યા કરે છે કે, બાળકોવિશેની આવશ્યકતા કરતાં અધિક ચિંતા રાખવાથી ચિન્તામય વિચારો અજ્ઞાતભાવથી બાળકોના મનમાં પ્રવેશ કરી જાય છે. એવા પ્રકારની આવશ્યક્તા કરતાં અધિક ચિન્તા રાખનાર માતાપિતા બાળકોમાટે નામ માત્રની પણ ચિન્તા ન રાખનારાં માતાપિતાની પંક્તિમાં આવી જાય છે. અમારાં સંતાનોની શી સ્થિતિ થશે? આવા પ્રકારના ભયયુકત વિચારોને પોતાના હૃદયમાં સ્થાન આપીને તે માતાપિતા ન આવનારાં સંકટોને બળાત્કારે પોતાનાં સંતાનોના શિરપર ખેંચી લાવે છે. આવાં અનેક ઉદાહરણો આપણને મળી શકે છે. બહુધા માતાપિતાના મનમાં આવો ભય કોઈ પણ પ્રકારના કારણ વિનાજ ઉત્પન્ન થઈ જાય છે અથવા તો પુત્ર મૂર્ખ કિંવા બુદ્ધિહીન હોય તો કદાચિત્ તેના વિશે આવો ભય થાય છે; અર્થાત્ જો પુત્ર મૂર્ખ કિંવા રોગિષ્ટ હોય, તોપણ હૃદયમાં ભયને સ્થાન ન આપીને માતાપિતાએ સદા સર્વદા એજ ભાવના મનમાં રાખવી જોઇએ કે, એ બાળક બુદ્ધિમાન્ થશે, કદાપિ રોગિષ્ટ રહેવાનો નથી અને એના આરોગ્ય તથા બળની નિરંતર વૃદ્ધિ થતી રહેશે. આવી ભાવનાથી બાળકને અવશ્ય બુદ્ધિ, આરોગ્ય તથા બળની પ્રાપ્તિ થાય છે.

અમારા એક પરિચિત નવયુવકને અફીણ ખાવાનું દુર્વ્યસન ચોંટી ગયું હતું અને તે યુવકમાં અંતઃકરણ પૂર્વક સ્નેહભાવ રાખનાર તેની માતા અને દાદી વિદ્યમાન હતાં. એ બન્ને અબળાઓને તે યુવકને લાગેલું એ વ્યસન મહાભયંકર દેખાતું હતું અને તેથી તેમની નિત્ય એ જ ભાવના રહ્યા કરતી હતી કે, તેનું એ દુર્વ્યસન કોઈ પણ પ્રકારે છૂટી જાય તો સારું. તે યુવકે જ્યારે જોયું કે, મારા આ વ્યસનથી મારી માતા તથા દાદીનાં મન બહુ જ દુઃખાય છે, એટલે તેણે એ વ્યસનને ત્યાગી દેવાનો દઢ નિશ્ચય કર્યો. પરંતુ તે યુવક પોતે અત્યંત નિર્બળ પ્રકૃતિનો હતો, અને તે એટલે સુધી કે, અન્યજનોના વિચારોનું તેના મનમાં બહુ જ ઊતાવળથી પરિણામ થઈ જતું હતું. તે યુવકે દુર્વ્યસનને ત્યાગવાનો પોતાનો નિશ્ચય માતા તથા દાદીને જણાવ્યો અને તે સાંભળીને તે બન્ને અબળાઓ તેના નિશ્ચયને દઢાવવાને બદલે તેને નિરુત્સાહ કરવા લાગી. અર્થાત્ અમુક મનુષ્યને અમુક પ્રકારનું વ્યસન હતું અને તેને ત્યાગવાના તેણે અનેક પ્રયત્ન કર્યાં પરંતુ વ્યસનને તે ત્યાગી શક્યો નહિ અને અંતે તે દુર્વ્યસનના કારણથી જ તેનું અકાળ મૃત્યુ થઈ ગયું. આવા પ્રકારના ઉત્સાહઘાતક, ભયકારક અને ચિન્તાવર્ધક વિચારોની લહરીઓને તેઓ તે યુવકના મનઃસમુદ્રમાં ઉપજાવવા લાગી. એનું પરિણામ એ થયું કે, તે યુવકને પોતાનો નિશ્ચય ડગમગતો દેખાવા લાગ્યો. તેણે પ્રથમ જે ધીરતા ધારી હતી તે ધીમે ધીમે નષ્ટ થવા લાગી અને છેવટે તે એવા નિશ્ચયપર આવી ગયો કે, પ્રાણ જતાં પણ આ દુર્વ્યસનથી મુક્ત થઈ શકાય, એ કેવળ કઠિન જ નહિ, કિંતુ સર્વથા અશક્ય અને અસંભવનીય જ છે. હે સુજ્ઞજનો! આ ઉદાહરણથી તમે પોતે જ વિચાર કરી શકશો કે, તે બન્ને અબળાઓની માનસિક દુર્બળતાનું તે યુવકને માટે કેવું અને કેટલું હાનિકારક પરિણામ થયું. જો કે એ બન્ને સ્ત્રીઓ તે યુવ-

કમાં હૃદયનો સ્નેહ રાખતી હતી અને પ્રત્યેક પ્રકારે તેના કલ્યાણને ઇચ્છતી હતી, પરંતુ તે બિચારીઓને વિચારશક્તિની પ્રબળતાનું લેશ માત્ર પણ જ્ઞાન ન હોવાથી તેમણે આશાન્વિત અને સાહસમય વિચારોથી તે યુવકના નિશ્ચયને દૃઢાવવાને બદલે પોતાના નિરાશાજનક વિચારોના યોગે તેના ધૈર્યનો સર્વથા ઘાત જ કરી નાખ્યો. દુર્વ્યસનના યોગે તેનું મન પ્રથમથી નિર્બળ તો થએલું હતું જ, એટલે એ બન્ને અબળાઓના દુર્બળ વિચારોએ તેના નિર્બળ મનને વધારે નિર્બળ બનાવી દીધું. આવી પરિસ્થિતિમાં તે યુવક પોતાના દુર્વ્યસનરૂપ શત્રુપર વિજય મેળવવાની આશા કેવી રીતે રાખી શકે વારુ? ભય અને ચિન્તા આદિ દુષ્ટ મનોવિકારો નાના મોટા સર્વને એકસરખી રીતે હાનિકારક થઈ પડે છે. એટલામાટે પ્રત્યેક મનુષ્યનો એ ધર્મ જ છે કે, તેણે ભય અને ચિન્તાનો પોતાના મનમાં લેશ માત્ર પણ પ્રવેશ થવા ન દેવો. ભયથી જીવનશક્તિની ગતિ અત્યંત મંદ થઈ જાય છે. ભયકારક વિચારો–ચિંતાવર્ધક ભાવના–થી શરીર માટીમાં મળી જાય છે. એ ઉપરાંત વળી શરીરને ધૂળમાં મેળવનાર કામ, ક્રોધ, માન, માયા અને લોભ આદિ પણ છે. એ ભિન્ન ભિન્ન મનોવિકારોના યોગે ભિન્ન ભિન્ન રોગોની ઉત્પત્તિ થાય છે. જે મનુષ્ય સદાચારી એટલે કે, સૃષ્ટિના સર્વ શ્રેષ્ઠ નિયમોને અનુસરનાર હોય છે, તેના મનમાં નિરંતર આનંદ, સમૃદ્ધિ અને આરોગ્યનો જ નિવાસ રહ્યા કરે છે. એ કારણથી જ એક પ્રાચીન હિબ્રુ તત્ત્વવેત્તાએ કહેલું છે કે;–"સદાચારથી જીવનની પ્રાપ્તિ થાય છે અને દુરાચાર મૃત્યુને ખેંચી લાવે છે! આપણા જીવનરૂપ મંદિરને સુંદર તથા ભવ્ય બનાવવું અથવા તો તેને બગાડીને ધૂળમાં મેળવી દેવું, એ આપણા પોતાના અધિકારની જ કૃતિ છે." એક દિવસ એવો આવશે કે, જ્યારે સર્વ લોકો આ સત્ય નિયમને સારી રીતે સમજશે; પણ અત્યારે અજ્ઞાનશીલતા

લોકોના પિંડને છોડતી નથી એટલે તેઓ આ સત્યને અનુભવતા નથી અને ઉપર્યુક્ત દુષ્ટ મનોવિકારોના સંપર્કથી અનેક મનુષ્યો અકાળે કરાલ કાળના જાળમાં સપડાઇને મૃત્યુવશ થતા નિત્ય જોવામાં આવ્યા કરે છે. ઈશ્વર નિર્મિત આત્માનું સુંદર અને ભવ્ય નિવાસસ્થાન શરીર છે અને તે શરીરોદ્યાન ફળદ્રૂપ તથા સુશોભિત થવાને બદલે અફસોસ કે અજ્ઞાનરૂપ બેપરવાઇથી ઉજ્જડ અને છિન્નવિચ્છિન્ન થઈ રહ્યું છે.

વિચારશક્તિનાં કાર્યોનો જેણે મનન પૂર્વક અભ્યાસ કરેલો હોય છે, તે મનુષ્ય પ્રત્યેક મનુષ્યનાં ધ્વનિ, ગતિ અને મુખમંડળમાંના ભાવને જોઇને તેના મનની સ્થિતિને યથાર્થરૂપમાં વ્યક્ત કરી શકે છે અથવા તો જો તેને કોઇના મનની સ્થિતિ બરાબર જણાવવામાં આવે, તો તેના આધારે તે મનુષ્યનાં ધ્વનિ, ગતિ અને મુખમંડળમાંના ભાવોના વર્ણન સાથે તે એ પણ જણાવી દે છે કે, તેના શરીરમાં અમુક રોગનો સંપર્ક થએલો છે. સર્વ પ્રાણીઓનાં શરીરને ત્રણ અવસ્થાઓ પ્રાપ્ત થાય છે; તેમાંની પ્રથમ શરીરનો ઉદ્‌ભવ થાય ત્યાંથી તે યૌવનપ્રાપ્તિ પર્યન્તની છે, બીજી અવસ્થા યૌવનકાળથી તે શરીર ક્ષીણબળ થતાં સૂધીની છે અને ત્રીજી અવસ્થા શરીરને અશક્તતા પ્રાપ્ત થાય ત્યાંથી લઇને મૃત્યુની પ્રાપ્તિ પર્યન્તની છે. અમે એક અભિજ્ઞ મનુષ્યના મુખથી સાંભળ્યું છે કે, પશુશરીરની પરિણતિમાં જેટલો સમય લાગે છે અને જેટલા દિવસ પર્યન્ત પશુઓ જીવે છે, તેના પ્રમાણમાં જો મનુષ્યની ત્રણ અવસ્થાઓ–યૌવન, પ્રૌઢતા અને મૃત્યુ–નો વિચાર કરવામાં આવે, તો મનુષ્યનું સ્વાભાવિક આયુષ્ય એક સો ને વીસ વર્ષનું હોવું જોઇએ. પરન્તુ આજકાલ તો એજ સ્થિતિ આપણા જોવામાં આવે છે કે, ઘણાખરા મનુષ્યો બહુ જ શીઘ્ર વૃદ્ધ થઈ જાય છે, દુર્બળ–અશક્ત–થઈ જાય છે અને અકાળે કાળના પંજામાં સપડાઇને આ સંસારને સદાને માટે ત્યાગી જાય

છે. એવી રીતે આપણા આયુષ્યની ન્યૂનતા થવાથી આપણુ સર્વેનો એવો જ વિશ્વાસ બંધાઈ ગયો છે કે, આપણું સ્વાભાવિક આયુષ્ય માત્ર એટલું જ છે. એનું પરિણામ એ થાય છે કે, કોઈ મનુષ્યને વૃદ્ધાવસ્થામાં આવેલો જોઇને આપણા મનમાં એવો વિચાર આવે છે કે, આપણે પણ આવી જ દશાને પ્રાપ્ત થવાના. બસ થઈ ચૂક્યું—મનમાં એજ વિચારને નિરંતર ઘોળતા રહીને આપણે આપણી પાસે વૃદ્ધાવસ્થાને તેના આગમનના સમયથી બહુ જ વ્હેલી બોલાવી લઇએ છીએ. વસ્તુતઃ શરીરને સબળ, પ્રફુલ્લિત અથવા સશક્ત બનાવનારી મનઃશક્તિ બહુ જ પ્રબળ અને સૂક્ષ્મ હોય છે. જો આપણે તે શકિતના પૂર્ણ જ્ઞાનને પ્રાપ્ત કરી લઇએ અને તેનાં કાર્યોને સમજવા લાગીએ તો પછી આપણા એક સો ને વીસ વર્ષના જીવનમાં કોઇથી કશી પણ બાધા કરી શકાય તેમ નથી.

એક સ્ત્રી અમારા પરિચયની છે અને તેનું વય અત્યારે પૂરા એંસી વર્ષનું થઈ ગયું છે. હવે વર્ષના હિસાબથી જો કોઈ તેને પૂર્ણ વૃદ્ધા ધારી લે, તો તે એક મોટામાં મોટી ભૂલ જ કરે છે. એ સ્ત્રીને વૃદ્ધા સ્ત્રી કહેવી તે પ્રકાશને અંધકારના નામથી ઓળખવા બરાબર છે, એમ જ કહી શકાય; કારણ કે, તેના શરીરમાં આજે પણ પચીસ વર્ષના વયના નવયુવક સમાન પરાક્રમ, ઓજસ્વિતા, ઉત્સાહ અને ચપળતા આદિ પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થાય છે. કુમારિકા અવસ્થાથી જ તેનો એવો સુસ્વભાવ થઈ ગયો છે કે, તેને દુષ્ટતા ક્યાંય પણ દેખાતી નથી. અર્થાત્ તેને સમસ્ત સંસાર દોષહીન, સર્વ મનુષ્યો નિર્દોષ અને સંસારમાંની સર્વ ઘટનાઓ સુંદર તથા સારી જ દેખાયા કરે છે. બાળક, યુવા અને વૃદ્ધ સર્વને મોહમુગ્ધ કરનાર તેનો આનંદમય શાંત અને પ્રેમમય સ્વભાવ જેવો કુમારિકા અવસ્થામાં હતો તેવો જ તે આજે પણ છે. તેણે પોતાનાં તે આનંદ, શાંતિ અને પ્રેમનો

આજ સુધીમાં લક્ષાવધિ મનુષ્યોમાં વિસ્તાર કરેલો છે અને હવે પછી પણ વર્ષો પર્યન્ત તેની એવીજ દશા અવિચળ રહેવાની, એમાં તિલ માત્ર પણ સંશય નથી.

તે અબળાના નિર્મળ હૃદયમાં ભયકારક, બીજાને સતાવનાર અને દ્વેષમય તથા લોભ આદિ વિકારોનો કદાપિ સંચાર થયો નથી. અર્થાત્ તેના મનને વિકારનો સ્વપ્નમાં પણ સ્પર્શ થયો નથી, અને એજ કારણથી આજ સુધી પણ તેનું શરીર સર્વ પ્રકારના વિકારોથી મુક્ત રહી શક્યું છે. બીજાં મનુષ્યો જેવી રીતે નાના પ્રકારના વ્યાધિઓથી પીડિત હોય છે અને અનેક જાતિના મનોવિકારોથી ગ્રસ્ત હોય છે, તેવી દશા તે અબળાની આજ સુધીમાં કદાપિ થઈ નથી અને હવે પછી કદાપિ થવાની પણ નથી. રોગોના ભારને ઉપાડનારાઓની એવી માન્યતા હોય છે કે, જેવી રીતે પરમ પિતા પરમાત્માએ આપણને વિવેક, બુદ્ધિ અને આરોગ્ય આદિ આપેલાં છે, તે જ પ્રમાણે આપણને રોગ પણ તેણે જ આપેલા છે. પરંતુ એમ માનવામાં એ લોકો મહાભયંકર પ્રમાદ કરે છે અને તેનું જીવતું જાગતું ઉદાહરણ તે ઉપર્યુક્ત મહિલા છે. પોતાનાં વીતેલાં એંસી વર્ષના કાલાવધિમાં તે મહિલાને સંસારયાત્રા કરતાં અનેક પ્રકારની સારી નઠારી સ્થિતિઓનો અનુભવ થએલો છે. જો તે દુષ્ટ મનોવિકારોથી શરીરની કેટલી બધી હાનિ થાય છે, એ તત્ત્વથી અનભિજ્ઞ હોત અને પોતાના મનમાં તેણે દુષ્ટ મનોવિકારોનો વાસ થવા દીધો હોત, તો અમે નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ કે તેના શરીરની અત્યાર પૂર્વે ક્યારનીયે મહાદુર્દશા થઈ ગઈ હોત, અને આજે જે પરાક્રમ, જે ઉત્સાહ અને જે ચપળતા તેનામાં દેખાય છે તેનું તેના શરીરમાં નામ નિશાન પણ હોત નહિ. પરંતુ તેને એ તત્ત્વનો પૂર્ણ વિશ્વાસ છે કે, 'હું મારા મનની સ્વામિની છું અને મારા મનોરૂપ રાજ્યમાં મારો પૂર્ણ અધિકાર છે. આ

કારણથી હું મારા એ મનોરાજ્યમાં જેને આવવા દઉં તે જ આવી શકવાનો અને મારી આજ્ઞા વિના એમાં આવવાનો કોઇનો પણ અધિકાર નથી.' તે વળી એ પણ સારી રીતે જાણે છે કે, પોતાના મનોરાજ્યમાં સારી કિંવા નઠારી પરિસ્થિતિને ઉત્પન્ન કરવી એ પ્રત્યેક મનુષ્યના પોતાના જ અધિકારનો વિષય છે. આવી ભાવનાના યોગે તે અબળા જ્યારે ક્યાંય પણ જાય છે અને જ્યારે કાંઈ પણ કાર્ય કરતી હોય છે, તે પ્રત્યેક વેળાયે તેનાં હસિત વદન, આનંદમય વૃત્તિ અને આરોગ્યપ્રદ વાર્ત્તાલાપના યોગે તેના સમાગમમાં આવનાર પ્રત્યેક જનના મનમાં સત્પ્રેરણા અને અલૌકિક આનંદનો સંચાર થયા વિના રહેતો નથી. 'શરીરને સુસંપન્ન અને વૈભવશાળી બનાવનાર કેવળ મન જ છે,' એ શેક્સ્પીયરનું વચન અક્ષરશઃ સત્ય છે; અને એની પૂર્ણ સત્યતા ઉક્ત અબળાના ઉદાહરણથી વળી વિશેષ સ્પષ્ટ થાય છે.

કેટલાક દિવસની વાતપર મેં તે મહિલાને ક્યાંક જતી જોઈ તો ત્યાં માર્ગમાં રમનારાં સર્વ બાળકો તેનાં પરિચિત હતાં એમ જણાયું. તે સર્વ બાળકોની તે અબળામાં એકસરખી પ્રીતિ હતી, અને તેથી તેને જોતાં જ સર્વ બાળકો તેની તરફ દોડી આવતાં હતાં. તે અબળા સર્વને પ્રેમનો પરિચય કરાવતી હતી—કોઇને મીઠા શબ્દો સંભળાવતી હતી, કોઇની પીઠપર હાથ ફેરવતી હતી અને કોઇને કોઈ રમકડું તો કોઇને કાંઈ ખાવાનું આપતી હતી; અર્થાત્ એવી રીતે તેની અને તે બાળકોની એકજીવતા થઈ ગઈ હતી. તે એ બાળકોને પોતાનાં સંતાન સમાન સમજતી હતી અને એ બાળકો તેને પોતાની માતા કરતાં પણ વધારે માનતાં હતાં. તે કેવળ બાળકો સાથે જ આવો પ્રેમવર્ધક વ્યવહાર કરતી નહોતી, કિંતુ પ્રૌઢ, વૃદ્ધ, દીન, ધનવાન્ અને સ્ત્રી કિંવા પુરુષ જે કોઈ પણ તેના સમાગમમાં આવે, તે સર્વની સાથે તેનું આવા પ્રકારનું જ વર્ત્તન જોવામાં આવતું હતું. કોઇને પૈસા ટકા આપીને,

કોઇને પ્રેમમય શબ્દો સંભળાવીને તો કોઇને ધૈર્યના દાનથી તે પોતાના આરોગ્યમય જીવન–સૌભાગ્યરૂપ આનંદ–ના પ્રવાહને નિરંતર તેમના પ્રતિ વહાવ્યા કરતી હતી. તેજ સમયે તેજ માર્ગમાં જતી એક બીજી વૃદ્ધ અબળા પણ મારા જોવામાં આવી, અને તે ઉક્ત આનંદમય, ઉત્સાહપૂર્ણ અને આરોગ્યદાયક વૃત્તિવાળી વૃદ્ધ અબળા કરતાં વયમાં પંદર વર્ષ ન્હાની હતી; તોપણ તે પૂર્ણ વૃદ્ધા દેખાતી હતી. તેની કટિ વાંકી વળી ગઈ હતી અને તેના સર્વ સાંધા જકડાઈ ગયા હતા. તે નિસ્તેજ, મલિનમુખા તથા દુઃખી દેખાતી હતી અને તેના મુખમાંથી સર્વ દાંતોને દેશવટો મળી ચૂકયો હતો. તેની એ સ્થિતિથી સ્પષ્ટ જણાઈ આવતું હતું કે, તે પોતાનાં દુઃખોનું વિસ્મરણ કરવા ઇચ્છતી નહોતી. તેને સંસાર શૂન્ય સમાન દેખાતો હતો અને સુખની પ્રતિમા તો તેનાં નેત્રો સમક્ષ હતીજ નહિ. તેનો એવો દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો હતો કે, આ સંસારમાં ઈશ્વરે માનવપ્રાણીમાટે સુખ તો નામ માત્રને માટે પણ રાખ્યું નથી. તેનો ઈશ્વરની દયાળુતા તથા શ્રેષ્ઠતામાં લેશ માત્ર પણ વિશ્વાસ નહોતો. તેના મસ્તિષ્કમાં દુઃખ, વિપત્તિ અને કષ્ટ આદિના વિચારો ઠૂંટીઠૂંટીને ભરેલા હતા; અને તેથી તેના મસ્તિષ્કમાં સુવિચારોનો લવલેશ પણ હતો નહિ. આનંદપૂર્ણ, ઉત્સાહમય તથા ધૈર્યશાલિની વૃત્તિનો તો તેનામાં સંપૂર્ણ અભાવ જ હતો. ચેપી રોગથી પીડાતું માણસ જેવી રીતે પોતાની પાસે બેસનાર અન્ય માણસોમાં પોતાના રોગને ફેલાવે છે, તેજ પ્રમાણે તે સ્ત્રી પણ જે મનુષ્યોના પરિચયમાં આવતી હતી તેમના હૃદયમાં નિરંતર પોતાની ખિન્ન વૃત્તિની પ્રેરણા કર્યા કરતી હતી. જો ઉતરતી અવસ્થામાં પણ પૂર્ણ યૌવનના સુખને અનુભવવાની તમારી ઇચ્છા હોય અને જો તમે નિરંતર ઉત્સાહપૂર્ણ તથા આનંદમય રહેવા ઇચ્છતા હો, તો તમારામાટે એજ યોગ્ય છે કે, તમારે પોતાના

વિચારોને આનંદ તથા યૌવનને અનુકૂળ થતા બનાવી દેવા જોઇએ. મહાત્મા ગૌતમ બુદ્ધનો નિરંતર એ જ ઉપદેશ હતો કે;–"જેવું તમારા વિચારોનું સ્વરૂપ હશે, તેવા જ સ્વરૂપના તમે પોતે બની જશો." મિસ્ટર રસ્કિને પણ એમ જ કહેલું છે કે;–"પોતાના મનમાં આનંદમય વિચારોની લહરીઓને ઉછાળતા રહો એટલે તેમાં તમારી વિપત્તિ અને વ્યથાઓ આદિ સર્વ અનિષ્ટતાઓ એકદમ તણાઈ જશે."

જો તમે પોતાનાં યૌવનસ્ફુરણ, બળ તથા સૌન્દર્ય આદિને નિરંતર અખંડ અને અવિચળ રાખવા ઇચ્છતા હો, તો એ વિશેના વિચારોને જ મનમાં લાવ્યા કરો. અપવિત્ર વિચારોને પોતાના મનમાં સ્થાન આપશો નહિ. એથી તમારા મનમાં નિરંતર વસી રહેલાં સૌન્દર્ય, સ્ફૂર્તિ અને બળ આદિ તમારા શરીરમાં પ્રકટ થવા માંડશે. યૌવનવિષયક વિચારોને જેટલા પ્રમાણમાં તમે પોતાના મનમાં ધારણ કરશો, તેટલા જ પ્રમાણમાં યૌવન તમારા શરીરમાં વ્યક્ત થવા માંડશે. આમ થતાં તમારા જાણવામાં આવી જશે કે, તમારું શરીર પણ તમારા મનને સહાયતા પહોંચાડે છે અને તે સહાયતા તેટલા જ પ્રમાણમાં હોય છે કે, જેટલા પ્રમાણમાં મન શરીરને સહાયતા પહોંચાડે છે.

જે જે વિચારો તથા મનોવિકારોને તમે પોતાના મનમાં લાવો છો, તદનુસાર તમારા શરીરની સ્થિતિ થાય છે અને જેવા વિચાર તમે પોતાના મનમાં કરો છો તેવા જ વિચારો બાહ્ય ભાગમાંથી પણ તમારા પ્રતિ ખેંચાઈ આવે છે. એથી તમારા શરીરમાં તમારા માનસિક વિચારોની સાથે તે જ પ્રમાણેના બાહ્ય વિચારો પણ પોતાનો પ્રભાવ નાખ્યા કરે છે. જો તમારા વિચાર આનંદમય, ઉત્સાહપૂર્ણ અને આશાજનક હોય છે, તો તેવા જ વિચારોનો પ્રવાહ બાહ્ય ભાગમાંથી પણ તમારા પ્રતિ આકર્ષાઈ આવે છે. જો તમારા વિચાર ઉદાસીન, ભયપૂર્ણ અને ઉત્સાહહીન હોય છે,

તો તે વિચારો તેવા જ વિચારોના પ્રવાહને બહારથી પોતા તરફ આકર્ષે છે. મનમાં દુષ્ટ વિચારોના આગમનથી અને તેમના બાહ્ય વિચારો સાથેના મિશ્રણથી જે ભયંકર પરિણામ થાય છે, તેની કલ્પના તમને ન હોવાથી તમે થાપ ખાઈ જાઓ છો. એવી દશામાં તમારે પાછા હટવાની અને પોતામાં બાલ્યકાળના સ્વભાવને–તેના કેટલાક અંશને–લાવવાની આવશ્યક્તા છે કે, જેના યોગે મનમાં ચિંતાહીન અને આનંદમય વિચારોનો આવિર્ભાવ થઈ શકે. જ્યારે ઘણાંક બાળકો મળીને રમ્યા કરે છે, તે વેળાએ તેમનામાં કેવળ રમત વિશેના જ વિચારો આવ્યા કરે છે. પણ જો કોઈ બાળકને એકલું મૂકી દેવામાં આવે અને બીજાં બાળકો તેની પાસે ન હોય, તો તે એકલું બાળક ઉદાસ અને સુસ્ત થઈ જાય છે અને પોતાના ખેલવા કૂદવાના ધંધાને એકદમ બંધ કરી દે છે. જાણે તે બાળકને તેના વિચારોની ધારાથી ભિન્ન કરી દેવામાં આવ્યું હોયની તેવોજ ભાસ થાય છે અને એ વેળાએ તે પોતાની મૂળ અવસ્થામાં હોતું નથી. એ જ અવસ્થા તમારી પણ થઈ ગયેલી છે. ધીમે ધીમે તમારા તે આનંદનો પ્રવાહ આવતો અટકી ગયેલ છે, તમે અત્યારે અત્યંત ગંભીર અથવા ઉદાસીન થઈ ગયા છો અથવા તો જીવનના મોટા મોટા વિષયોમાં ડૂબી ગયા છો. એટલે તમારામાટે પુનઃ પોતાના હૃદયમાં બાલ્યકાળના આનન્દના પ્રવાહને ખેંચી લાવવાની આવશ્યકતા છે. તમે અત્યારે પણ બાલ્યચેષ્ટા કિંવા મસ્તી તોફાન કર્યા વિના જ આનંદમગ્ન અને મસ્ત બની શકો એમ છે. હાસ્ય વિનોદની સ્થિતિથી તમે પોતાના કાર્યને વધારે સારી રીતે કરી શકશો અને જો તમે અખંડ ઉદાસીનતા તથા ગંભીરતાને જ ધારી રાખશો, તો તેથી હાનિ ભોગવશો; કારણ કે, જે લોકો દીર્ઘકાળ પર્યન્ત ઉદાસીનતા કિંવા ગંભીરતામાં જ રહે છે, તેમના માટે પછીથી સ્મિત કિંવા મંદ હાસ્ય પણ સર્વથા કષ્ટસાધ્ય તથા અશક્ય સમાન થઈ પડે છે.

અઢાર અથવા વીસ વર્ષના વયમાં તમે પોતાના બાલ્યકાળના આનંદી સ્વભાવને ત્યાગવાનો અને અધિક ગંભીરતાને ધારવાનો આરંભ કર્યો હતો. તમે ત્યાર પછી કોઈ વ્યવસાયમાં પડી ગયા અને તે વ્યવસાયની કઠિનતા, ચિન્તા તથા જવાબદારીમાં ફસાઈ પડ્યા. તમે એવા કાર્યભારમાં પ્રવૃત્ત થઈ ગયા કે જેના યોગે તમને બહુ જ કઠિનતા અથવા કષ્ટ વેઠવું પડ્યું અથવા તો તમે કોઈ એવા કાર્યમાં લાગી ગયા કે, જેના કારણથી તમને ખેલવા કૂદવાનો અવકાશ જ મળી ન શક્યો. એ પછી જ્યારે તમે પોતાથી મોટી ઉમરના લોકોના સમાગમમાં આવ્યા એટલે તમારામાં તેમના જૂના વિચારો આવી ભરાયા, તમે તેમની પેઠે વ્યાવહારિકતાથી વિચાર આદિ કરવા લાગ્યા અને તેમના પ્રમાદોને પણ ચૂં કે ચાં કર્યા વિના સર્વથા સત્ય માનવા લાગ્યા. એનું પરિણામ એ થયું કે, તમારા અંતરમાં ચિંતાયુક્ત વિચારોની ધારા આવવા લાગી અને તમારા જાણવામાં ન આવી શકે તેવી રીતે તમે તે ધારામાં વહેવા લાગ્યા—અર્થાત્ તમે પણ પ્રમાદોને આધીન થઈ ગયા. એ વિચારોનો તમારા રક્ત તથા માંસમાં પ્રવેશ થઈ ગયો. જે વિચારોની ધારા તમારા મસ્તિષ્કમાંથી તમારા શરીરમાં આવતી રહે છે, તે વિચારોની ધારાથી જ તમારા શરીરનું પ્રકાશ્ય કિંવા દશ્યરૂપ બનેલું છે. એ જ દશામાં વર્ષોનાં વર્ષો વીતી ગયાં અને હવે તમે જોઈ શકો છો કે, તમારી ચાલ ઢાલમાં પ્રથમ જેવી સ્ફૂર્ત્તિ તથા ચતુરતા નથી રહી, તમારી ગતિ મંદ થઈ ગઈ છે અને તમે મહાબળાત્કારે જ ચાલી કે ફરી શકો છો. જેવી રીતે ચૌદ કે પંદર વર્ષના વયમાં તમે સહજ સ્વભાવે વૃક્ષપર ચઢી શકતા હતા, તે પ્રમાણે હવે અત્યારે તમારાથી વૃક્ષપર ચઢી શકાતું નથી. એ તમારા મસ્તિષ્કમાંના ઉપર્યુક્ત વિચારોનું જ પરિણામ છે અને તેના પ્રભાવથી જ તમારી ચાલ ઢાલમાંની તીવ્રતા તથા સ્ફૂર્ત્તિનો નાશ થઈ ગયો છે.

હવે તો ધીમે ધીમે જ તમારી દશા સુધરી શકશે અને તે પણ ત્યારે જ સુધરી શકવાનો સંભવ છે કે, જો તમે ઉત્તમ વિચારોની પ્રબળ ધારાને પોતાના મસ્તિષ્કમાં સંપૂર્ણ રીતે આવવા દ્યો અને સર્વશક્તિમાન્ પરમાત્માને નિરંતર એ જ પ્રાર્થના કરતા રહો કે જેથી તે તમને સન્માર્ગ બતાવે અને અસ્વસ્થ વિચારોના અધિકારથી મુક્ત કરીને તમારા મસ્તિષ્કને સ્વસ્થતાદાયક તથા પવિત્ર વિચારોથી છલકાવી નાખે.

પશુઓ પ્રમાણે આપણી જાતિના લોકોનાં શરીર દુર્બળ તથા અવનત થઈ ગયાં છે; પણ એ સ્થિતિ અવિચલ રહેવાની નથી. આત્મવિદ્યાની ઉન્નતિથી એ અવનતિનું કારણ જાણવામાં આવી જશે અને આપણે એક શ્રેષ્ઠ નિયમ વા શક્તિદ્વારા આપણી માનસિક દશાને કેવી રીતે સુધારી શકીએ અને સદા પોતાના શરીરનું નવીન બંધારણ કરીને તેમાં નવીન બળને કેવા પ્રકારે ઉત્પન્ન કરી શકીએ એમ છીએ, એનું રહસ્ય પણ આપણા જાણવામાં આવી જશે. અર્થાત્ એ જ્ઞાનના યોગે જેનાથી આપણાં શરીર દુર્બળ થઇને અંતે નષ્ટ થઈ જવાનો સંભવ છે, તે નિયમ કિંવા શક્તિને વિવેકહીનતાથી પ્રથમ પ્રમાણે આપણે કદાપિ વ્યવહારમાં યોજીશું નહિ અને એમ થશે તે સમયે જ આપણી સત્ય ઉન્નતિ થએલી દેખાશે.

સર્વાંગપૂર્ણ સ્વસ્થતા તે જ જીવનની સાધારણ અને સ્વાભાવિક દશા છે અને જે દશા એથી વિરુદ્ધ છે તે અસાધારણ અને અસ્વાભાવિક છે. એ અસાધારણ અને અસ્વાભાવિક દશાનો સાધારણતઃ પ્રતિકૂળતાના કારણથી જ ઉદ્ભવ થાય છે. અનંત જીવનમાં દુઃખ, પીડા, અને રોગ છે જ નહિ; એ સર્વને મનુષ્યે પોતે જ ઉત્પન્ન કરેલાં છે. જીવનના નિયમોથી વિરુદ્ધ વર્ત્તવાથી જ એ રોગ આદિની ઉત્પત્તિ થાય છે. આપણે એ કષ્ટોના નિત્યના પરિચયથી એવા તો ટેવાઈ ગયા છીએ કે જો

ધીમે ધીમે એમને સ્વાભાવિક ન સમજીએ, તોપણ સાધારણ તરીકે તો અવસ્ય માનવા માંડીએ છીએ—એમ વિચારવા માંડીએ છીએ કે, આમ તો થવુંજ જોઇએ અને તેમ થયા જ કરે છે.

એક સમય એવો પણ આવશે કે, જ્યારે વૈદ્ય શરીરની ચિકિત્સા કરવાને બદલે મસ્તિષ્કની ચિકિત્સાની જ ચેષ્ટા કરવા માંડશે અને તે ચિકિત્સાના યોગે શરીર નીરોગી થઈ જશે. અથવા તો એમ કહો કે, શિક્ષક જ સત્ય વૈદ્ય થશે અને તેનું કાર્ય એટલું જ નહિ રહે કે રોગ અથવા પીડા થયા પછી જ ઉપચારથી લોકોને આરોગ્ય આપે, કિન્તુ તેમને પ્રથમથી જ એવા નીરોગી રાખશે કે, તેમના શરીરમાં રોગ કિંવા પીડાનો સ્વપ્નમાં પણ ઉદ્ભવ થઈ શકશે નહિ. એ પછી વળી એવો સમય આવશે કે, જ્યારે પ્રત્યેક મનુષ્ય પોતે જ વૈદ્ય થશે અને પોતાનો ઉપચાર પોતે જ કરી લેશે. આપણે જીવનના શ્રેષ્ઠ નિયમોનું જેટલા અધિક પ્રમાણમાં પાલન કરીશું, તેમ જ આત્મા તથા મસ્તિષ્કની શક્તિઓ સાથે જેટલી અભિન્નતા મેળવીશું, તેટલા જ વિશેષ પ્રમાણમાં આપણે શરીરપ્રતિ ન્યૂન ધ્યાન આપીશું, એટલે કે, શરીરની સાધારણ સંભાળ રાખીશું, પરંતુ તેની ચિંતા બહુ જ ઓછી રાખીશું.

અમે ઇચ્છીએ છીએ કે, આજે જ સહસ્રાવધિ શરીરોની સ્થિતિ સુધરી જાય અથવા તો તે શરીરોના સ્વામીઓ પોતાના શરીર વિશેની વિશેષ ચિન્તાને કિંવા વિશેષ ધ્યાનને ત્યાગી દે. એ તો એક નિયમ જ છે કે, જે લોકો પોતાના શરીરનો બહુ જ ઓછો વિચાર રાખે છે, તેમની સ્વસ્થતા બહુ જ સારી રહે છે. કેટલાક લોકો સીમાથી ઉપરાંત શરીરની ચિન્તા અને ભીતિમાં પડી જાય છે અને તે કારણથી જ તેઓ સદાસર્વદા માંદા અને માંદા જ રહ્યા કરે છે.

શરીરને ખાદ્ય વસ્તુઓ, વ્યાયામ, તાજી હવા અને તડકો

ઇત્યાદિ જે વસ્તુઓની આવશ્યકતા છે તે વસ્તુઓ તેને યોગ્ય પ્રમાણમાં આપતા રહો તથા શરીરને સ્વચ્છ રાખતા રહો અને ત્યારપછી શરીરનો બની શકે તેટલો ઓછો વિચાર રાખો. પોતાના વિચાર તથા વાર્ત્તાલાપમાં શરીરના નિષિદ્ધ વિષયોપર ભાર ન આપો અને રોગ તથા કષ્ટ આદિની ચર્ચા ન કરો. નિષિદ્ધ વિષયોની ચર્ચા કરવાથી તમે પોતે જ પોતાને હાનિ પહોંચાડો છો અને જે લોકો તમારી વાતને ધ્યાનથી સાંભળે છે તેમને પણ હાનિ પહોંચાડો છો. એટલામાટે એવા જ વિષયોની ચર્ચા કરો કે, જેમના શ્રવણથી લોકોની સ્થિતિમાં પણ સુધારો થઈ જાય. આ પ્રમાણે વર્ત્તવાથી જો તમે તેમનામાં સ્વાસ્થ્ય તથા બળને ઉત્પન્ન કરી દેશો, તો તેમના યોગે અવશ્ય તેમના દૌર્બલ્ય તથા રોગ આદિનો લોપ થઈ જશે.

નિષિદ્ધ વિષયોપર ભાર આપીને બોલવાનું મહાભયાનક પરિણામ થાય છે. એ સિદ્ધાન્ત અન્ય વિષયોના સંબંધમાં જેટલો સત્ય છે તેટલોજ શરીરના વિષયમાં પણ સત્ય છે. એક મનુષ્ય કે જેણે એક ઉત્કૃષ્ટ વૈદ્ય થવા ઉપરાંત મનુષ્યની આંતરિક શક્તિઓના બળનું પણ ધ્યાનપૂર્વક અધ્યયન તથા મનન કરેલું છે, તેનાં નિમ્ન લિખિત વાક્યો એ વિષયમાં અત્યંત અમૂલ્ય છેઃ– "જેવી રીતે અપૂર્ણ દશાનો અતિશય વિચાર કરવાથી આપણે પૂર્ણતાને પ્રાપ્ત કરી શકતા નથી અને બેસુરાં તાન સાંભળવાથી સ્વરયુક્ત કંઠના આસ્વાદને મેળવી શકતા નથી; તેજ પ્રમાણે નિરંતર રોગ અને માંદગીના જ વિચારો કરવાથી આપણે સ્વસ્થતાને પણ પ્રાપ્ત કરી નથી જ શકતા. એટલામાટે આપણે આપણા મસ્તિષ્કમાં સદાસર્વદા સ્વસ્થતા અને આનંદના ઉચ્ચતર વિચારોને જ રાખવા જોઇએ.........પોતાની સ્વસ્થતાના વિષયમાં જેને તમે ન ઇચ્છતા હો તેવી કોઈ પણ વાર્ત્તા પોતાના મુખથી ઉચ્ચારશો નહિ. પોતાની માંદગીપર ભાર ન આપો

અને તેનાં લક્ષણોનો એકાગ્રતાથી વિચાર ન કરો. તમે પોતે સંપૂર્ણ સ્વતંત્ર નથી કિંવા પોતે પોતાના સ્વામી નથી, એ પ્રમાણેની માન્યતાને ત્રિકાળે પણ હૃદયમાં સ્થાન આપશો નહિ. દૃઢતાથી પોતાના શારીરિક રોગોપર પોતાની પ્રભુતાને પ્રકટ કરો અને પોતાને કોઈ પણ હીન બળના દાસ તરીકે ન માનો... હું બાળકોને આરંભથી જ એ શીખવવા ઇચ્છું છું કે, તમે ઉત્તમ તથા સ્વસ્થતાદાયક વિચારોને લાવવાની ટેવ પાડીને, ઉચ્ચ વિચારોને ઉત્પન્ન કરીને તથા પવિત્ર જીવન વીતાડીને પોતાના તથા રોગના મધ્યમાં એક બંધ બાંધી દ્યો કે જેથી રોગથી તમારા નિકટમાં આવી જ ન શકાય. હું એ શિક્ષણ આપવા ઇચ્છું છું કે, તમે મૃત્યુના સર્વ વિચાર, રુગ્ણતાનાં સર્વ ચિત્રો તથા ઘૃણા, ઇર્ષા, પ્રતિહિંસા, દ્વેષ અને ઘમંડ આદિ અનુચિત વિકારોને, જેવી રીતે તમે ભુંડાઈ કરવાની ઇચ્છાઓને પોતાના ચિત્તમાંથી કાઢી નાખવા ઇચ્છો છો, તેજ પ્રમાણે પોતાના મનમાંથી હાંકીને બહાર કાઢી મૂકો. હું તેમને શીખવીશ કે, ખરાબ ખોરાક, ખરાબ પાણી અને ખરાબ હવાથી લોહી ખરાબ થાય છે; ખરાબ લોહીથી શરીરમાંની શિરાઓ બગડે છે અને એવી રીતે માંસના બગડવાથી આચરણ પણ બગડી જાય છે. જેવી રીતે પવિત્ર જીવનમાટે પવિત્ર વિચારોની આવશ્યકતા છે, તેજ પ્રમાણે શરીરની સ્વસ્થતામાટે સ્વસ્થતાદાયક વિચારોની પણ અત્યંત આવશ્યકતા છે. દૃઢ આત્મવિશ્વાસની ઉન્નતિની ચેષ્ટા કરવી જોઇએ અને સર્વ પ્રકારે જીવનના શત્રુઓ સાથે લડવામાટે કટિબદ્ધ રહેવું જોઇએ. રુગ્ણ મનુષ્યોમાટે એ જ ઉચિત છે કે, તેમણે આશા તથા વિશ્વાસને રાખવાં અને ચિત્તને સદા પ્રસન્ન રાખવું. આપણા વિચારો જ ઉન્નતિની સીમાને નિયત કરે છે. કોઈ પણ મનુષ્ય પોતાના વિશ્વાસ કરતાં અધિક પ્રમાણમાં સફળતા કિંવા સ્વસ્થતાને પ્રાપ્ત કરી શકતો નથી.

સાધારણત: જે બાધાઓ આપણા સમક્ષ આવે છે, તે સર્વ આપણી પોતાની જ ઉત્પન્ન કરેલી હોય છે.

"આ વિશ્વનો એવો નિયમ જ છે કે, જેવું બીજ વાવવામાં આવે તેવું જ વૃક્ષ તેમાંથી ઉત્પન્ન થાય છે. ઘૃણામાંથી ઘૃણા, ઇર્ષામાંથી ઇર્ષા, દ્વેષમાંથી દ્વેષ, ઘમંડમાંથી ઘમંડ અને પ્રતિહિંસામાંથી પ્રતિહિંસાનો જ ઉદ્ભવ થાય છે. પ્રત્યેક અનિષ્ટ વિચારમાંથી અનિષ્ટ વિચારની જ ઉત્પત્તિ થાય છે અને એ જ પરંપરા ચાલતી રહેવાથી સંસાર એનાથી જ ભરાઈ જાય છે. સત્ય વૈદ્યો તથા સત્ય માતાપિતા ભવિષ્યમાં પોતાનાં સંતાનોનાં શરીરમાં ઔષધિઓ ઠૂંસવાને બદલે તેમનાં મસ્તિષ્કોને ઉત્તમ વિચારોથી ભરી દેશે. ભાવિ માતાઓ પોતાનાં બાળકોને એ તત્ત્વનું શિક્ષણ આપશે કે, ક્રોધ, દ્વેષ તથા ઘૃણાના જ્વરને આ સંસારના સર્વ રોગોના ઔષધરૂપ પ્રેમ–ઔષધથી મટાડી દ્યો. ભવિષ્યકાળના વૈદ્યો લોકોને એવા આશયનું શિક્ષણ આપશે કે, ચિત્તમાં પ્રસન્નતાને ધારો, શુભ ઇચ્છા રાખો અને સત્કર્મ કરતા રહો. સ્વસ્થતાને અખંડ રાખવાનાં અને ચિત્તને પુષ્ટ કરવાનાં એ જ માત્ર રામબાણ ઔષધો છે. ચિત્તનો આનંદ ઔષધિ કરતાં પણ વિશેષ લાભકારક થઈ પડે છે."

તમારા મસ્તિષ્કની સ્વસ્થતા તથા સબળતા પ્રમાણે જ તમારા શરીરની સ્વસ્થતાનો પણ તમારો પોતાનો જે વસ્તુ સાથે સંબંધ હોય તેનાપર જ આધાર રહેલો હોય છે. અમે એ સારી રીતે જાણી લીધું છે કે, તે અનંત જીવનમાં અને સમસ્ત જીવનના આધાર તે પરમાત્મામાં કોઈ પણ પ્રકારના દૌર્બલ્ય કિંવા રોગનો પ્રવેશ થઈ શકતો નથી. એટલામાટે તમે તે અનંત જીવન સાથે પોતાની એકતાનો સારી રીતે અનુભવ કરો, તે એકતાને પોતાના અંતરમાં સ્વતંત્રતા તથા અધિકતાથી આવવા દ્યો અને ત્યારપછી તમને અવશ્ય સંપૂર્ણ તથા નવીન

શારીરિક સ્વસ્થતા તથા બળની પ્રાપ્તિ થવાની જ. અર્થાત્ અનંત જીવનની અનુભૂતિ થયા પછી—

"માનો નિરંતર વસ્તુ શુભ જે અશુભને તે જીતશે;
જ્યાં રોગ છે તે સ્થાનમાં આરોગ્યનાં પગલાં થશે;
રે હોય જેવી ભાવના તેવાં મનુષ્યો થાય છે;
લાવો પવિત્ર વિચાર ઉન્નતિ નિકટમાં દેખાય છે!"

એ સર્વનો સાર માત્ર આ એક જ વાકયમાં આવી જાય છે કે;—"પરમાત્મા સર્વાંગસુંદર છે અને તેવા જ તમે પણ છો." તમારે પોતાના વાસ્તવિક આત્મજ્ઞાનને જાગ્રત કરવાનું છે. જ્યારે તમને એ જ્ઞાનની પ્રાપ્તિ થઈ જશે, ત્યારે તમે જોઈ શકશો કે, તમારામાં તે શક્તિ રહેલી છે કે જેના યોગે તમે પોતાના શરીરના બાહ્ય ભાવને પોતાની ઇચ્છા અનુસાર બનાવી શકો છો. તમારે અનન્ત (પરમાત્મા) સાથેના પોતાના ઐક્ય-ભાવને ઓળખી તથા સમજી લેવાનો છે. અર્થાત્ જ્યારે, પરમાત્માની ઇચ્છા તે જ આપણી ઇચ્છા છે, આપણી ઇચ્છા તે જ પરમાત્માની ઇચ્છા છે અને પરમાત્મામાં અસંભવિત કાંઈ પણ નથી ઇત્યાદિ ભાવોને જાણીને તેમાં જ અખંડ જીવન વીતાડવા-માટે વિભિન્નતાના વિચારને તમે એકદમ દૂર કરી દેશો, એટલે તમારાં શારીરિક રોગ તથા દુર્બળતાનો લોપ થશે, એટલું જ નહિ, પણ સર્વ પ્રકારનાં વિઘ્ન તથા બાધાઓનો પણ તેની સાથે જ સદાને માટે અંત આવી જશે.

એટલામાટે "હે મનુષ્ય! પરમાત્મામાં લીન થઇને આનંદને પ્રાપ્ત કરી લે, એટલે તે તારા હૃદયના સર્વ મનોરથોને સિદ્ધ કરશે." એમ થયા પછી તમારા હૃદયમાંથી—તમારા અંતરમાંથી નિરંતર એ જ ધ્વનિ નીકળતો રહેશે કે:—"મને સર્વ સુખોની પ્રાપ્તિ થઈ ચૂકી છે અને હું આનંદમાં છું!" ભવિષ્યમાં ઉત્તમ વસ્તુઓ અને ઉત્તમ દશ્યો પ્રાપ્ત થશે, એ વિચારને પોતાના

મનમાંથી કાઢી નાખો. આ ક્ષણે જ વાસ્તવિક જીવનમાં આવી જાઓ અને તે વસ્તુઓ તથા તે દશ્યોપર પોતાના અધિકારને સ્થાપી દ્યો. એ નિરંતર સ્મરણમાં રાખો કે, તમારા જેવા મનુષ્યોને માટે સાધારણ અને તુચ્છ વસ્તુઓ નહિ, કિંતુ ઉત્તમમાં ઉત્તમ વસ્તુઓ જ યોગ્ય થઈ શકે છે.

"જે લોટ લઇએ આપણે છે ભેગ તેમાં રાખનો;
દારૂ વળી જળભેગવાળો લાવીએ જ દરાખનો;
આપો મને સદ્‌વસ્તુ જે સ્વર્‌રજતગિરિમાં ઉદ્‌ભવે;
વિસ્તીર્ણ જેના પર્ણકિસલયગુચ્છ રહેતા વૈભવે;
આકર્ષતી નિજ શક્તિથી શાશ્વત અનંત તુષારને;
યાચું નિરંતર સત્ય વસ્તુ એજ રે આપો મને!"

## ૫ પ્રેમનું રહસ્ય, બળ અને પરિણામ

આ અનંત પ્રેમનો આત્મા છે. જ્યારે આપણને તે સર્વ શક્તિમાન્ પરમાત્મા સાથેની આપણી એકતાનું પૂર્ણ જ્ઞાન થઈ જશે, ત્યારે આપણા અંતઃકરણમાં પ્રેમ સ્ફુરિત થશે–આપણું અંતઃકરણ પ્રેમથી એટલું બધું છલકાઈ જશે કે, આપણે સમસ્ત વિશ્વને પ્રેમમય જ જોવા માંડીશું. આપણે સર્વ માનવ પ્રાણી તે જ અનંત ચૈતન્ય–ઈશ્વર–ના અંશભૂત છીએ, એવું જ્ઞાન જ્યારે આપણને થઈ જશે, ત્યારે પછી કોઈ પણ પ્રાણીને હાનિ પહોંચાડવાના કુવિચારનો આપણા મનમાં સંચાર થશે નહિ; કારણ કે, એ રહસ્ય આપણા જાણવામાં આવી જશે કે, શરીરના કોઈ પણ એક અવયવને હાનિ પહોંચાડવાથી બીજા અવયવોને પણ અવશ્ય હાનિ થાય છે જ.

જ્યારે આપણામાં સર્વ જીવોની એકતાનું સંપૂર્ણ જ્ઞાન આવી જશે, એક જ અનંતમાંથી આપણી ઉત્પત્તિ છે અને એક જ જીવ સર્વ માનવ પ્રાણીમાં વિદ્યમાન છે, એ જ્યારે આપણા

જાણવામાં આવશે; ત્યારે આપણા મનની દ્વેષબુદ્ધિનો નાશ થઈ જશે; કામ, ક્રોધ, માન, મોહ અને લોભ આદિ આપણા અંતઃકરણમાંથી નીકળી જશે અને આપણા અંતઃકરણમાં સર્વ માનવ પ્રાણી વિષયક પ્રેમ ઉદ્‌ભાસિત થશે; કિંબહુના એમ જ કહેવું જોઇએ કે, આપણા અંતઃકરણમાં પ્રેમ પોતાનું અવિચળ સામ્રાજ્ય જમાવી લેશે. ત્યાર પછી આપણે જે કોઈ પણ સ્થાનમાં જઇશું અને જેમની સાથે આપણો સંબંધ થશે, તે સર્વમાં આપણને ઇશ્વરનો જ સાક્ષાત્કાર થવા માંડશે. આપણને સર્વત્ર શુભ અને શુભ જ દેખાશે અને તેથી આપણને અકથ્ય લાભની પ્રાપ્તિ થશે. એવી એક કિંવદંતી છે કેઃ—"જે તલ્વારને ધારણ કરે છે તેનો તલ્વારથી જ નાશ થાય છે;" એમાં એક મહદ્ વૈજ્ઞાનિક તત્ત્વ સમાયલું છે; અને તે એ કે, જ્યારે આપણે કોઇના અનિષ્ટને ઇચ્છીએ છીએ, તો જે મનુષ્યના અનિષ્ટને આપણે ઇચ્છિએ છીએ, તે મનુષ્યમાં તે અનિષ્ટ વિચારનો પ્રભાવ અવશ્ય પડે છે જ, આપણા મોકલેલા વિચારો તે મનુષ્યના મનમાં પોતાના સજાતીય વિચારોને ઉત્પન્ન કરે છે અને આપણા તે જ વિચારો તે મનુષ્યના અનિષ્ટ વિચારોને સાથે લઇને પાછા આપણી પાસે આવી લાગે છે. એથી એ તો સ્પષ્ટ જણાઈ આવે છે કે, બીજામાટે ક્રોધ, દ્વેષ તથા મત્સર આદિ વિચારો કિંવા મનોવિકારોને પોતાના મનમાં લાવવાથી બમણી હાનિ થાય છે. અર્થાત્ આપણા અનિષ્ટ ચિંતનનું જેનું આપણે અનિષ્ટ ઇચ્છીએ છીએ તે મનુષ્યમાં જેટલું પરિણામ થાય છે, તેથી બમણું અનિષ્ટ પરિણામ આપણા પોતાના મનમાં થાય છે, એ તત્ત્વનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ.

જ્યારે આપણે એ તત્ત્વને સારી રીતે સમજી જઇશું કે, કેવળ સ્વાર્થ જ સર્વ અપરાધો—પાપો—નું મૂળ છે અને અજ્ઞાન સ્વાર્થનું મૂળ છે, તે વેળાએ અન્યનું અકલ્યાણ કરીને આપણે

પોતાના કલ્યાણને ઇચ્છીશું નહિ. સ્વાર્થશીલ મનુષ્ય જ્ઞાનહીન હોય છે અને સત્ય બુદ્ધિમાન્ મનુષ્ય કદાપિ સ્વાર્થપરાયણ હોતો નથી, કિંતુ તે દૂરદર્શી હોય છે અને સારી રીતે સમજે છે કે, આપણે પ્રત્યેક જન માનવજાતિરૂપ વિરાટ્ શરીરના ભિન્ન ભિન્ન સૂક્ષ્મ પરમાણુ છીએ અને તેથી અન્ય વ્યક્તિરૂપ પરમાણુનું અકલ્યાણ કરીને પોતાનું કલ્યાણ કરી લેવું, તે લાભકારક નહિ, કિંતુ સર્વ પ્રકારે હાનિકારક જ છે; અને તેથી સંસારના કલ્યાણમાં જ તે પોતાનું પણ કલ્યાણ માને છે.

જ્યારે આપણે સત્ય મહાત્મા બની જઇશું–અનંતની એકતાને અનુભવતા થઇશું, તે વેળાએ પરમાત્મા આપણા હૃદયમાં વસવા માંડશે. ત્યાર પછી જે જે લોકોની સાથે આપણો સંબંધ થતો જશે, તેમને આપણે પોતા સમાન બનાવવા મંડી જઇશું. તેમના અંતઃકરણના દૈવી ગુણોને પ્રોત્સાહિત કરવા લાગીશું. અને જો આપણા અંતઃકરણમાં પૈશાચિક ગુણોનો નિવાસ હશે, તો જે જે લોકોની સાથે આપણો સંબંધ થશે તે સર્વના અંતઃકરણમાં આપણે તેવા જ અનિષ્ટ ગુણોની પ્રેરણા કરનાર થવાના અને તેમને આપણા જેવા જ મલિન બનાવવાના કલંકને પોતાના ભાલપ્રદેશમાં ધારણ કરવાના, એમાં લેશ માત્ર પણ સંશયનું સ્થાન નથી. આ વિષયનો વિવેક કરીને સર્વ જનોએ મહાત્મા થવાના પ્રયત્નમાં લીન થવું, એ જ સર્વ માનવોનો મોક્ષદાયક ધર્મ છે.

આપણે ઘણાક લોકોને એમ બોલતા સાંભળીએ છીએ કેઃ–"અમે અમુક મનુષ્યમાં કશી પણ ઉત્તમતાને જોઈ શકતા નથી;" પણ એમ બોલનારને અમે દૂરદર્શી માનતા નથી. આવા પ્રકારના ઉદ્ગાર કાઢનારને અમે જણાવીએ છીએ કે, કિંચિદ્ દીર્ઘદૃષ્ટિથી જોશો તો તમને પ્રત્યેક માનવ પ્રાણીમાં ઈશ્વરત્વ દૃષ્ટિગોચર થશે. પરંતુ એની સાથે એ પણ સ્મરણમાં રાખવું જોઇએ કે, પ્રત્યેક સ્થાનમાં ઈશ્વરત્વને અવલોકવામાટે આપણા

પોતામાં પણ ઈશ્વિરત્વ હોવાની અત્યંત આવશ્યકતા છે. મહાત્મા જેજસ્ ક્રાઇસ્ટ્ સમગ્ર માનવપ્રાણીઓમાં સર્વોત્કૃષ્ટ ગુણો—અલૌકિક સત્ય—નો સાક્ષાત્કાર કરતા હતા; અને એનું કારણ એ જ હતું કે, તેમણે પોતાના અંતઃકરણમાં ઈશ્વિરીય ગુણોને જાગ્રત કર્યા હતા. તે મહાત્માને પાપી—ચાંડાલો—સાથે ભોજન લેવામાં પણ સંકોચ થતો નહોતો. મહાત્માની બુદ્ધિમાં ઉચ્ચ જાતિના લોકો તથા નીચ જાતિના ચાંડાલો એકસરખા જ છે; કારણ કે, તેઓ એ તત્ત્વને સારી રીતે જાણે છે કે, ચાંડાલના હૃદયમાં વાસ કરનાર પરમાત્મા તથા ઉચ્ચ જાતિના મનુષ્યના હૃદયમાં વસતો પરમાત્મા એક જ છે; અને તેથી મહાત્માના મનમાં એ બન્નેના વિષયમાં બંધુત્વનો એકસરખો જ ભાવ રહ્યા કરે છે.

અમુક મનુષ્ય અમુક અમુક પ્રમાદો કરશે કિંવા તે દુરાચારી થશે ઇત્યાદિ પ્રકારના વિચાર આપણા મનમાં ઉદ્ભાસિત થવા માંડે, તો આપણે એમ જ જાણવું જોઇએ કે, આપણે પોતે જ તે મનુષ્યના મનમાં દુષ્ટ વિચારોની પ્રેરણા કરીએ છીએ અને આપણી કરેલી પ્રેરણાના યોગે જ તે અમુક પ્રમાદો તથા દુરાચારોમાં પ્રવૃત્ત થાય છે અને તેથી એ પાપના ઉત્તરદાતા આપણે પોતે જ થઇએ છીએ. એ જ પ્રમાણે જો અન્ય મનુષ્ય વિશે આપણે સત્ય અને શુદ્ધતાના વિચારો લાવવા માંડીએ, તો તેથી આપણે તે મનુષ્યને સત્યાચરણ તથા શુદ્ધાચરણમાં પ્રવૃત્ત થવાની પ્રેરણા કરીએ છીએ અને તેનાં આચરણોને સુધારવાના કાર્યમાં આપણે તેના મહાન્ સહાયક થઇએ છીએ. જે જે લોકો સાથે સમાગમમાં આવવાનો આપણને અવસર મળે, તે સર્વપ્રતિ જો આપણે પ્રેમભાવને જ પ્રકટ કરીએ, તો તેમના હૃદયમાં પણ પ્રેમનો આવિર્ભાવ થવાનો અને તેનું પરિણામ આપણામાટે પણ અવસ્ય લાભકારક જ થવાનું. જો

સંસારના સ્નેહને મેળવવાની તમારી આકાંક્ષા હોય, તો પ્રથમ તમે પોતે સંસારમાં સ્નેહ રાખતાં શીખો.

આપણે આપણા પ્રેમને સંસારપ્રતિ જેટલા પ્રમાણમાં પ્રદર્શિત કરીશું, એટલે સંસાર પણ તેટલા પ્રમાણમાં જ આપણાપ્રતિ પ્રેમભાવ દર્શાવશે. વિચાર પણ એક પ્રકારની શક્તિ છે. પ્રત્યેક વિચાર પોતાના સજાતીય વિચારને ઉત્પન્ન કરે છે અને તેટલામાટે વિચારશક્તિનું આપણા કાર્યમાં—આપણા સમગ્ર આયુઃક્રમમાં—બહુ જ મહત્ પરિણામ થાય છે. આ નિયમને ધ્યાનમાં રાખીને—કે, ઈશ્વિરે વિચારોમાં અદ્ભુત શક્તિ રાખેલી છે—આપણે આપણા અંતઃકરણના કોઈ ખૂણામાં પણ દુષ્ટ વિચારને સ્થાન આપવાનું નથી. સર્વથી ઉત્તમ તો એજ છે કે, પ્રત્યેક મનુષ્યે અન્ય મનુષ્યમાટે પોતાના મનમાં પ્રેમમય વિચારને જ સ્થાન આપવું.

"છે વિલક્ષણ ને વક્રતામય વિશ્વપતિની પદ્ધતિ;
શબ્દાકૃતિ ને ભાગ્યના નિર્માણની જે છે કૃતિ;
તે કાર્યમાં છે મુખ્ય આવશ્યક વિભાગ વિચારનો;
સુંદર વિચારો ધારજો નિષ્કર્ષ છે જે સારનો !"

અમારા એક મિત્રનો નિત્ય નિયમ પ્રત્યેકે ધ્યાનમાં રાખવા યોગ્ય અને અનુકરણીય છે. તે પોતાના મનની એવા પ્રકારની પ્રવૃત્તિ રાખતો હતો કે, સર્વ જીવોપ્રતિ તેના પ્રેમનો પ્રવાહ નિરંતર અખંડ વહ્યા કરતો હતો; અને તે સર્વદા કહ્યા કરતો હતો કે:—"પ્રિયજનો ! મારો તમારામાં અસીમ અનુરાગ છે." જ્યારે એ તત્ત્વ આપણા જાણવામાં આવી જશે કે, પ્રત્યેક વિચાર પાછો આવવા અથવા નષ્ટ થવા પૂર્વે અન્ય જનોના મનમાં અવશ્ય પોતાનું પરિણામ નિપજાવે છે; ત્યારે જ આપણે જાણી શકીશું કે, અમારો તે મિત્ર પોતાના આશીર્વાદથી કેવળ અન્ય જનોને જ લાભ પહોંચાડતો નહોતો—એટલે કે, પોતાના

સંબંધમાં આવનારાઓને જ લાભ પહોંચાડતો નહોતો; કિન્તુ સમસ્ત વિશ્વને લાભ પહોંચાડતો હતો. હવે એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી કે, એ પ્રેમદાનના બદલામાં અમારા તે મિત્રપ્રતિ પણ સંસાર તરફથી પ્રેમની અસંખ્ય લહરીઓ અખંડતાથી અષ્ટૌપ્રહર આવ્યા કરતી હતી.

પશુપક્ષીઓમાં પણ એ શક્તિઓનું યથાર્થ પરિણામ થાય છે. કેટલાક પશુઓ તો મનુષ્ય કરતાં પણ બહુ જ સત્વર પ્રેમબદ્ધ થઈ જાય છે. તેઓ આપણા વિચારોને—આપણી માનસિક દશાઓને તત્કાળ જાણી લે છે અને તેથી જ્યારે પણ આપણે કોઈ પશુને નિહાળીએ ત્યારે તેનાપ્રતિ પ્રેમભાવને વહાવીને તેનું અત્યંત કલ્યાણ કરી શકીએ એમ છે. આપણા આવાહનથી—આપણા પ્રેમમય શબ્દોથી તેમના મનમાં ગહન પરિણામ થાય છે. તેઓ પોતાની ચેષ્ટાઓથી આપણા પ્રેમમય શબ્દોનાં ઉત્તર આપવા મંડી જાય છે. આ જગત્માં જો આપણે સંપૂર્ણ પ્રાણીઓમાં ઈશ્વરનો જ સાક્ષાત્કાર કરવા માંડીએ, તો શું આ જ જગત્ આપણામાટે સ્વર્ગતુલ્ય ન થઈ જાય કે? એવા જગત્માં વસવાનો અનુભવ પ્રાપ્ત થઈ જવા પછી કોને વિલક્ષણ સુખ તથા અપ્રતિમ આનંદ પ્રાપ્ત ન થાય વારુ? એ અધિકારને તમે અને અમે સહજમાં પ્રાપ્ત કરી શકીએ એમ છે. અમે ઉપર કહી આવ્યા છીએ કે, જેમને પરમાત્માની ઐક્યપ્રતીતિ થએલી છે, તેમને પ્રત્યેક પ્રાણીમાં ઈશ્વરનું દર્શન થવા માંડે છે. જ્યારે આપણને તે સર્વશક્તિમાન્ પ્રેમસાગર પરમાત્માની ઐક્યપ્રતીતિનું જ્ઞાન થઈ જાય છે, ત્યારે આપણું અંતઃકરણ પ્રેમથી છલાછલ ભરાઈ જાય છે અને આપણને એવો અનુભવ થવા માંડે છે કે, જાણે પ્રેમનો પ્રવાહ આપણા અંતઃકરણમાંથી બહાર છલકાઈ રહ્યો છે. આવી સ્થિતિ થયા પછી જે કોઈ પણ આપણા નિકટમાં આવે છે, જે કોઇની સાથે પણ આપણો સંબંધ થાય

છે; તેનામાં પણ સત્ય જીવન તથા સત્ય ઉત્સાહની સ્ફૂર્ત્તિ થવા માંડે છે. સર્વ પ્રાણીઓપ્રતિ જો આપણો પ્રેમપ્રવાહ નિરંતર વહન કરતો રહે, તો તે સર્વ પ્રાણીઓના પ્રેમપ્રવાહસાથે મળી જઇને પ્રોત્સાહિત થતો પાછો આવીને આપણા અંતઃકરણમાં મહાબળથી પ્રવાહિત થવા માંડે છે. જેના હૃદયમાં જેટલી દયા અને જેટલો પ્રેમ હોય છે, તેટલા જ પ્રમાણમાં તેનો ઈશ્વર સાથે સંબંધ હોય છે–તેટલા જ પ્રમાણમાં તે દેવલોકની પ્રાપ્તિ કરી શકે છે; તેટલા જ પ્રમાણમાં તે સ્વર્ગીય સામ્રાજ્યમાં પ્રવેશ કરી શકે છે; કારણ કે, ઈશ્વર દયામય તથા પ્રેમાત્મા છે. અર્થાત્ જે પ્રેમલોક તે જ દેવલોક છે, એ તત્ત્વને પ્રત્યેક મનુષ્ય સ્વીકારી શકે એમ છે. પ્રેમ વિના દેવલોક જેવું કાંઈ છે જ નહિ.

એક પ્રકારે જોવામાં આવે, તો સંસારમાં જે કાંઈ છે તે પ્રેમ જ છે અથવા તો એમ જ કહેવું જોઇએ કે, કેવળ પ્રેમ જ જીવનનું રહસ્ય છે. પ્રેમનો પ્રવાહ એટલો પ્રચંડ છે કે, તે સમસ્ત સંસારને વિચલિત કરી શકે છે. સર્વના માટે પ્રેમમય વિચાર કરો કે જેના યોગે સર્વ દિશામાંથી પ્રેમ આકર્ષિત થતો તમારા-પ્રતિ ચાલ્યો આવે–અર્થાત્ પ્રેમના બદલામાં તમારાથી પ્રેમને મેળવી શકાય.

જ્યારે આપણે વિચારશક્તિને બહાર કાઢીએ છીએ, ત્યારે તે શક્તિ પોતાની સજાતીય શકિત સાથે મળીને પ્રોત્સાહિત થતી પાછી આપણી પાસે આવે છે. એ નિયમ અપરિવર્ત્તનીય, અચલ અને અક્ષય છે. એથી ભિન્ન જે જે વિચારોને આપણે આપણા મનમાં લાવીએ છીએ, તે સર્વનું આપણા શરીરમાં પ્રત્યક્ષ પરિ-ણામ થાય છે. પ્રેમ અને તત્સમાન મનોવૃત્તિઓ હિતકારક તથા સ્વાભાવિક છે; કારણ કે, ઈશ્વર પોતે જ પ્રેમરૂપ છે. એ મનો-વૃત્તિ ઈશ્વરીય નિયમને અનુકૂળ છે. એ મનોવૃત્તિથી આપણને બળ તથા આરોગ્યની પ્રાપ્તિ થાય છે, આપણી સુંદરતા વૃદ્ધિંગત

થાય છે, આપણો સ્વર મધુર થાય છે અને એ સર્વથી અધિક આપણે એટલા બધા મોહક બનીએ છીએ કે સંસાર આપણી આજ્ઞાને વશ થઈ જાય છે. જો આપણે સર્વ ભૂતોપર પ્રેમની વૃષ્ટિ વર્ષાવવા માંડીએ, તો તેઓ પણ પરિવર્ત્તનરૂપમાં આપણુ-પર પ્રેમની વૃષ્ટિ વર્ષાવે છે અને તેના યોગે આપણને વિશેષ પરાક્રમ તથા વિશેષ ઉત્સાહની પ્રાપ્તિ થાય છે. કેવળ એક પ્રેમ જ સત્ય પદાર્થ છે અને દ્વેષ કરતાં પ્રેમ અધિકતર પ્રબળ છે. પ્રેમથી દ્વેષપર વિજય મેળવી શકાય છે.

જો તમે દ્વેષના બદલામાં દ્વેષ જ કરતા રહો, તો તો એમ જ કહેવું જોઇએ કે, તમે તે દ્વેષને અધિક ઉત્તેજિત કરો છો; એટલે કે, તમે પ્રજ્વલિત અગ્નિમાં ઘૃત હોમો છો. દ્વેષથી કોઈ પણ પ્રકારનો લાભ થતો નથી, કિન્તુ કેવળ હાનિ અને હાનિ જ થાય છે. જો તમે દ્વેષના બદલામાં પ્રેમ કરશો, તો તમારામાં દ્વેષનું લેશ માત્ર પણ પરિણામ થવાનું નથી અથવા તો એમ જ કહેવું જોઇએ કે, તે દ્વેષ તમારા નિકટમાં પણ આવી શકે તેમ નથી. આવી રીતે વર્ત્તવાથી એક દિવસ તમે પોતાના કટ્ટા શત્રુને પણ પોતાનો પરમમિત્ર બનાવી શકો તેમ છે. જો તમે દ્વેષના બદલામાં દ્વેષ જ કરતા રહેશો, તો તેથી પોતાને જ નીચ દશામાં નાખી દેશો; પરંતુ જો દ્વેષના બદલામાં પ્રેમ જ કરતા રહેશો, તો તમે પોતાને જ ઉન્નત દશામાં પહોંચાડશો, એટલું જ નહિ, પણ જે મનુષ્ય તમારો દ્વેષ કરતો હશે અને તમારા અ-કલ્યાણને ઇચ્છતો હશે, તે મનુષ્યને પણ પોતાની સાથે ઉન્નતિના શિખરપર ચઢાવવાના કાર્યમાં તમે પૂર્ણ સમર્થ થશો.

એક ઇરાની સાધુએ કહેલું છે કે;—"જો તમારી સાથે કોઈ અવિવેકથી વર્ત્તે, તો પણ તમે તેની સાથે વિવેક તથા સજ્જ-નતાથી વર્ત્તો. મૃદુ હસ્ત મોટા હાથીને પણ વશ કરીને ચલાવી શકે છે. શત્રુને તેની કઠિનતાનું ઉત્તર મૃદુતા તથા નમ્રતાથી જ

આપો. શાંતિથી પ્રતિકૂળ વર્ત્તન તે એક પ્રકારનું પાપ છે." મહાત્મા બુદ્ધ કહે છે કે:–"જો કોઈ પણ મૂર્ખતાથી મારું અકલ્યાણ કરે, તો તેનો બદલો હું મારા આંતરિક પ્રેમથી વાળી આપીશ. જેટલા પ્રમાણમાં તે મારા અનિષ્ટને ઇચ્છશે, તેટલા જ પ્રમાણમાં હું તેના કલ્યાણને ઇચ્છીશ !" એક ચીની મહાત્મા કહે છે કે, "બુદ્ધિમાન્ મનુષ્ય અપકારનો બદલો નિરંતર ઉપકારથી જ વાળી આપે છે !" એક હિન્દુ મહાત્માનો એવો ઉપદેશ છે કે:–"અપકારના બદલામાં ઉપકાર કરો, ક્રોધને પ્રેમથી પરાજિત કરો; કારણ કે, દ્વેષથી દ્વેષનો નાશ થતો નથી, કિંતુ પ્રેમથી જ દ્વેષનો અંત આણી શકાય છે."

સત્ય બુદ્ધિમાન્ પુરુષ કિંવા સત્ય બુદ્ધિમતી સ્ત્રી કોઇને પોતાના શત્રુ તરીકે ઓળખતાં જ નથી. આપણે ઘણીકવાર કેટલાક મનુષ્યોના એવા ઉદ્ગાર નીકળતા સાંભળીએ છીએ કે:– "ચિંતા નહિ; હું તેની પાસેથી પણ મારા વૈરનો બદલો લઇશ !" ત્યારે ખરેખર તમે તેની પાસેથી વૈરનો બદલો લેશો? કેવા પ્રકારે લેશો? બે પ્રકારમાંથી એક પ્રકારે તમે પોતાના વૈરનો બદલો તેની પાસેથી લઈ શકો એમ છે. તેમાંનો એક પ્રકાર એવો છે કે, જેવો આઘાત તેણે કર્યો હોય અથવા કરતો હોય, તેવો જ આઘાત તમે પણ તેને કરો; અર્થાત્ તમે પણ તેના જેવા જ બની જાઓ. પણ એનું પરિણામ એ આવશે કે, તમારે પણ તેના જેવા નીચ થવું પડશે અને એ નીચતાના પરિણામે ઉભયને મહાભયંકર હાનિ ભોગવવી પડશે. પરંતુ જો તમે પોતાના અંતઃકરણમાં ઉદારતાને સ્થાન આપીને દ્વેષના બદલામાં પ્રેમના પ્રવાહને વહેવડાવશો, અસદ્વર્ત્તનના બદલામાં દયાળુતા દર્શાવશો; તો તેથી કેવળ પોતાનું કલ્યાણ કરશો, એટલું જ નહિ, પણ તે અન્ય મનુષ્યના કલ્યાણને પણ તમે સિદ્ધ કરી શકશો; કારણ કે, એમ તો કદાપિ થઈ શકે તેમ છે જ નહિ કે, તમે બીજાઓને સહાયતા આપતા જ

રહો, અને તેથી તમને કોઈ પણ પ્રકારનો લાભ ન જ મળે. જો તમે બીજાને સહાયતા કરવાના કાર્યમાં પોતાના પોતાપણાને સર્વથા ભૂલી જશો, તો એ પ્રકારની સેવાથી તમને પ્રચંડ લાભ થવાનો સંભવ છે. પરંતુ જ્યારે તમે દુષ્ટની સાથે દુષ્ટતાથી વર્ત્તો છો, તો તેથી એ જ નિશ્ચય થાય છે કે, તમારા હૃદયમાં પણ અશુભ સ્થિતિ વર્ત્તમાન છે કે જે ઇર્ષા, દ્વેષ તથા અશુભ વર્ત્તનને તમારાપ્રતિ આકર્ષી લાવે છે અને તમારી યોગ્યતા એવી જ હોવાથી તમને એ વિશે કોઈ પણ પ્રકારના ખેદને પ્રદર્શિત કરવાનો લેશ માત્ર પણ અધિકાર નથી. પરંતુ જો તમે અપકારના બદલામાં ઉપકાર કરશો, દ્વેષનો બદલો પ્રેમથી વાળી આપશો, તો તેથી તમારું અનિષ્ટ નષ્ટ થઈ જશે અને તમે વિશ્વવિજેતા થશો; એટલું જ નહિ, પણ એ પ્રકારે વર્ત્તવાથી તમે તે મનુષ્યને પણ તે વસ્તુ આપી શકશો, કે જે વસ્તુની સ્પષ્ટતાથી તે મનુષ્યને અત્યંત આવશ્યકતા છે.

એવી રીતે તમે તેના ઉદ્ધારક થશો અને તે અન્ય પ્રમાદી મનુષ્યોનો ઉદ્ધારક થશે, કે જે પુરુષ અને સ્ત્રી એવા જ પ્રમાદમાં સપડાયલાં છે અને ચિંતા તથા શોકના સાગરમાં ડૂબી ગએલાં છે. આપણે આપણા નિત્યના જીવનમાં નમ્રતા, અનુકંપા તથા દયા આદિને ધારણ કરવાની અધિક આવશ્યકતા છે. જ્યારે આપણું આચરણ એ પ્રમાણેનું થઈ જશે, ત્યારે આપણે કોઇને દોષ પણ દેવાના નથી અને કોઇને દૂષિત ઠરાવવાના પણ નથી; કિન્તુ કોઇને દોષ દેવા તથા દૂષિત ઠરાવવાને બદલે આપણે બીજાઓમાટે અનુકંપા દર્શાવીશું—અન્યના દુઃખ અને શોકમાં ભાગ લઇશું, સંસારના દુર્ગમ તથા અટપટા માર્ગમાં એકબીજાનો હાથ ઝાલીને એક બીજાના સહાયક બનીશું—પ્રત્યેક મનુષ્ય સાથે પ્રેમપૂર્ણ આચરણ કરીશું, એકબીજાને પ્રેમપૂર્ણ અને શુભ દૃષ્ટિથી નિહાળીશું, પરસ્પર મધુર વાર્ત્તાલાપ કરીશું અને પ્રત્યેક સ્થિતિમાં એક બીજાના સહાયક થઈ રહીશું.

જ્યારે આપણને એ તત્ત્વનો સંપૂર્ણ સાક્ષાત્કાર થઈ જાય છે કે, સર્વ દુરાચાર,–સર્વ પ્રમાદ–સર્વ પ્રકારનાં પાપ અને તેમના યોગે ઉદ્દ્ભવતાં સર્વ દુ:ખોનું મૂળ કારણ કેવળ અજ્ઞાન જ છે; એટલે પછી જ્યાં કોઈ પણ મનુષ્યમાં કોઈ પણ રૂપમાં આપણે એમના ઉદ્દ્ભાવને જોઇએ કે તેની સાથે જ આપણા શુદ્ધ તથા નિર્મળ હૃદયમાં તે મનુષ્ય વિશે દયા તથા અનુકંપા પ્રકટ થવા માંડે છે. પછી દયા પ્રેમમાં પરિવર્ત્તિત થઈ જાય છે અને તેના પરિણામે આપણે તેની સેવા કરવા માંડીએ છીએ. એ જ ઈશ્વરીય માર્ગ છે. એવી રીતે આપણે એક નિર્બળ મનુષ્યને–પડવાની તૈયારીપર આવી રહેલા મનુષ્યને–જ્યાં સૂધી તે પોતાના પગોપર ઉભો રહી શકે અને પોતાનો સ્વામી પોતે જ થઈ શકે, ત્યાં સૂધી તેનો હાથ ઝાલીને તેને જોઇતી સર્વ સહાયતા આપી શકીએ છીએ. એટલું જ નહિ, પણ તેનું સમસ્ત જીવન અંતરમાંથી નીકળીને બહાર પ્રકટ થાય છે અને તેથી તે જ મનુષ્ય પૂર્ણ રૂપથી પોતે પોતાનો સ્વામી થઈ શકે છે. જેને પોતાના અંતરમાં આત્મજ્ઞાન થઈ જાય છે, તે અવશ્ય એ નિયમોને જાણવા માંડે છે. અન્ય મનુષ્યમાં એ જ્ઞાનને ઉત્પન્ન કરવાના કાર્યમાં વિજયી થવાનો એ જ એક માત્ર ઉપાય છે કે, પોતે પોતાના આચરણથી, પોતાના જીવનમાંથી જ આત્મજ્ઞાનનો પ્રકાશ કરવો.

કેવળ જિહ્વાથી જ પ્રેમની વ્યાખ્યા ન કરો; કિન્તુ પોતાના આચરણને–પોતાના વર્ત્તનને–જ પ્રેમમય બનાવી નાખો. અન્ય જનોને પ્રેમમય જીવન વીતાડવાનો ઉપદેશ આપવાને બદલે તમે પોતે જ પોતાના જીવનને પ્રેમમાં વ્યતીત કરવા લાગી જાઓ. આપણે જેવું વાવીશું તેવું જ લણીશું; જે જાતિનું બીજ વાવવામાં આવે છે, તે જ જાતિનું ફળ ઉત્પન્ન થાય છે, એ સર્વમાન્ય સિદ્ધાંત છે. આપણે અન્યની કેવળ શારીરિક હાનિ કરવાથી જ અન્યને મારીએ છીએ એમ નથી, કિન્તુ આપણે આપણા દુષ્ટ

વિચારોથી પોતાની હત્યા પણ કરીએ છીએ. અર્થાત્ એનું પણ અવશ્ય સ્મરણ રાખવું કે, એમ કરવાથી આપણે પરહત્યા કરવા સાથે આત્મહત્યા પણ કરી લઇએ છીએ. અનેક મનુષ્યો દુષ્ટ વિચારોના કારણથી રોગના ભોગ થઈ ચૂકયા છે અને કેટલાકો તો એ દુષ્ટ વિચારોના પ્રતાપે જ મૃત્યુના ભક્ષ પણ થઈ ગયા છે. હૃદયમાં દ્વેષને સ્થાન આપીને આપણે સંસારને નરકના આકારમાં ફેરવી નાખીએ છીએ અને એથી વિરુદ્ધ હૃદયમાં પ્રેમનો અવિચલ નિવાસ થવા દેવાથી આપણે સંસારમાં સકળ સૌન્દર્ય તથા વિલાસસાધનસંપન્ન સ્વર્ગની રચના કરીએ છીએ. સારાંશ કે, સંસારમાં દ્વેષબુદ્ધિ રાખો અને તે તમને નરક સમાન દેખાવા માંડશે; અને સંસારમાં પ્રેમભાવ રાખો, કે તત્કાળ તે સંસારમાં જ તમને સ્વર્ગનો સાક્ષાત્કાર થવા માંડશે.

પ્રેમહીન જીવન તે જીવન નહિ, કિન્તુ જીવિત મૃત્યુ જ છે. જે જીવન પ્રેમમય વિચારોમાં વ્યતીત થાય છે, તે પરિપૂર્ણ, સમૃદ્ધિયુક્ત તથા શક્તિશાલિ જીવન છે. એવા જીવનનો પ્રભાવ નિ:સીમ થઈ જાય છે. મનુષ્યનું હૃદય જેટલા વિશેષ પ્રમાણુમાં ઉદારતાયુક્ત હોય છે, તેટલા જ પ્રમાણુમાં તે મનુષ્ય વિશેષ પ્રેમશીલ હોય છે. એથી વિપરીત જે મનુષ્યનું હૃદય જેટલા પ્રમાણુમાં સંકીર્ણ તથા સંકુચિત હોય છે, તે મનુષ્ય તેટલા જ પ્રમાણુમાં સીમાબદ્ધ હોય છે અને તેને ભેદભાવ જ વિશેષ રુચિકર થઈ પડે છે. ઉદારહૃદય પુરુષમાટે કોઈ પણ પ્રકારનો સીમાબંધ હોતો નથી, તે સમસ્ત સંસારમાં સ્નેહભાવ રાખે છે અને સમસ્ત સંસારના જીવનમાં સંમિશ્રિત થાય છે. એવો મનુષ્ય ગૃહમાં બેઠો બેઠો પણ સમસ્ત સંસારને પોતાપ્રતિ આકર્ષી શકે છે.

જે જેટલા પ્રમાણુમાં અધિક અનુરાગ દર્શાવે છે, તે તેટલા જ પ્રમાણુમાં ઈશ્વર સમક્ષ જાય છે; કારણ કે, ઈશ્વર પ્રેમનો

સાગર છે. જ્યારે આપણને આપણી એ અનંત જીવન સાથેની એકતાનું જ્ઞાન થઈ જાય છે, ત્યારે ઈશ્વરીય તથા વિશ્વવ્યાપક પ્રેમ આપણામાં એટલી સીમા પર્યન્ત ઉભરાઈ જાય છે કે, તેથી આપણું જીવન છલાછલ ભરાઈ જતાં જીવનને અત્યંત આનંદ પ્રાપ્ત થાય છે અને ત્યાર પછી તે સંસારના સમસ્ત જીવોને આનંદસુધાથી આકંઠ ભરી નાખે છે.

જ્યારે આપણે અનંત જીવન સાથેની આપણી એકતાને જાણી લઇએ છીએ, એટલે પછી આપણા બાંધવો સાથેના આપણા સત્ય સંબંધને પણ આપણે ઓળખી શકીએ છીએ. આપણે તે મહાન્ નિયમ સાથે એકતાના સંબંધમાં આવીએ છીએ; એટલે કે, અન્ય જનોની સેવા કરતાં આપણે સ્વાર્થને ભૂલી જઇએ છીએ અને મમતાને ત્યાગી દઇએ છીએ; અને આપણને એ વિષયનું જ્ઞાન થઈ જાય છે કે, સંસારમાંના સર્વ જીવોનું જીવન એક છે અને આપણે સર્વ એક જ વિરાટ્ કુટુમ્બનાં મનુષ્યો છીએ. ત્યાર પછી આપણે એ જાણવા માંડીએ છીએ કે, આપણે અન્યમાટે જે કાર્ય કરીશું અથવા અન્યને જે લાભ પહોંચાડીશું, તે કાર્ય આપણામાટે જ કરવાના છીએ અને તેમને થતો લાભ આપણને પણ થવાનો છે. અર્થાત્ એની સાથે એ તત્ત્વ પણ આપણા જાણવામાં આવી જાય છે કે, જે હાનિ બીજાને પહોંચાડવી તે હાનિ પોતાને જ પહોંચાડવા સમાન છે. એમ તો કદાપિ બની શકે જ નહિ કે, આપણે અન્યની હાનિ કરતા રહીએ અને આપણને તો લાભ જ મળતો રહે. આપણે એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે, જે મનુષ્ય કેવળ પોતામાટે જ જીવે છે, તે સંકુચિત તથા નીચ જીવનને વ્યતીત કરે છે; કારણ કે, તે અન્યના જીવનમાં લેશ માત્ર પણ સંમિલિત થતો નથી અને તેથી તેનાથી બીજાને કશો પણ લાભ મળી શકતો નથી.

પરંતુ જે મનુષ્ય અન્યની સેવા કરતાં પોતાના જીવનને ભૂલી જાય છે, તેના જીવનની હજારગણી જ નહિ, પણ લાખગણી વૃદ્ધિ થાય છે. તે સૌન્દર્ય તથા શક્તિના પ્રભાવથી સુસંપન્ન થઈ જાય છે અને આ વિરાટ્ કુટુમ્બના પ્રત્યેક કૌટુમ્બિકને જે આનન્દ, બળ અને અન્ય મૂલ્યવતી વસ્તુઓ પ્રાપ્ત થાય છે, તે સર્વ તે મનુષ્યને પણ મળે છે; કારણ કે, તે પોતે પણ તેમના જીવન સાથે સંયુક્ત અને ગુંથાયલો જ હોય છે.

હવે અમે અહીં સત્ય સેવાના સંબંધમાં બે શબ્દ બોલવાની ઇચ્છા રાખીએ છીએ. **પીટર** અને **જૉન્** એક દિવસ ચર્ચમાં જતા હતા એટલે ચર્ચના દ્વારમાં પ્રવેશ કરતાં તેમને એક ગરીબ લંગડો માણસ મળ્યો અને તેણે તેમની પાસેથી દાનની યાચના કરી. તેની એ યાચના સાંભળીને **પીટર**ના મનમાં એવો વિચાર આવ્યો કે, જો એની આજની આવશ્યકતાને મટાડી દેવામાં આવશે, તો આવતી કાલે પાછી એની આની આ જ અવસ્થા રહેવાની; અર્થાત્ એટલામાટે કોઈ એવો ઉપાય યોજવો જોઇએ કે જેના યોગે એની સર્વ આવશ્યકતાઓ પૂરી થઈ જાય. આવી ભાવનાથી **પીટરે** તેની સત્ય સેવા કરી—માનવજાતિમાટે અનુકરણીય થઈ પડનારું કાર્ય કર્યું. તેણે તેને કહ્યું કે;—"મારી પાસે સુવર્ણ કે રૌપ્યક તો નથી જ; પણ મારી પાસે અત્યારે જે કાંઈ ઉપસ્થિત છે તે હું તને આપું છું." એમ કહીને તેણે તે ગરીબના લંગડાપણાનો લોપ કરીને તેને સાજો કરી દીધો; અર્થાત્ તેને એવી અવસ્થામાં લાવી મૂક્યો કે, પોતાની આજીવિકાનાં સાધનો તે પોતે જ મેળવી શકે અને બીજાની સહાયતાપર તેને જરા પણ આધાર રાખવો ન પડે. જે સેવા મનુષ્યને સ્વતંત્ર તથા સ્વાશ્રિત બનાવી શકે છે, તે જ સત્ય સેવા છે. અર્થાત્ દીનજનોને એથી અન્ય જાતિની સહાયતા આપવાથી આપણે

મનુષ્યોને આલસ્યના ભંડાર તથા ભૂમિના ભાર બનાવવામાં જ કારણીભૂત થઇએ છીએ.*

મનુષ્યને, આત્મજ્ઞાનના દાનથી એટલે કે તેને તેની પોતાની આંતરિક શક્તિઓની અનુભૂતિ કરાવી દેવી એ કૃતિથી, આપણે મોટામાં મોટી સહાયતા આપી શકીએ છીએ; એવી સહાયતા અન્ય કોઈ પણ પ્રકારે આપી શકાતી નથી. આપણું સર્વથી પ્રથમ અને મહત્ત્વનું કર્ત્તવ્ય એ જ છે કે, પ્રત્યેક મનુષ્યને વિવેક

---

* આપણા ભારતવર્ષમાં તો આજકાલ દાન, ધર્મ, પરોપકાર કિંવા દીન જનોની સેવાનો એ જ એક સર્વમાન્ય માર્ગ થઈ પડ્યો છે કે, જે ભાગ્યશાળી પુરુષ પાસે ધનનો અતિશય સંચય થઈ જાય છે કિંવા જે વિધવા ધનસંપન્ન અને નિઃસંતાન હોય છે, તે પુણ્યાર્થ કિંવા પરોપકારાર્થ દેવમંદિર, ધર્મશાળા, સદાવ્રત કિંવા અન્નચ્છત્ર બંધાવે છે અને એથી જ પોતાના ઐહિક તેમ જ પારલૌકિક કલ્યાણને સિદ્ધ અને પ્રાપ્ત થઈ ગએલું માની લે છે. લોકોની એ જ ભાવના કિંવા અંધપરંપરાના પરિણામે આજે બહુધા સર્વ તીર્થસ્થાનોમાં તેમ જ અન્ય પણ અનેક ગ્રામ તથા નગરોમાં અનેક સદાવ્રત તેમ જ અન્નચ્છત્રો ધમધોકાર ચાલતાં આપણા જોવામાં આવી શકે છે. પરંતુ એનું પરિણામ એ થયું છે કે, જ્યાં સાધુ થયા કે આજીવિકાનાં સાધનોને પ્રાપ્ત કરવાની ખટપટથી છૂટયા; કારણ કે, સાધુમાટે તે જ્યાં જાય ત્યાં ખાનપાનનાં અને નિવાસનાં સાધનો તૈયાર હોવાનાં જ; આવી ભાવનાથી આલસ્યના ભંડાર અને કુંભકર્ણના અવતાર અનેક હૃષ્ટપુષ્ટ મનુષ્યો પણ વૈરાગ્ય વિના જ કેવળ હરામનું ખાઇને જીવવાના ઉદ્દેશથી સાધુ થઈ જાય છે અને 'નવરો બેઠો નખ્ખોદ વાળે' એ કહેવત પ્રમાણે હરામના માલ મલીદા ઉડાવી સમસ્ત દેશમાં હરાયા ઢોરની પેઠે સ્ત્રીઓ તથા બાળકોના લશ્કર સાથે ફરતા રખડતા અનેક પ્રકારના અપરાધ અને અનીતિનો વિસ્તાર કર્યા કરે છે. ક્રોધનો વિકાર તો તેમનામાં એટલી સીમાપર્યન્ત વસેલો હોય છે કે, કોઈ નજીવા કારણથી કોઇનું ખૂન કરી નાખતાં પણ તેઓ આગળ પાછળનો વિચાર રાખતા નથી. સાધુઓના હાથે ખૂન થવાનાં અનેક ઉદાહરણો મળી આવ્યાં છે અને એવા અનેક સાધુઓ ન્યાયના પ્રતાપે ફાંસીને લાકડે પણ લટકી ગયા છે.

પૂર્વક ઈશ્વરીય-અનંતની-એકતાનું સંપૂર્ણ જ્ઞાન કરાવવું કે જેના યોગે તે ઈશ્વર સમક્ષ પોતાના અંતઃકરણને ખોલતાં શીખે અને તેના પોતાના અંતરમાં જે શક્તિઓ ગુપ્ત રહેલી છે તેમની પાસેથી યોગ્ય તથા અનુકૂલ કાર્યો કરાવી શકે.

સારાંશ કે, પરોપકાર કિંવા દાનની આપણી અંધ પદ્ધતિના પ્રતાપે આજકાલ આર્યાવર્ત્તમાં "કામકા ન કાજકા, દુશ્મન અનાજકા" એવા-સાધુ નહિ, પણ-ભીખારીઓની સંખ્યા એટલી બધી વધી ગઈ છે કે, એક કવિની "ચોથે ભાગે ભારતવાસી ભીખ માગવા લાગ્યા છે" એ ઉક્તિ અક્ષરેઅક્ષર સત્ય થએલી જણાય છે. પરોપકારની આપણી એ અંધ પદ્ધતિ અને સાધુઓની નિશ્ચિન્તતા તથા ઉન્મત્તતાને અનુલક્ષીને એક કવિએ નીચેના ઉદ્‌ગારો કાઢ્યા છે અને તે સર્વાંશે સત્ય છે;—

છપ્પય

"વગર મેહનતે ખાય, પારકા માગી મેવા;
વગર મેહનતે ખાય, હરાયા સાંઢો જેવા;
જીવે પારકું ખાઈ, ડીલનો ડોળ વધારે;
મનમાં દાનત બુરી, હાથમાં માળા ધારે;
એ માલ પારકો ખાઇને, નિજ મનમાં હરખાય છે,
લોક મૂર્ખ બની એમને, મલીદો ગોંશે જાય છે."

એ ઉપરાંત ભોજા ભક્તનાં "જોઈ લેજો જગતના બાવા, ધર્યાં ભેખ ધૂતીને ખાવા" ઇત્યાદિ વચનો પ્રસિદ્ધ હોવાથી વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

## ૬ પ્રજ્ઞા અને આંતરિક પ્રકાશ

આ (પરમાત્મા) અનન્ત પ્રજ્ઞા અથવા જ્ઞાનનો આત્મા કિંવા સાર હોવાથી જેટલા પ્રમાણમાં આપણે તેની સાથે સંલગ્નતા કરીએ, તેટલા જ પ્રમાણમાં ઉચ્ચતમ પ્રજ્ઞા આપણામાં

અને આપણા દ્વારા વ્યક્ત થવા માંડે છે. આ માર્ગમાં ચાલવાથી આપણે વિશ્વના અંતઃકરણમાં પ્રવેશ કરી શકીએ છીએ અને માનવજાતિની અધિક સંખ્યાથી–તે રહસ્યો જો કે તેમનામાં અજ્ઞાત નથી, પણ તેમનાથી–અજ્ઞાત છે તે રહસ્યોની પ્રાપ્તિ કરી શકીએ છીએ.

ઉચ્ચતમ પ્રતિભા તથા અંતર્દષ્ટિની પ્રાપ્તિમાટે જો કે આપણે આપણા માર્ગદર્શક પવિત્ર આત્મામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખવાની છે, પરંતુ તે શ્રદ્ધા કોઈ અન્ય દ્વારા નહિ, કિન્તુ પોતે જ સ્વતંત્રતાથી રાખવાની આવશ્યકતા છે. જ્ઞાન તથા પ્રજ્ઞાને મેળવવામાટે આપણે કોઈ અન્ય વ્યક્તિ પાસે શાને જવું જોઇએ વારુ? ઈશ્વર સમક્ષ વ્યક્તિઓની કશી પણ મહત્તા છે જ નહિ. આ વસ્તુઓ આપણે અન્યના હસ્તથી સ્પર્શાયલી શામાટે મેળવવી જોઇએ? આપણુને આવી રીતે આપણી પોતાની નૈસર્ગિક શક્તિઓને મૂઢ કરી નાખવાની શી આવશ્યકતા છે વારુ? આપણે પોતે જ અનન્ત મૂળ પ્રતિ સીધા શામાટે ન જવું? "જો કોઈ પણ મનુષ્યમાં પ્રજ્ઞાનો અભાવ હોય, તો તેણે તે પ્રજ્ઞા ઈશ્વર પાસેથી માગી લેવી!" "તેમના બોલાવ્યા પૂર્વે જ હું ઉત્તર આપીશ, અને હજી તો તેઓ બરાબર બોલી પણ નહિ રહ્યા હોય તે પૂર્વે જ હું તેમનું બોલવું સાંભળી લઇશ." આ પરમેશ્વરના ઉદ્‌ગાર છે.

એવી રીતે આપણે જ્યારે પોતે જ સ્વાવલંબનથી સીધા તે અનન્ત પ્રવાહોદ્‌ગમસ્થાનમાં જઈ પહોંચીએ છીએ, એટલે પછી આપણે અમુક વ્યક્તિઓ, સંસ્થાઓ કિંવા ગ્રંથો એટલે કે ધર્મગુરુ, ધર્મસંસ્થાઓ અને ધર્મગ્રંથ આદિના દાસાનુદાસ રહેતા નથી. એ ધર્મગુરુ, ધર્મસંસ્થા તથા ધર્મગ્રંથ આદિ સહાયક સાધનોના સત્યવિષયક ઉપદેશોના શ્રવણમાટે તો આપણે આપણાં કર્ણોને નિરંતર ખુલ્લાં જ રાખવાં; છતાં એમને નિરંતર સહાયક

સાધનો તરીકે જ સ્વીકારવાં, એમને પ્રજ્ઞાના મૂળ તરીકે તો કદાપિ ન જ સ્વીકારવાં. આપણે એ સાધનોને કદાપિ સ્વામી તરીકે ઓળખવાં નહિ, કિન્તુ કેવળ શિક્ષક તરીકે જ ઓળખવાં. કવીશ્વર બ્રાઉનિંગના કથન પ્રમાણે જ આપણે તે મહત્ સત્યને ઓળખવું જોઇએ. તે આ પ્રમાણેઃ—

"માનો ગમે તે પણ રહેલું સત્ય છે અંતરમહીં;
નહિ નીકળ્યું કે બાહ્ય વસ્તુમાંથી નીકળશે નહીં;
છે એક આંતર કેન્દ્ર એવું નિત્ય આપણ સર્વમાં;
સંપૂર્ણતામય જ્યાં વસે છે સત્ય તે નિજ પર્વમાં!"*

"તારા પોતાના આત્માપ્રતિ સત્ય રહે!" એના કરતાં અધિક મહત્ત્વશીલ અને અધિક ગહન આંતરિક અર્થને ધરાવનારી અન્ય કોઈ પણ આજ્ઞા આ સમસ્ત સંસારમાં છે જ નહિ. અન્ય શબ્દોમાં કહીએ, તો તમારા પોતાના આત્માપ્રતિ સત્ય રહો; કારણ કે, પરમેશ્વર તમારી સાથે તમારા આત્માદ્વારા જ વાર્ત્તાલાપ કરે છે. એ જ આંતરિક માર્ગનો દર્શક છે અને આ સંસારમાં આવનાર પ્રત્યેક મનુષ્યને પ્રકાશિત કરનાર એ જ પ્રકાશ છે. એ જ સદસદ્વિચારશક્તિ કિંવા સંજ્ઞાન છે. એ જ સહજાવબોધ છે. એ જ આત્માનો નાદ છે અને પરમાત્માનો શબ્દ છે. "તારી પાછળથી તું એક એવા આશયનો નાદ સાંભળીશ કે, સત્ય માર્ગ આ છે અને એટલામાટે એ સત્ય માર્ગમાં સંચર!"

એલીજાહ† જ્યારે પર્વતમાં હતો ત્યારે નાનાવિધ શારીરિક

* "Truth is within ourselves: it takes no rise
From outward things, whate'er you may believe.
There is an inmost centre in us all,
Where truth abides in fullness." *Browning.*

† એલીજાહ ( Elijah ) નામનો અત્યંત પવિત્ર શક્તિઓની

ક્ષોભો તથા સંકટના સાક્ષાત્કારો પછી તેણે 'શાંત, મંદ નાદ'– તેના પોતાના આત્માનો નાદ–સાંભળ્યો હતો કે જે નાદદ્વારા અનંત પરમાત્મા બોલતો હતો. અર્થાત્ જો આપણે પણ એ સહજાવબોધના નાદને અનુસરીશું, તો તે આપણી સાથે અધિક સ્પષ્ટતા તથા સરળતાથી બોલવા માંડશે અને તે એટલી સીમા પર્યન્ત કે ધીમે ધીમે તે પોતાની માર્ગદર્શકતામાં અનન્ય-સંબદ્ધ અને અભ્રાંત અથવા અમોઘ થઈ જશે. આપણો જે મોટામાં મોટો પ્રમાદ છે તે એજ છે કે, આપણા પોતાના આત્મામાંથી નીકળતા એ નાદને આપણે સાંભળતા નથી અને અનુસરતા નથી અને તેથી આપણે પોતાના આંતરિક ભાગમાં જ વિભક્ત થએલા ગૃહ સમાન અવસ્થામાં આવી પડીએ છીએ. આપણે આ માર્ગમાં અને તે માર્ગમાં ખેંચાયા કરીએ છીએ, પરંતુ કોઈ પણ માર્ગનો આપણે નિશ્ચય કરી શકતા નથી. મારો એક મિત્ર છે અને તે એ આંતરિક નાદનું એવું તો ધ્યાનપૂર્વક શ્રવણ કર્યાં કરે છે; બીજા શબ્દોમાં કહીએ તો એ તેના અંતર્જ્ઞાન અનુસાર તે એવી તો ત્વરા, સ્ફૂર્તિ તથા સંપૂર્ણતાથી નિરંતર કર્મ કર્યાં કરે છે અને એના પરિણામે તે અંતર્જ્ઞાનવડે તેનું જીવન એવું તો માર્ગનિર્દિષ્ટ થયું છે કે, તે પ્રત્યેક વસ્તુ તેના યોગ્ય પ્રસંગ અને તેની યોગ્ય રીતિથી જ કરે છે, તેના હસ્તે કોઈ પણ અપ્રાસંગિક કિંવા અયોગ્ય કાર્ય થતું જ નથી. અમુક કાર્ય ક્યારે કરવું અને કેવી રીતે કરવું, એ તે સદા સર્વદા સારી રીતે જાણે છે અને તેથી તે વિભક્ત ગૃહ સમાન અવસ્થાને કદાપિ પ્રાપ્ત થતો નથી; અર્થાત્ તેનું અંતઃકરણ સંશયપટાવૃત્ત રહેતું નથી.

---

અદ્ભુતતાને ધરાવનારો એક મહાત્મા હતો કે જેને ઈશ્વરે ઇસ્રાયલના દુષ્ટ રાજા અહાબ (Ahab) સમક્ષ પોતાના પયગંબર તરીકે મોકલ્યો હતો, એ પ્રમાણે એનો વૃત્તાંત 'બાઇબલ'માં આપવામાં આવ્યો છે. એને એક મહાન્ યોગીશ્વર તરીકે માનવામાં આવે છે. અહીં આપણા કોઈ પણ ઋષિ કે યોગીનો સ્વીકાર કરી શકાય તેમ છે.

અહીં કદાચિત્ કોઈ એવો પ્રશ્ન કરશે કે: "સદા સર્વદા આપણી અંત:પ્રેરણા–આત્મનાદ–અનુસાર વર્ત્તવું એ આપણા–માટે ભયંકર થઈ પડે તેમ નથી કે શું? કારણ કે, ધારો કે કોઈવાર આપણા મનમાં કોઈ અન્યને હાનિ પહોંચાડવાની સ્ફૂર્ત્તિ થઈ આવે, તો તે વેળાયે શું કરવું? તદનુસાર વર્ત્તવું ખરું કે?" આનું ઉત્તર એ જ છે કે, આવા વિચારથી ભયભીત થવાનું કાંઈ પણ કારણ નથી; કારણ કે, આત્માનો નાદ અથવા ઈશ્વરનો શબ્દ કે જે આત્મદ્વારા વ્યક્ત થાય છે, તે કોઇને પણ અન્ય કોઇની હાનિ કરવાના માર્ગમાં પ્રેરે તેમ છે જ નહિ તેમ જ જે કાર્ય યોગ્યતા, સત્ય તથા ન્યાયની ઉચ્ચતમ પંક્તિનું ન હોય તેવા કાર્યમાં તે તમને અગ્રેસર કરે એ શંકા જ નિરાધાર છે. એટલામાટે જો કોઈ પણ વેળાયે તમારામાં આવા પ્રકારની ભાવનાનો ઉદ્ભવ થાય, તો તે આંતરિક સંજ્ઞાન નહિ, કિન્તુ તમારી કોઈ નીચ વૃત્તિનું જ તમારા અંત:કરણમાં થતું પરિણામ છે, એમ જ તમારે નિશ્ચયપૂર્વક સમજવાનું છે.

બુદ્ધિનો જો કે સર્વથા ત્યાગ કરી દેવાનો નથી, છતાં તેને નિરંતર એ ઉચ્ચતર આત્મિક દૃષ્ટિથી પ્રકાશિત તો કરવી જ જોઇએ અને તે એટલે સુધી કે એવી રીતે પ્રકાશિત કરાયલી બુદ્ધિ ધીમે ધીમે પ્રકાશ તથા સત્તાની પ્રતિનિધિ જ બની જાય. જ્યારે એક મનુષ્ય સંપૂર્ણ તદાકાર થઈ જાય છે, ત્યારે જ તેનો સર્વ જ્ઞાન તથા પ્રજ્ઞાના પ્રદેશમાં પ્રવેશ થાય છે; અને તદાકાર થવાનો અર્થ એટલો જ છે કે, સર્વના પૃષ્ઠ ભાગમાં રહેલી અનંત શક્તિ કિંવા અનંત સત્તાથી બાહ્ય અન્ય કોઇ પણ શક્તિ કિંવા સત્તાને ઓળખવી નહિ. જ્યારે એક મનુષ્ય આ મહત્ સત્યને ઓળખી લે છે અને પોતે એ અનંત પ્રજ્ઞા કિંવા જ્ઞાનના આત્મામાં તદાકાર થઈ જાય છે, ત્યારે જ તેનો સત્ય શિક્ષણના માર્ગમાં સંચાર થાય છે અને જે રહસ્યો પૂર્વે તેનાથી અજ્ઞાત

હતાં તે રહસ્યો પોતાની મેળે જ તેના સમક્ષ જ્ઞાત થવા માંડે છે. ખરેખર અનંત સત્તાવડે જે આવૃત્ત છે, તેનો વિસ્તાર કરવો એટલે કે, આપણા અંતરમાંથી જ જ્ઞાનના વિસ્તારનો આરંભ કરવો, એજ સમસ્ત સત્ય શિક્ષણનો મૂળ પાયો હોવો જોઇએ.

જો આપણે આ અનન્ત આત્માના નાદનું શ્રવણ કરીશું, તો જેટલી ઉત્તમ અને જ્ઞાતવ્ય વસ્તુઓ છે, તે સર્વ વસ્તુઓ આપણા સમક્ષ આવીને ઉભી રહેશે. આવી રીતે જ આપણે દ્રષ્ટા થઇએ છીએ અને સર્વ વસ્તુઓના અંતરમાં દૃષ્ટિપાત કરવાની શક્તિને મેળવીએ છીએ. આકાશમાં નવીન નક્ષત્રો તેમ જ આ વિશ્વમાં નિસર્ગના નવીન નિયમો કિંવા નિસર્ગની નવીન શક્તિઓ ઉત્પન્ન થતી નથી; પરંતુ જો આપણે એ અનંત પ્રજ્ઞાના આત્મા સાથે તદાકાર થઈ જઇએ, તો જે શક્તિઓ અત્યાર સૂધી આપણાથી અજ્ઞાત હતી, તે શક્તિઓને આપણે અનાવૃત્ત કરી શકીએ છીએ અને જાણી શકીએ છીએ અને આવી રીતે તે શક્તિઓ આપણને સર્વથા નવીન જ જણાય છે. આવી રીતે જ્યારે આપણે સત્યના જ્ઞાનના અધિકારી થઇએ છીએ, તે વેળાયે પછી પ્રતિક્ષણે પરિવર્ત્તનને પ્રાપ્ત થનારી વસ્તુઓની આપણને આવશ્યકતા રહેતી નથી. અર્થાત્ સત્ય જ્ઞાનને પ્રાપ્ત કર્યાં પછી આપણે આપણા પોતાના આંતરિક શાંતિમય સ્થાનમાં પ્રવેશ કરી શકીએ છીએ; આપણે બારીને ઉઘાડીને બાહ્ય ભાગમાં દૃષ્ટિપાત કરી શકીએ છીએ અને આપણી ઇચ્છા પ્રમાણેની વસ્તુઓને એકત્ર કરી શકીએ છીએ. "ઇશ્વિરવિષયક જ્ઞાન તે પ્રજ્ઞા છે." આંતરિક જ્ઞાનથી જ પ્રજ્ઞાની પ્રાપ્તિ થાય છે. પ્રજ્ઞા જ્ઞાનનો અતિક્રમ કરી જાય છે. મહત્ જ્ઞાન, અનેક પદાર્થોનું જ્ઞાન કેવળ એક ધારણક્ષમ સ્મરણશક્તિના ગુણથી મેળવી શકાય છે અને એ ધારણક્ષમ સ્મરણશક્તિનો શિક્ષણ અથવા અધ્યાપનના યોગે આવિર્ભાવ થાય છે; પરંતુ પ્રજ્ઞા જ્ઞાનનો અતિ-

ક્રમ કરીને આગળ વધી જાય છે; કારણ કે, તે જ્ઞાનમાં એ ગહનતર પ્રજ્ઞાનો કેવળ એક ઘટક જ હોય છે અને પ્રજ્ઞા તો એવા અનંત ઘટકોનો એક અનંત ભંડાર જ છે.

જે કોઇની પણ એ પ્રજ્ઞાના મહારાજ્યમાં પ્રવેશ કરવાની ઇચ્છા હોય, તેણે પ્રથમ તો સમસ્ત બૌદ્ધિક ગર્વથી મુક્ત થવું જોઇએ. તેણે એક બાળક સમાન અવસ્થાને પ્રાપ્ત કરી લેવી જોઇએ. પ્રથમથી બાંધી લીધેલા વિચારો, માન્યતાઓ તથા અભિપ્રાયો સત્ય પ્રજ્ઞાના માર્ગમાં પ્રત્યવાયરૂપ થઈ પડે છે. અહંમન્યતાયુક્ત વિચારો પરિણામે અત્યંત આત્મવિઘાતક થઈ પડે છે અને તેઓ સત્યના પ્રવેશદ્વારને બંધ કરી દે છે.

આપણી આસપાસ ધાર્મિક, વૈજ્ઞાનિક, રાજકીય અને સામાજિક પ્રવૃત્તિમાં પડેલા અનેક જનો આપણા જોવામાં આવે છે કે જેઓ પોતાના બૌદ્ધિક ગર્વ દ્વારા તેમનાં અહંભાવના તથા સ્વીકૃત અભિપ્રાયના આવરણમાં એટલાબધા લપેટાઈ ગયા છે કે તે કારણથી ત્યારપછીનાં અને અધિક વિશાળ આવિષ્કૃત સત્યના પ્રવેશમાટે તેમના અંતઃકરણમાં સ્થાન જ મળી શકતું નથી; અને તેથી તેઓ વૃદ્ધિ તથા વિકાસને બદલે ક્ષીણતા તથા સંકોચને જ પામતા જાય છે અને તેમાં પણ સત્યની પ્રાપ્તિમાટે તો સર્વથા અયોગ્ય જ થતા જાય છે. કર્તૃત્વશીલતાથી વિશ્વની પ્રગતિમાં સહાયક થવાને બદલે માર્ગમાંના તે મૃત કાષ્ઠખંડ સમાન બની રહે છે કે જે કાષ્ઠખંડ પ્રગતિરથના ચક્રોનો અવરોધ કરનારા હોય છે. પરંતુ તેઓ આવા થવા છતાં પણ પ્રગતિના રથને આગળ વધતો કદાપિ અટકાવી શકતા નથી; કારણ કે, જ્યારે પરમાત્માનો સત્યરૂપ પરમવિજયશાળી રથ દૃઢતાથી આગળ વધવા માંડે છે, તે વેળાયે નિરંતર એ અવરોધક કાષ્ઠખંડો તે રથચક્રતળે ચગદાઇને પાછળ જ રહી જાય છે.

જે વેળાયે સ્ટીમ્ એન્જિન્‌ને–બાષ્પયંત્રને–અસ્તિત્વમાં લાવવામાટેના હજી પ્રયોગો જ ચાલતા હતા અને સ્ટીમ્ એન્જિન્ અદ્યાપિ સંપૂર્ણતાથી વ્યાવહારિક ઉપયોગમાં આવી શકયું નહોતું, તે વેળાયે એક સુવિખ્યાત અંગ્રેજ ગૃહસ્થ મહાશયે–કે જેઓ તે સમયના વૈજ્ઞાનિક પુરુષોમાંના એક વિખ્યાત પુરુષ મનાતા હતા–એક સુવિસ્તૃત લઘુપુસ્તક લખ્યું હતું અને તેમાં એમ સિદ્ધ કરી બતાવવાનો યત્ન કર્યો હતો કે, એ સ્ટીમ્ એન્જિન્‌ને સમુદ્રયાત્રામાટે નૌકાને ચલાવવાના કાર્યમાં તો કદાપિ યોજી શકાશે જ નહિ; કારણ કે, વિશાળ મહાસાગરને ઓળંગવામાટે જેટલા કોયલાની આવશ્યકતા છે, તેટલો કોયલો કોઈ પણ એક નૌકા પોતાના ઉદરમાં ઊપાડી શકે, એ સર્વથા અશકય તથા અસંભવનીય છે. હવે તે મહાશયનું આવું વિધાન હોવા છતાં અત્યંત રસિક તથા આશ્ચર્યકારક ઘટના તો એ જ હતી કે, જે બાષ્પનૌકાએ–સ્ટીમરે–સર્વથી પ્રથમ ઇંગ્લૅંડથી અમેરિકાની યાત્રા કરી હતી, તેમાં ભરવામાં આવેલા માલ સાથે તે વૈજ્ઞાનિક પુરુષના એ બહુ જ વિચારપૂર્વક લખાયલા લઘુ પુસ્તકની પ્રથમ આવૃત્તિ પણ હતી. એ લઘુ પુસ્તકની તે વેળાયે તો માત્ર એક જ આવૃત્તિ પ્રકટ થઈ હતી; પરંતુ અત્યારે હવે કદાચિત્ તેની અનેક આવૃત્તિઓ વેચાઈ જાય તો કોણ જાણે !

આ જો કે ખરેખર એક મનોરંજક ઘટના છે; છતાં અધિક આશ્ચર્યકારક તો તે મનુષ્ય છે, કે જે જાણી જોઇને–બુદ્ધિપૂર્વક–સત્યના પ્રવેશમાટે પોતાના હૃદયનાં દ્વારોને બંધ કરી રાખે છે; કારણ કે, તે સત્ય રૂઢિપ્રણાલિકા, જીર્ણશાસ્ત્ર મતાનુસારિતા અથવા પૂર્વસ્વીકૃત માર્ગદ્વારા આવતું નથી; અથવા તો કારણ કે, તે સત્ય અમુક રૂઢ વિચારો તથા માન્યતાઓ સાથે અનુકૂળતા ધરાવતું નથી, માત્ર એટલું જ નહિ, પણ કેટલીકવાર તે સત્ય અમુક રૂઢ તથા સ્વીકૃત વિચારો તથા માન્યતાઓથી

સર્વથા પ્રતિકૂળ પણ હોય છે. પરંતુ સત્યને સ્વીકારવાનો સત્ય માર્ગ તો એ જ છે કેઃ—

"અખંડ આત્મસદનમાં રાખો ગવાક્ષિની સંખ્યા સુવિશાળ;
આવી દિવ્યતા સકળ વિશ્વની શોભાવે તેને સહુ કાળ;
અસંખ્યે સ્થાનોમાંથી આવે જે કિરણો અતિ ભવ્યાકાર;
સ્વીકૃત એક જ ધર્મકાચથી થાય નહીં તેનો સ્વીકાર.
મૂઢશ્રદ્ધાના પટ ચીરો આત્મસદનનાં ખોલો દ્વાર;
તેમાં સર્વ દિશાથી થાવા દ્યો પ્રકાશનો શુભ સંચાર;
આકાશસ્થિત નક્ષત્રોનું મહા અલૌકિક જે સંગીત;
તેમ જ નિસર્ગદેવીનું જે ગીત મનોહર મધુર અભીત;—
એ સાંભળવાનું શ્રવણોને શિક્ષણ આપો ધારી પ્રેમ;
એથી થાશે સદા તમારું આ સંસારે કુશળક્ષેમ;
હોય સૂર્ય જ્યાં સન્મુખ ત્યાં જ્યમ વળે સૂર્યમુખિ પુષ્પ સદાય;
તેમ તમારું હૃદય સત્ય ને શુભ સન્મુખ નિશ્ચિત દોરાય.
પોતાનું જે શાંતિમુકુટમંડિત છે ઉચ્ચ વિહારસ્થાન;
અશાંતિનું કે વૈરભાવનું થતું નથી જ્યાં કૈં સન્માન;
અદૃશ્ય હસ્તો સહસ્રાવધિ પ્રબળ ઉતરશે તમોસમક્ષ;
થશે સહાયક સદા તમારા ઊર્ધ્વગમનમાં દેવો દક્ષ.
સર્વ શક્તિઓ નિસર્ગની તે શક્તિ તમારી દૃઢ કરનાર;
થાઓ નહિ ભયભીત અર્ધ સત્યોને ત્યાગી દ્યો આ વાર;
પૂર્ણ સત્યનો વિના વિલંબે કરો આ ક્ષણે અંગીકાર;
જાય પરાજયનો ભય એથી થાય વિશ્વમાં જયજયકાર!"*

---

* "Let there be many windows in your soul,
That all the glory of the universe
May beautify it. Not the narrow pane
Of one poor creed can catch the radiant rays
That shine from countless sources. Tear away
The blinds of Superstitions let the light

સત્યના આગમન અથવા આવિર્ભાવના સંબંધમાં એક મહાન્ નિયમ છે અને તે એ કે, જ્યારે પણ કોઈ એક પુરુષ કિંવા પ્રમદા બૌદ્ધિક ગર્વ, પૂર્વસ્વીકૃત વિચાર કિંવા દુરાગ્રહને વશ થઇને સત્યના પ્રવેશમાટે પોતાના અંતઃકરણરૂપ આગારનાં દ્વારોને બંધ કરી દે છે અથવા તો અન્ય કોઈ પણ કારણથી તે સત્યને સ્વીકારવાને તત્પર નથી હોતાં; તો તેવા પ્રસંગે તે નિયમ ગર્જના કરીને કહે છે કે; "તેવા પુરુષ કિંવા પ્રમદાના અંતઃ-કરણમાં કોઈ પણ સ્થાનમાંથી સત્યનું તેના સંપૂર્ણ સ્વરૂપમાં કદાપિ આગમન થવાનું નથી." અને એથી વિરુદ્ધ જ્યારે પણ કોઈ પુરુષ અથવા પ્રમદા કોઈ પણ સ્થાનમાંથી આવતા સત્યના પ્રવેશમાટે પોતાનાં અંતઃકરણનાં દ્વારોને ખુલ્લાં મૂકી દે છે; તે વેળાયે તે સત્યના આગમનનો નિયમ પૂર્વ પ્રમાણે જ ગર્જના કરીને કહે છે કે: "તેમના અંતઃકરણમાં સત્યનું સર્વ સ્થાનોમાંથી

---

Pour through fair windows, broad as truth itself
And high as heaven......... Tune your ear
To all the worldless music of the stars
And to the voice of nature, and your heart
Shall turn to truth and goodness as the plant
Turns to the sun. A thousand unseen hands
Reach down to help you to their peace-crowned heights,
And all the forces of the firmament
Shall fortify your strength. Be not afraid
To thrust aside half-truths and grasp the whole."

આ કાવ્યનો ઉપર જે પદ્યાનુવાદ આપવામાં આવ્યો છે તે મુક્ત અનુવાદ–Free translation–છે, એ અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે અને તેટલામાટે તેની સાથે આ મૂળ અંગ્રેજી કાવ્ય પણ પ્રકટ કરવામાં આવ્યું છે કે જેથી ઉભયની તુલના કરી શકાય.

અને સર્વ વિભાગોમાંથી આગમન થશે.” આ પદ્ધતિને સ્વીકારવાથી જ નર કિંવા નારી મુક્ત નર તથા મુક્તા નારી થઈ શકે છે; કારણ કે, આપણને મુક્ત કરનાર કેવળ એક સત્ય જ છે. એ પદ્ધતિને ન સ્વીકારનાર પુરુષ અને સ્ત્રીઓ નિરંતર બંધનમાં ને બંધનમાં જ રહ્યાં કરે છે; કારણ કે, સત્યને તેમનું આમંત્રણ હોતું નથી અને જ્યાં સત્યના સંપૂર્ણ તથા અબાધ્ય સત્કારનો સંભવ નથી હોતો, ત્યાં સત્ય કદાપિ પ્રવેશ કરતું જ નથી.

અને જ્યાં સત્યના પ્રવેશનો અવરોધ કરાયલો હોય છે, ત્યાં જે આશીર્વાદ કિંવા સુખલાભોને સત્ય પોતાની સાથે લાવે છે તે આશીર્વાદ કિંવા સુખલાભો પણ નિવાસ કરીને રહી શકતા નથી. એથી વિરુદ્ધ જ્યારે સત્યના પ્રવેશનો અવરોધ કરવામાં આવે છે, ત્યારે તે સત્ય ક્ષીણતા, રોગ, અને મરણ આદિ સહિત એક દૂતને મોકલી આપે છે. એ ક્ષીણતા, રોગ તથા મરણમાં ભૌતિક, આત્મિક તથા બૌદ્ધિક એ ત્રણે પ્રકારનાં ક્ષીણતા, રોગ તથા મરણનો સમાવેશ થયેલો હોય છે. તેમ જ જે મનુષ્ય સત્યને મુક્ત તથા સ્વતંત્ર ભાવથી શોધતા અન્ય મનુષ્યને તેના એ શુભ પ્રયત્નથી ભ્રષ્ટ કરે છે અથવા તો અન્ય મનુષ્યને બદલે સત્યના અર્થપ્રકાશક કિંવા બોધક તરીકે, તે મનુષ્યને જ્યાં તે પોતે જ પોતાનો બોધક થઈ શકે તે સ્થાનમાં લઈ જવાનો પ્રયત્ન કરવાને બદલે કેવળ પોતે જ ગુરુપદવીપર નિયુક્ત રહેવાના ઉદ્દેશથી, પોતેજ વચ્ચે આવીને ઊભો રહે છે, તે મનુષ્યનો એક ચોર કિંવા લુંટાક કરતાં પણ અધિક ત્વરાથી ત્યાગ કરવાની આવશ્યકતા છે. તે જે હાનિ કરે છે, તે અતિશય ભયંકર હોય છે; કારણ કે, તેના હસ્તમાં જે મનુષ્ય સપડાયલો હોય છે તેના જીવનની જ તે પ્રત્યક્ષ તથા નિઃસંદેહ હાનિ કરી નાખે છે.

કોઈ પણ મનુષ્યને–તે મનુષ્ય ગમે તે હોય અને ગમે તેવો હોય–કોઈએ ઈશ્વરના અમર્યાદ અને અસીમ સત્યના સંર-

ક્ષક, પ્રતિબંધક તથા પ્રવર્તક તરીકે નીમ્યો છે ખરો કે? અર્થાત્ સત્યનો એવો એકહથ્થૂ ઇજારો કોઇને મળેલો છે ખરો કે? અનેક જનો આ સંસારમાં સત્યના શિક્ષક તરીકે ઓળખાય છે; પરંતુ સત્યનો જે યથાર્થ શિક્ષક હોય છે તે 'અમુક સત્યનો સર્વ જનોએ અવશ્ય સ્વીકાર કરવો જ જોઇએ,' એમ અધિકારપૂર્વક કદાપિ પ્રતિપાદન કરતો નથી. ખરેખરો શિક્ષક તો તે જ છે કે, જેના પ્રયત્નો અન્યને તેના પોતાના વિશેના સત્યજ્ઞાન તેમ જ તેની આંતરિક શક્તિઓના સહજાવબોધના પ્રદેશમાં લાવી મૂકવામાટેના જ હોય છે. આવા શિક્ષકથી ભિન્ન અન્ય સર્વ શિક્ષકો, સાધારણ રીતે કહીએ, તો સ્વાર્થ, અહંભાવના અને ઐહિક લાભના લોભથી જ પ્રેરાયલા હોય છે; વળી જે મનુષ્ય એમ દર્શાવે છે કે, 'હું સંપૂર્ણ સત્યનો અધિકારી સ્વામી છું અને જે સત્ય મારી પાસે છે તેવિના બીજું કાંઈ સત્ય છે જ નહિ;' તે મનુષ્ય એક ધર્માન્ધ, મૂર્ખ તથા પ્રપંચી મનુષ્ય છે, એમ જ સમજવાનું છે.

પૌરસ્ત્ય વાઙ્મયમાં એક દેડકાની કલ્પિત કથા આપેલી છે. તે કથા એવી રીતે છે કે, એક કૂવામાં એક દેડકો વસતો હતો અને પોતાના તે લઘુ કૂપમાંથી તે કદાપિ બહાર નીકળ્યો નહોતો. એકવાર એક સમુદ્રનિવાસી દેડકો તે દેડકાના કૂવામાં આવ્યો અને તેને ઉદ્દેશીને તે કૂવામાંનો દેડકો પૂછવા લાગ્યો કે: "તમે કોણ છો અને ક્યાંના નિવાસી છો?" એટલે એના ઉત્તરમાં તે સમુદ્રનિવાસી દેડકાએ જણાવ્યું કે: "હું અમુક દેડકો છું અને મારું નિવાસસ્થાન સમુદ્રમાં છે." કૂવામાંનો દેડકો આશ્ચર્ય દર્શાવતો બોલ્યો કે: "સમુદ્ર? સમુદ્ર શો પદાર્થ છે અને તે ક્યાં આવેલો છે?" સમુદ્રમાંના દેડકાએ એના ઉત્તર તરીકે કહેવા માંડ્યું કે: "જળનો જે એક અત્યંત વિશાળ સમુદાય છે, તે સમુદ્ર કહેવાય છે અને તે સમુદ્ર અથવા મહાસાગર અહીંથી

બહુ દૂર નથી." તેનું આ ઉત્તર સાંભળીને કૂવામાંના દેડકાએ પૂછ્યું કે: "ત્યારે તમારો તે સમુદ્ર કેટલોક મોટો છે વારુ?" સમુદ્રમાંના દેડકાએ કહ્યું કે: "ઓ હો, મારો તે સમુદ્ર ઘણો જ મોટો અને વિશાળ છે." આવું ઉત્તર મળવાથી કૂવામાંના દેડકાએ પાસે જ પડેલા એક ન્હાનકડા પત્થરને બતાવીને પૂછ્યું કે: "તમારો સમુદ્ર આના જેવડો છે કે કેમ?" સમુદ્રવાસી દેડકાએ કહ્યું કે: "એના કરતાં તો ઘણો જ મોટો!" કૂવામાંનો દેડકો વધારે આશ્ચર્યચકિત થયો અને જે પડથાળપર તે બન્ને બેઠા હતા તે પડથાળને બતાવીને તેણે કહ્યું કે: "ત્યારે તમારો સમુદ્ર આના જેવડો છે વારુ?" વળી સમુદ્રવાસી દેડકાએ ઉત્તર આપ્યું કે: "નાના, આના કરતાં તો તે કયાંય મોટો છે!" કૂવામાંના દેડકાને હવે કોઈ મોટી વસ્તુ ન દેખાયાથી તેણે હારીને પૂછ્યું કે: "ત્યારે તે કેવડોક મોટો હશે તે જણાવશો?" એટલે અંતિમ ઉત્તર આપતાં સમુદ્રવાસી દેડકાએ જણાવ્યું કે: "જે સમુદ્રમાં હું વસું છું, તે સમુદ્ર તમારા આ આખા કૂવા કરતાં પણ એટલો બધો મોટો છે કે આના જેવા તો લક્ષાવધિ અને કોટયવધિ કૂવા તેમાંથી બની જાય તેમ છે!" હવે કૂવામાંના દેડકાથી ધૈર્ય રાખી શકાયું નહિ અને તેથી સમુદ્રવાસી દેડકાને તે તિરસ્કારપૂર્વક કહેવા લાગ્યો કે: "અશક્ય, સર્વથા અસંભવનીય! તું એક ઠગારો અને અસત્યવાદી છે. ચાલ, મારા કૂવામાંથી ઝટ ચાલતો થઈ જા; અહીંથી તારું કાળું કરી જા. મારે તારા જેવા અસત્યવાદી દેડકાઓ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવો નથી!"

"તમો સત્યને જાણશો એટલે સત્ય તમને તત્કાળ મુક્ત બનાવી દેશે!" એવું શાસ્ત્રોએ વચન આપેલું છે. જો તમો સત્યના આગમનમાટે તમારા અંતઃકરણનાં દ્વારોને બંધ રાખશો અને કેવળ પોતાની ભ્રમણામાં જ લચ્યા પચ્યા રહેશો, તો તે તમારી ભ્રમણાઓ તમને સર્વથા મૂઢ તથા અવિચારશીલ બનાવી દેશે.

આ વિધાન બૌદ્ધિક ગર્વને ધારણ કરનારાં અસંખ્ય મનુષ્યોના સંબંધમાં લાગૂ પડી શકે છે. અવરુદ્ધ માનસિક વિકાસને જ વિમૂઢતાના નામથી ઓળખવામાં આવે છે. ગમે તે કારણથી સત્યના આગમનમાટે અંતઃકરણનાં દ્વારોને બંધ કરી રાખવાથી અને તેમ કરીને માનસિક વિકાસનો અવરોધ કરવાથી જે વિમૂઢતાનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે, તે વિમૂઢતાના નામથી જોકે ઓળખાતું નથી, છતાં તે વિમૂઢતાનું એક સ્વરૂપ તો છે જ. વળી બીજી રીતે અમુક એક વિશિષ્ટ પુરુષ, અમુક એક વિશિષ્ટ ગ્રંથ અથવા અમુક એક વિશિષ્ટ સંસ્થા પાસેથી આવેલી હોવાથી અમુક વાર્તા સત્ય હોવી જ જોઇએ, એમ જે સાધક બાધકતાના વિચારવિના કેવળ અતિશ્રદ્ધાથી જ સ્વીકારી લેવું, એથી પણ બુદ્ધિનો વિકાસ થતો અટકી જાય છે. નિરંતર આંતરિક પ્રકાશને વધારવાને બદલે એક મનુષ્ય કેવળ બાહ્ય વસ્તુને જ વળગી રહે છે, તેમની અવસ્થા પણ ઉપર કહ્યા પ્રમાણેની જ થાય છે એટલે કે તેમના બૌદ્ધિક વિકાસનો પણ સર્વથા અવરોધ થઈ જાય છે.

એટલામાટે વીર અને પ્રગલ્ભ પુરુષ વૉલ્ટ વ્હિટ્મૅનના સહચર થવાથી આપણે સર્વ એમ કહેવાને સમર્થ થઇશું કેઃ—

"આ વેળાથી સર્વ કાલ્પનિક બંધન મર્યાદાથી હું;
નિજને મુક્ત થયેલો પૂરેપૂરો, માનો, માનું છું;
હું મારો પોતાનો સ્વામી થઇને ઇચ્છું ત્યાં વિચરું;
હવે દાસ્ય હું કોઇનું પણ કદાપિ નહિ તે નહિજ કરું;
અન્ય જનોનું કથન સાંભળી વિચાર તેનો કરીશ હું;
અટકી, શોધી, સ્વીકારીને ધ્યાન અચલ દૃઢ ધરીશ હું;
મૃદુ પણ દૃઢ સંકલ્પશક્તિથી આગળ વધતો રહીશ હું;
જે બંધન રાખે સીમામાં તેને ન હવે સહીશ હું;

તોડી ફોડી બંધશૃંખલા સ્વતંત્ર થઇને સંસારે;
યથેચ્છ વિચરણ સર્વ સ્થળમાં સદૈવ કરવું છે મારે!"*

એ એક અત્યન્ત આનંદનો વિષય છે કે, પરમાત્માના નિરવધિ કિંવા અમર્યાદ સત્યનાં દ્વાર સર્વને માટે સદૈવ ખુલ્લાં છે અને ત્યાં ભિન્નતા કિંવા ભેદનો નિવાસ છે જ નહિ. અર્થાત્ જેટલા પ્રમાણમાં એક મનુષ્ય એ સત્યની ઇચ્છા રાખે છે અને જેટલા પ્રમાણમાં એ સત્યના પ્રવેશમાટે પોતાના અંતઃકરણનાં દ્વારને ખુલ્લાં રાખે છે, તેટલા જ પ્રમાણમાં તે સત્ય તેને પોતાનું વિહારસ્થાન બનાવી દે છે.

હવે જે પ્રજ્ઞા આપણા નિત્યના જીવનમાં આપણી માર્ગદર્શિકા રહ્યા કરે છે તે પ્રજ્ઞાના આગમનના નિયમને જાણ્યા પછી અને દક્ષતાથી તેનો ઉપયોગ કરવાને સમર્થ થયા પછી એવી કોઈ યથાર્થ તથા શુભ વસ્તુ રહેતી જ નથી કે જે આપણાથી અજ્ઞાત અને અજ્ઞેય રહી શકે. આપણને એ જાણી લેવા દ્યો કે, સર્વ વસ્તુઓ, જ્યાં તેમને આપણે આત્મસાત્ કરી લીધી, એટલે પછી, આપણી પોતાની જ છે.

"છે નિયમ પરિવર્ત્તન વિનાનો હું નિરંતર માનતો;
જે નિયમથી નહિ કોઈ આત્મા ભ્રષ્ટ વિમુખ કદા થતો;

---

* "From this hour I ardain myself loos'd of limits and imaginary lines.
Going where I list, my own master total and absolute,
Listening to others, considering well what they say
Pausing, searching, receiving, contemplating,
Gently, but with undeniable with divesting myself of the holds that would hold me.'

WALT WHITMAN.

તે આપણામાંહી વસે, તે વસ્તુ આપે સર્વદા;
જે હોય યોગ્ય તથૈવ જે વળી હોય આવશ્યક યદા."*

ધારો કે કોઇવાર કદાચિત્ એવા પ્રસંગો આવી જાય કે જ્યારે કયા માર્ગને સ્વીકારવો અને શું કરવું, એનું નિરાકરણ આપણાથી ન કરી શકાય, તો તે વેળાયે દોષ આપણો પોતાનો જ હોય છે. હવે જ્યારે દોષનું કારણ આપણા પોતામાં જ રહેલું હોય, તો એ પણ સમજી લેવાનું છે કે, એ અસ્વાભાવિક કિંવા અનૈસર્ગિક અવસ્થાને સુધારવાનો ઉપાય પણ આપણા પોતામાં જ રહેલો હોવો જોઇએ. જો આપણા અંતરમાં રહેલી શક્તિઓ તથા આપણા આંતરિક પ્રકાશનું આપણુને નિરંતર ભાન અને જ્ઞાન રહ્યા કરતું હોય, તો પછી એવી અનૈસર્ગિક અવસ્થામાં આવી પડવાનો સંભવ જ રહેતો નથી. આત્મજ્યોતિ તો નિરંતર પ્રકાશેલી જ રહે છે અને તેથી આપણે જે કાંઈ કરવાનું છે તે માત્ર એટલું જ કે, તે આત્મપ્રકાશ અને આપણા વચ્ચે આ કિંવા તે કોઇ પણ પ્રત્યવાયકારક પદાર્થને આવવા ન દેવો. "તારામાં જ જીવનનો પ્રવાહ રહેલો છે; તારા પ્રકાશમાં જ અમે પ્રકાશને અવલોકીશું !"

એક આત્મપ્રકાશમંડિત પુરુષ કે જેના જેવો આત્મપ્રકાશમંડિત અન્ય કોઈ પુરુષ મારા જેવા કે જાણવામાં આવ્યો નથી અને જે પુરુષ એ આત્મપ્રકાશના પરિણામે અમુક પ્રકારનો પ્રસંગ આવતાં હવે શું કરવું અને શું ન કરવું એવા પ્રકારના સંશયમાં કદાપિ આવી પડતો નથી, તે મહાપુરુષના શબ્દો આપણને સાંભળવા દ્યો. તે કહે છે કે, "જ્યારે પણ તમે એવા પ્રકારના સંશયમાં આવી

---

* "I hold it as a changeless law,
From which no soul can sway or swerve,
We have that in us which will draw,
Whate'er we need or most deserve."

પડો કે હવે કયો માર્ગ લેવો અને કયો માર્ગ ન લેવો; તે વેળાયે માર્ગદર્શનનાં સર્વ બાહ્ય સાધનોને તપાસી જોયા પછી, તમારાં આંતરિક નેત્રોને નિહાળવા દ્યો, તમારાં આંતરિક શ્રવણોને સાંભળવા દ્યો તથા સરળ, સ્વાભાવિક અને સુંદર પદ્ધતિ કિંવા વિધિને કોઈ પણ પ્રકારના પ્રશ્ન કિંવા સંશયના અવરોધ વિના આગળ અને આગળ વધવા દ્યો...........'સર્વ સંકટસમયમાં તેમ જ અનભ્યસ્ત તથા અપરિચિત વ્યગ્રતા કિંવા ચિત્તવિક્ષેપના પ્રસંગે ક્રિશ્ચિયન્ ધર્મશાસ્ત્રમાંથી મળી આવતા આવશ્યકીય અનેક આદેશો પ્રમાણેના જ એક ઇચ્છિત આદેશને અનુસરવાની આવશ્યકતા છે. એ આદેશોને નિત્ય અસંખ્ય જનો વાંચ્યા કરે છે, પરંતુ મહાખેદનો વિષય છે કે, એના અર્થને બહુ જ અલ્પસંખ્ય મનુષ્યો સમજી શકે છે. એ આદેશ એવો છે કે: "તમારા આંતરિક કક્ષમાં ચાલ્યા જાઓ અને દ્વારને બંધ કરી લ્યો!" શું ત્યારે આનો અક્ષરશઃ એવો અર્થ થાય છે કે, આપણે ખાનગી ઓરડામાં જઇને દ્વારને અંદરથી ચાવી ચઢાવી દેવી? જો આ વાકયનો એવો જ અર્થ થતો હોય, તો એ આજ્ઞાનું જળ કિંવા સ્થળમાં કદાપિ પરિપાલન થવાનો સંભવ જ નથી તેમ જ ક્રાઇસ્ટ્નો નગરમાંના નિવાસાલયોમાંના બંધ ઓરડા કરતાં તડાગ તથા અરણ્યોમાં જ અધિક પ્રેમ હતો; અત્યારે પણ તેના ઉપદેશોનો એટલો બધો સર્વત્ર સંચાર થએલો છે કે આ ભૂમિતલમાં એવું એક પણ સ્થાન મળવું અશકય છે કે જ્યાં વસવાથી આપણે તેના એ ઉપદેશોને સર્વથા ન જ સાંભળી કે અનુસરી શકીએ.*

---

* અર્થાત્ એનો વ્યાવહારિક અર્થ એવો થાય છે કે, તમે તમારા આત્મામાં પ્રવેશ કરો અને આત્મચિંતનમાં નિમગ્ન થાઓ. આત્મચિંતનથી ચિત્તવિક્ષેપનું નિવારણ થતાં પરમશાંતિની પ્રાપ્તિ થાય છે, એવો યોગશાસ્ત્રનો સિદ્ધાંત છે અને એ અનુભવસિદ્ધ વાર્ત્તા છે.

આત્મપ્રકાશમંડિત પુરુષોમાંનો ભાગ્યે જ આપણા જોવામાં આવ્યો હશે તેવો એક પુરુષ હતો અને નગરમાંના એક કાર્યાલયમાં જ્યાં તેનું ટેબ્લ ગોઠવેલું હતું ત્યાં અન્ય પણ કેટલાક સદ્‌ગૃહસ્થો વ્યવસાય કરતા હતા અને નિરંતર વારંવાર ઉચ્ચ સ્વરથી બોલ્યા કરતા હતા. પરંતુ પોતાની આસપાસના એ નાનાવિધ ધ્વનિઓથી તેની મનઃશાંતિનો લેશ માત્ર પણ ભંગ થતો ન હતો અને તે આત્મનિષ્ઠ તથા આત્મસ્થિત પુરુષ ચિત્તવિક્ષેપના કોઈ પણ પ્રસંગે પોતાની આસપાસ નિર્જનતા કિંવા એકાંતવાસના પટને ખેંચી લેતો હતો અને તે પણ એટલાબધા સંપૂર્ણ પ્રમાણમાં કે તેના યોગે તે પોતાના આત્મિક વાતાવરણમાં એવો તો પરિપૂર્ણ પૂરાઈ જતો હતો અને સમસ્ત કોલાહલથી એટલો વિયુક્ત થઈ જતો હતો કે, જાણે તે કોઈ એક પ્રાચીન અરણ્યમાં પોતે એકલો જ બેઠો હોયની! એવો જ તેને અનુભવ થતો હતો. પોતાની વેદનાને એક સ્પષ્ટ પ્રશ્નના સ્વરૂપમાં મૌનયુક્ત પોતાના અંતઃકરણમાં ધારીને જ્યાંસુધી તે પ્રશ્નનું યથાર્થ ઉત્તર ન મળે અથવા અંતરમાંથી જ યોગ્ય નિરાકરણ ન થાય, ત્યાંસુધી તે નિષ્ક્રિય દશામાં જ બેસી રહેતો હતો. આનું પરિણામ એ હતું કે, તેના પોતાના અનેક વર્ષોના અનુભવમાં તેણે એક પણ એવો પ્રસંગ જોયો નહોતો કે જ્યારે તેને નિરાશ થવાની કિંવા અવળે માર્ગે ચઢી જવાની વેળા પ્રાપ્ત થઈ હોય. અંતર્દર્શન તે આપણી નિત્યની ક્ષુધાને સંતુષ્ટ કરવામાટેનો નિત્યનો આહાર છે; અર્થાત્ એ આંતરિક સત્યના દર્શનથી જ અંતઃકરણની જ્ઞાનક્ષુધાનું નિવારણ થાય છે; તે આહાર પ્રતિદિવસ અમૃતભોજન મૅન્ના પ્રમાણે આવે છે અને તે યથોચિત ભોજન કેવળ તે દિવસની આવશ્યકતા પૂરતું જ હોય છે. પરંતુ એ ભોજનને તત્કાળ આરોગી જવાની આવશ્યકતા છે; કારણ કે, એમાં વેળાનો ક્ષેપ કરવાથી અંધકાર અથવા અજ્ઞાનનો આવિ-

ર્ભાવ થાય છે અને તેથી જેમ જેમ આપણે એ અંતર્જ્ઞાનરૂપ ભોજનને આરોગવામાં અધિકાધિક વિલંબ કરીએ છીએ, તેમ તેમ આપણે પાર્થિવ ઇચ્છાની ભ્રાંતિઓમાંથી ઉત્પન્ન થતી પરસ્પર વિરોધિની નૈતિક કલ્પનાના પરિચ્છદવડે અંતર્જ્ઞાનને આવૃત્ત કરી નાખવામાટે અધિકાધિક પ્રમાણમાં પ્રમાદપૂર્ણ સંસ્કારોને આવાહન કરીએ છીએ, એમજ આપણે નિશ્ચય પૂર્વક સમજવાનું છે.

"વિશ્વવ્યાપક નિયમવડે માત્ર એકજ આદેશ કરાયલો છે અને તે આદેશનું આપણે પાલન કરવુંજ જોઇએ. કેવળ સત્યને જાણવામાટેની એક માત્ર ઇચ્છા વિના અન્ય સર્વ વાસનાઓને સર્વથા ત્યાગી દ્યો અને જ્યાં તમને નિઃસંશય સત્યનો સાક્ષાત્કાર થાય એટલે તત્કાળ તદનુસાર ચાલવાનો યત્ન કરો. સત્યના જિજ્ઞાસુએ એ સત્યના સ્નેહ વિના અન્ય કોઈ પણ આસક્તિને કદાપિ પોતાના હૃદયમાં સ્થાન આપવાનું નથી. આ આદેશનું પાલન કરો અને એનું કદાપિ વિસ્મરણ થવા ન દ્યો કે વિશ્વાસ અને વાસના વર તથા વધૂ હોવાથી સદાસર્વદા અવિભાજ્ય છે. આ પ્રમાણે વર્ત્તવાથી તમે તમારા અતઃપૂર્વ અંધકારાવૃત્ત માર્ગને સ્વર્ગીય પ્રકાશવડે પ્રકાશિત થયેલો જોઈ શકશો; કારણ કે, આંતરિક સ્વર્ગસાથે સર્વ બાહ્ય સ્વર્ગો સંપૂર્ણ સહયોગિતાને ધરાવનારાં છે." 'એકાંત'માં જવું, એટલોજ આનો આશય છે. સત્યનો સાક્ષાત્કાર કરવો અને આ વિશ્વમાં અવતરતા પ્રત્યેક મનુષ્યને જે પ્રકાશ પ્રકાશિત કરે છે તે પ્રકાશ અનુસાર ચાલવું, એટલોજ એનો ભાવાર્થ છે. તાત્પર્ય કે, તમારા પોતાના આત્માના નાદનું શ્રવણ કરો અને તે નાદ અનુસાર જ ચાલતા રહો, એમાંજ તમારું શાશ્વત કલ્યાણ છે.

આત્મા પવિત્ર હોવાથી જો તેને આપણે અનંત આત્મા પ્રતિ નિઃસંદેહ અને વિમળ થવા દઈએ, તો તે આત્મા સર્વ વસ્તુઓને આપણા સમક્ષ વ્યક્ત કરે છે. મનુષ્ય એ દિવ્ય પ્રકાશથી દૂર

થાય છે એટલે સર્વ વસ્તુઓ તેનાથી ગુપ્ત થઈ જાય છે. પરંતુ વાસ્તવિક રીતે આત્માથી તે વસ્તુઓ ગુપ્ત હોતી નથી. જ્યારે આધ્યાત્મિક જ્ઞાનનો ઉદય થાય છે ત્યારે તે આધિભૌતિક જ્ઞાન તથા બુદ્ધિની સર્વ મર્યાદાઓનો અતિક્રમ કરી જાય છે. જેટલા પ્રમાણમાં આપણે એ ભૌતિક જ્ઞાનવડે મંડાયલી મર્યાદાથી મુક્ત થવાને સમર્થ થઇએ છીએ અને જેટલા પ્રમાણમાં સત્ય જીવનની અનંત જીવન સાથેની એકતાનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ, તેટલા પ્રમાણમાં આપણે તે સ્થાનમાં પહોંચવાનો આરંભ કરીએ છીએ કે જ્યાં નિરંતર આત્મનાદ થયા કરે છે અને જ્યાં કદાપિ એ આત્મનાદનો અવરોધ થતો નથી. જો આપણે એ આત્મનાદને અનુસરીએ, તો તેના પરિણામે આપણને નિરંતર ત્યાં પવિત્ર પ્રકાશ તથા પરિચાલન—ઉપદેશ-ની પ્રાપ્તિ થયા કરે છે. આ જ્ઞાનની પ્રાપ્તિ અને આ જ્ઞાનના સાક્ષાત્કારથી મરણ પછીનું સ્વર્ગીય જીવન ભોગવાય છે એમ નથી, કિન્તુ એ જ્ઞાનસાક્ષાત્કારના યોગે આ સ્થાનમાં અત્યારે, આજે અને પ્રતિદિવસ આપણે અનંત જીવન અથવા સ્વર્ગીય જીવનને ભોગવવાને સમર્થ તથા શક્તિમાન્ થઇએ છીએ.

કોઈ પણ માનવ આત્મા એ સ્થિતિથી વિહીન નથી. જ્યારે આપણે આપણા વદનને સત્ય દિશામાં વાળીએ છીએ, તે વેળાયે જેવી રીતે કુસુમ વિકસે છે અને વાયુ વાય છે, તેવી જ રીતે નૈસર્ગિકતાથી એ સ્થિતિનો આવિર્ભાવ થવા માંડે છે. એ વસ્તુને ધન આપીને કિંવા મૂલ્ય આપીને ખરીદી શકાતી નથી. એ એક એવી વસ્તુ છે કે, જેને ધનાઢ્ય અને દરિદ્ર, રાજા અને કૃષિકાર, સ્વામી અને સેવક તેમ જ વિશ્વનાં સર્વ મનુષ્યો એક સરખી રીતે—કોઈ પણ પ્રકારના ભેદ વિના—કેવળ સાક્ષાત્કાર અને સાક્ષાત્કારવડે જ પ્રાપ્ત કરી શકે છે. સર્વ મનુષ્યો એ વસ્તુના સમાન દાયાદ (હકદાર વારસ) છે; અને એટલામાટે

જો એક કૃષિકાર અથવા ગ્રામ્યજન એ સ્થિતિનો પ્રથમ સાક્ષાત્કાર કરી લે છે, તો તે તેના રાજાના જીવન કરતાં પણ સુંદર તથા સત્તાધીશ જીવનનો ઉપભોગ કરી શકે છે. જો એક સેવક એ વસ્તુનો પ્રથમ સાક્ષાત્કાર કરે છે, તો તે પોતાના સ્વામીના જીવન કરતાં અતિશય ઉત્તમ જીવનનો ભોક્તા થઈ જાય છે. અર્થાત્ અહીં રાખનારની તલ્વાર નહિ, પણ મારે તેની તલ્વાર છે.

જો તમને, જેને કેવળ આ વિશ્વ નહિ, કિન્તુ કોઈ પણ વિશ્વ એક ઉચ્ચતમ, સંપૂર્ણતમ અને વિશાળતમ જીવન તરીકે જાણી શકે છે, તે જીવનની ઉપલબ્ધિ થઈ જાય, તો પછી અનંત જીવનથી તમારા જીવનની ભિન્નતા વિશેના જ્ઞાનને તત્કાળ ત્યાગી દ્યો. તમારી અનંત સાથેની એકતાના ભાવને જ વળગી રહો. જેટલા પ્રમાણમાં તમો એ ભાવને વળગી રહેશો, તેટલા પ્રમાણમાં તે અનંત જીવનનો તમને વધારે અને વધારે સાક્ષાત્કાર થતો રહેશે અને જ્યારે તમારું જીવન સાક્ષાત્કારમય થઈ જશે ત્યારે તમો જાણશો કે, કોઇ પણ શુભ વસ્તુ તમારાથી અજ્ઞાત રહે તેમ નથી; કારણ કે, એમાં સર્વ વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે. કોઈ પણ પ્રકારના ભય કિંવા અવરોધ વિના આજે તમારે જે કાંઈ પણ કરવાનું હોય તે આજે જ કરી નાખશો અને આવતી કાલ આવશે ત્યારે આવતી કાલના કર્તવ્યની પૂર્તિમાટે તત્પર રહેશો, એવા પ્રકારની સ્થિતિ એ સાક્ષાત્કારથી તમને પ્રાપ્ત થશે; કારણ કે, એ અનંત જીવનના સાક્ષાત્કારથી એ તો તમો સારી રીતે જાણી જશો કે, આવતી કાલનાં માનસિક, આત્મિક તથા ભૌતિક જીવનનાં નિર્વાહસાધનોને આવતી કાલ લેતી આવશે; એટલે કે, આવતી કાલ આવતાં સુધી આવતી કાલનાં સાધનોની આવશ્યકતા ન હોવાથી તે વિશેની આજે કાંઇ પણ ચિન્તા રાખવાની નથી.

જો કોઈ પણ મનુષ્ય ઉપર્યુક્ત સિદ્ધાંતમાં સંપૂર્ણ વિશ્વાસ

તથા શ્રદ્ધા રાખે, તો એ સિદ્ધાંત કદાપિ તેને ત્યાગતો નથી. એ સિદ્ધાન્તનાં જે કેટલીકવાર અનિશ્ચિત તથા અસંતોષકારક પરિણામો આવે છે, તે કેવળ એ સિદ્ધાન્તમાંના અર્ધદગ્ધ અને ડગમગતા વિશ્વાસનું જ ફળ હોય છે. પરમાત્મા કરતાં દૃઢતર તથા અધિક નિશ્ચયપૂર્ણ અન્ય કોઈ પણ વસ્તુ છે જ નહિ; અને તેટલામાટે જે કોઈ પણ પોતાનો સર્વસ્વ ભાર તેના શિરપર જ નાખી દે છે, તેને પરમાત્મા કદાપિ ત્યાગતો નથી તે નથી જ. અર્થાત્ એથી એમ નિર્વિવાદ સિદ્ધ થાય છે કે, મનુષ્ય કોઈ પણ સ્થિતિમાં હોય—એટલે કે, જાગરણમાં, નિદ્રાધીન અવસ્થામાં, કાર્ય કરતી વેળાયે, અવકાશના સમયમાં તેમ જ દિવસે કે રાત્રે,— તોય તેણે સદાસર્વકાળ સાક્ષાત્કારમાં જ જીવન ગાળવું, એજ જીવનનું રહસ્ય છે. આપણે જાગ્રત હોઇએ છીએ તે વેળા કરતાં આપણે નિદ્રિત હોઇએ છીએ તે વેળાયે એ અનંત જીવનનો સાક્ષાત્કાર કાંઈ ન્યૂન પ્રમાણમાં કરી શકાતો નથી. આ કથનની પુષ્ટિમાટે નિદ્રિત અવસ્થામાં પણ સૂચન તથા પ્રકાશને કેવી રીતે મેળવી શકાય છે, એ વિશેની કેટલીક સત્ય ઘટનાઓનો આપણે વિચાર કરીશું.

નિદ્રિત અવસ્થામાં કેવળ આ ભૌતિક શરીર જ વિશ્રાંતિ લે છે અને શાંત તથા નિશ્ચેષ્ટ સ્થિતિમાં પડેલું હોય છે; પરંતુ આત્મજીવન તો પોતાની સર્વ કર્તૃત્વશક્તિઓવડે કાર્ય કરતું જ હોય છે. નિદ્રા તે શરીરના આરોગ્યમાટેનું, પુનઃ રચનાનું કિંવા જાગ્રદવસ્થામાં શરીરની સતત જે ક્ષીણતા થયા કરે છે તે ક્ષીણતાના સ્થાનમાં નવીન તત્ત્વને ભરવામાટેનું નિસર્ગદેવીએ આપેલું એક પ્રકારનું ખાદ્ય કિંવા ઔષધ છે. ક્ષીણતાના સ્થાનમાં નવીન પોષક તત્ત્વને ભરી દેવામાટે જો સંપૂર્ણ પ્રમાણમાં શરીરને નિદ્રા-વિશ્રાંતિ ન આપવામાં આવે, તો તેથી ધીમે ધીમે શરીર શોણિતહીન તથા નિર્બળ થતું જાય છે અને જ્યારે શરીર એવી

સ્થિતિમાં હોય છે, તે વેળાયે કોઇ પણ રોગ અથવા વ્યાધિનો તત્કાળ તેમાં પ્રવેશ થઇ શકે છે. આ કારણથી જે મનુષ્યોને સંપૂર્ણ નિદ્રા નથી આવતી તે મનુષ્યોને, તેઓ જે વેળાયે અનિદ્રાથી થાકી ગયેલા તથા વ્યાકુળ થયેલા હોય છે, તે વેળાયે શૈત્ય ( શરદી )ની બાધા તત્કાળ થઈ જાય છે; કારણ કે, એ વેળાયે શરીર જેવી સ્થિતિમાં હોય છે તે સ્થિતિમાં, શરીરની નિત્યની સમધારણ સ્થિતિ કરતાં, બાહ્ય વિકૃતિઓ શરીરમાં અધિક બળયુક્ત પરિણામ નિપજાવી શકે છે; અને જ્યારે એ બાહ્ય વિકૃતિઓ એવું પરિણામ નિપજાવે છે ત્યારે નિરંતર તેઓ નિર્બળ વિભાગોમાં પ્રથમ પ્રવેશ કરે છે.

આપણે સાધારણતઃ જે ઉદ્દેશોમાટે આપણાં શરીરોનો ઉપયોગ કરીએ છીએ, તેમના કરતાં ઉચ્ચતર ઉદ્દેશોની સિદ્ધિમાટે આ શરીરો આપણને અપાયલાં છે. જ્યાં દેહ પોતાના સ્વામીનો પણ સ્વામી બનેલો હોય છે, ત્યાં તો વળી આ સ્થિતિ વિશિષ્ટ પ્રમાણમાં સત્ય સિદ્ધ થયેલી દેખાય છે. પરંતુ જેટલા પ્રમાણમાં આપણે મન તથા આત્માની ઉચ્ચતર શક્તિઓનો સાક્ષાત્કાર કરીએ છીએ, તેટલા પ્રમાણમાં તે મન તથા આત્માની ઉચ્ચતર શક્તિઓના શરીરમાં થતા પરિણામના યોગે અથવા શરીરમાં પડતા પ્રભાવના યોગે શરીર ન્યૂન જડ તથા ભારી થતું જાય છે, એટલે કે, બંધારણ તથા સ્વરૂપમાં સૂક્ષ્મતાને સ્વીકારતું જાય છે. અને ત્યાર પછી મનને પોતામાં જ વિલાસરાજ્ય મળવાથી તેમ જ અન્ય સર્વ ઉચ્ચતર વસ્તુઓમાં વિહરવાનો અવસર મળવાથી ખાનપાન તેમ જ વિહાર વિલાસમાંની તેની અતિશય આસક્તિ સ્વાભાવિક રીતે અને પોતાની મેળે જ ન્યૂન થવા માંડે છે. મનને આવી ઉચ્ચતર અવસ્થા પ્રાપ્ત થતાં પશુઓનાં માંસ તથા મદિરા આદિ જડ, ભારી અને હલકા પ્રકારનાં ખાનપાન કે જેઓ શરીરને તથા બુદ્ધિને બલિષ્ટ, સ્વચ્છ,

પુષ્ટ, સ્થિર અને નીરોગી કરવાને બદલે કેવળ શરીર તથા વિકારોને જ ઉત્તેજિત કરે છે, તેવાં ખાનપાનમાટેની તેની આસક્તિનો પણ લય થવા માંડે છે. જેટલા પ્રમાણમાં શરીર તેના બંધારણ તથા સ્વરૂપમાં અધિક સૂક્ષ્મ તથા ન્યૂન જડ થાય છે, તેટલા પ્રમાણમાં શરીરની ક્ષીણતા પણ ઓછી થાય છે અને જે થોડી ઘણી ક્ષીણતા થાય છે તે તત્કાળ ભરી શકાય છે અને તેથી શરીર અધિક નિયમિત તથા સમતોલ અવસ્થામાં રહી શકે છે. જ્યારે શરીર આવી ઉત્તમ અવસ્થામાં આવે છે, ત્યારે પછી સ્વાભાવિક જ તેને નિદ્રા પણ બહુ ઓછી જ જોઇએ છે; અને એ ઓછી નિદ્રા જડ શરીર કરતાં અજડતાવાળા શરીરને બહુ જ સારો લાભ પહોંચાડી શકે છે.

આવી રીતે શરીર જેમ જેમ સૂક્ષ્મતર અને અન્ય શબ્દમાં કહીએ તો શુદ્ધપરમાણુમંડિત થતું જાય છે અને જેમ જેમ તેની ઉત્ક્રાંતિનો વિધિ ઉન્નત થતો જાય છે; તેમ તેમ તે ઉચ્ચતર દર્શનોના સાક્ષાત્કારના કાર્યમાં મન તથા આત્માને સહાયતા કરે છે; અર્થાત્ જેવી રીતે મન શરીરને સહાયતા આપે છે તેવી જ રીતે આ પ્રકારે શરીર મનને સહાયતા આપે છે. જ્યારે કવીશ્વર બ્રાઉનિંગે નિમ્ન પંક્તિઓ લખી હતી, તે વેળાયે નિઃસંશય તેના મનમાં આ સત્ય વાર્ત્તા રમી રહેલી હતી. તે કહે છે કેઃ—

"શ્રેષ્ઠ વસ્તુઓ સકળ, વિશ્વની, જે તે સર્વ ન બીજાની;
સદા આપણી અને આપણી શ્રેષ્ઠ વસ્તુઓ લ્યો માની;
આત્મસહાયક દેહ જેટલો થઈ શકે છે અત્યારે;
તેથી વિશેષ દેહસહાયક નથી થતો આત્મા ભારે."*

---

* "Let us cry 'All good things are ours, nor
soul helps flesh, more now,
Than flesh helps soul.'

BROWNING

આ કથનથી એટલું તો અવશ્ય સિદ્ધ થાય છે કે, શરીરમાં થતી ક્ષીણતાની ગર્ત્તાને પૂરી નાખવામાટે અને શરીરને વિશ્રામ આપવામાટે નિદ્રાની અતિશય આવશ્યકતા છે. પરંતુ આત્માને એવા વિશ્રામની આવશ્યકતા નથી અને તેથી દેહ જ્યારે નિદ્રાધીન થઇને વિશ્રામ લેતો હોય છે, તે વેળાયે પણ આત્મા તો દેહની જાગ્રદવસ્થામાં જેવો કર્મશીલ હોય છે, તેવો અને તેટલો જ કર્મમગ્ન રહ્યા કરે છે.

આત્માની કર્ત્તવ્યશીલતાના ગહન જ્ઞાનને ધરાવનારા જે કેટલાક પુરુષો છે તેઓ કહે છે કે, જ્યારે આપણે નિદ્રાધીન થઇએ છીએ ત્યારે આપણે પ્રવાસ કરીએ છીએ. કેટલાક એવા પુરુષો પણ છે કે, જેઓ, તેમણે નિદ્રિત અવસ્થામાં જે જે દૃશ્યોને જોયાં હોય, જે જે જ્ઞાન મેળવ્યું હોય અને જે જે ઘટનાઓને અનુભવી હોય, તે સર્વ દૃશ્ય, જ્ઞાન તથા ઘટનાઓને જાગ્રદવસ્થામાં પણ પોતાના સ્થૂલ મસ્તિષ્કમાં લાવવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવે છે.

લોકોનો વિશેષ ભાગ આમ કરવાને સમર્થ હોતો નથી અને તેથી તેમના ઉપયોગમાં આવી શકે એવા કેટલાક જ્ઞાનને તેઓ ખોઈ નાખે છે. આ વિષયના જ્ઞાતાઓનો એવો અભિપ્રાય છે કે, એના નિયમને આપણે જેટલા પ્રમાણમાં જાણી શકીએ, તેટલા પ્રમાણમાં એ નિદ્રિત અવસ્થામાં મેળવેલા અનુભવોને જાગ્રદવસ્થામાં પણ સ્થૂલ મસ્તિષ્કમાં લાવવાનું સામર્થ્ય આપણને પ્રાપ્ત થાય છે.

જ્યારે, અનન્ત આત્મા સાથે આપણો સંબંધ કરાવી આપનાર આત્મા નિરંતર કર્ત્તવ્યશીલ જ હોય છે અને તે એટલે સુધી કે, જ્યારે દેહ નિદ્રાધીન થયેલો હોય છે તે વેળાયે પણ આત્મા કર્ત્તવ્યહીન થતો નથી, તો પછી એમ શામાટે ન બની શકે કે મનુષ્યની નિદ્રિત અવસ્થામાં મન આત્માપાસેથી સતત

પ્રકાશને મેળવ્યા કરે અને તે જે કાંઈ મેળવે તેને મનુષ્યની જાગ્રદવસ્થામાં વ્યક્ત સ્વરૂપમાં લાવી મૂકે ? ખરેખર આમ બની શકે તેમ છે અને કેટલાકોવડે આ કાર્ય લાભદાયક સીમાપર્યન્ત કરાયલું છે. અનેક વાર આત્માપાસેથી ઉચ્ચતમ પ્રેરણાઓ આવી રીતે જ આવે છે અને એમાં અસ્વાભાવિક જેવું કાંઈ પણ નથી; કારણ કે, નિદ્રાના સમયમાં બાહ્ય વિશ્વ સાથેના સંબંધનો અવરોધ થતો હોવાથી જડ વિશ્વના વ્યવહારોનો તેમાં પ્રવેશ થતો નથી અને તેથી આંતરિક વિશ્વની પ્રેરણાના ઉદ્ભવનો એ વેળાયે અધિક સંભવ હોય છે. હું એવાં અનેક મનુષ્યોને ઓળખું છું કે, જેઓ આવી રીતે નિદ્રામાં બહુ જ કાર્ય કરી શકે છે અને પોતાના ઇષ્ટ વિષયવિષયક બહુ પ્રકાશને મેળવી શકે છે. એ તો આપણામાંના ઘણાક જનો સારી રીતે જાણે છે કે, જો રાત્રે સૂવા જતી વેળાયે આપણે આપણા મનને અમુક વેળાયે જાગવાની આજ્ઞા કરી દઇએ છીએ એટલે કે અમુક વેળાયે જાગવાનો સંકલ્પ કરીને સૂઇએ છીએ, તો બરાબર તે ધારેલી વેળાએ જ આપણે નિદ્રામાંથી જાગી ઉઠીએ છીએ. વળી વારંવાર કેટલાંક કઠિન પ્રમેયો કે જેમનું જાગ્રદવસ્થામાં નિરાકરણ નથી થઈ શકતું, તેમનું નિદ્રાના કાળમાં સરળતાથી નિરાકરણ થઈ જાય છે, એવો આપણામાંના અનેકોને અનુભવ મળ્યા કરે છે.

મારી એક મૈત્રિણી કે જે એક સુવિખ્યાત વર્ત્તમાનપત્રલેખિકા હતી તેણે પોતામાટે એક સ્પષ્ટ અને સંપૂર્ણ વિસ્તૃત વર્ત્તમાનપત્રલેખ આવી રીતે તૈયાર કર્યો હતો. તે વારંવાર આ સાધનને પોતાની સહાયતામાટે બોલાવે છે. વર્ત્તમાનપત્રના વ્યવસ્થાકારક સંપાદકે તેને સંધ્યાકાળે બોલાવીને પ્રભાત સુધીમાં એક વિશિષ્ટ લેખ લખવામાટેની આજ્ઞા આપી દીધી. એ લેખ એવા પ્રકારનો હતો કે તે લખતાં સાધારણ કરતાં વધારે સંભાળ રાખવાની હતી, માત્ર એટલું જ નહિ, પણ તેમાં

કેટલીક સત્ય ઘટનાઓના જ્ઞાનની પણ આવશ્યકતા હતી. તે એક એવો વિષય હતો કે તે લેખિકા તેની સાથે સંબંધ ધરાવનારી કોઈ પણ વાર્તાને ભાગ્યે જ જાણતી હતી અને તે વિશેના જ્ઞાનને મેળવવાના પ્રયત્નનું, સમય બહુ અલ્પ હોવાથી, કાંઈ પણ યોગ્ય પરિણામ થવાનો સંભવ નહોતો. આવી સ્થિતિમાં તે લેખ લખવાને બેઠી, પરંતુ એ વેળાયે તેની પોતાની શક્તિઓ જાણે તેનો તિરસ્કાર કરતી હોયની! એવો જ તેને ભાસ થવા લાગ્યો અને તેથી તેની લેખિની આગળ ચાલી શકી નહિ. અંતે અતિશય નિરાશ થઇને તેણે શય્યામાં પડવાનો નિશ્ચય કર્યો; પરંતુ શય્યામાં પડ્યા પૂર્વે તેણે સમસ્ત વિષયને એવી રીતે પોતાના મનમાં ઠસાવી દીધો કે જેથી તે નિદ્રિત અવસ્થામાં સારા પ્રમાણમાં જોઇતી સહાયતા મેળવી શકે. તે નિદ્રાને આધીન થઈ ગઈ અને પ્રભાતપર્યન્ત ગાઢ નિદ્રામાં જ પડી રહી. જ્યારે પ્રભાતમાં તે જાગ્રત થઈ ત્યારે તેના મનમાં જે પ્રથમ વિચાર ઉદ્ભવ્યો તે આગલા દિવસની સંધ્યાયે મૂકી દીધેલા કાર્યનો જ વિચાર હતો. તે કેટલીક મિનિટ પર્યન્ત શાંતિથી જ શય્યામાં પડી રહી અને તે એવી રીતે શય્યામાં પડેલી હતી તેવામાં તે લેખ સંપૂર્ણ લખાયલો જાણે તેના મન સમક્ષ આવીને ઉભો હોયની! એમ તેને દેખાયું. તે લેખને પ્રથમ તે આદિથી અંતપર્યંત વાંચી ગઈ, ત્યાર પછી તે શય્યામાંથી ઉઠી અને વસ્ત્રો બદલ્યા વિના જ લેખિનીને હસ્તમાં ધારણ કરીને તે સમસ્ત લેખને પોતાના દ્વારા કાગળપર ઉતારી લીધો. તે લેખ અક્ષરેઅક્ષર ઉતારી લીધેલો હતો; માત્ર તેમાંના અક્ષરો જ તેના પોતાના હતા એટલે કે તે કેવળ લિપિલેખિકા જ હતી.

મનનો એવો એક ધર્મ જ છે કે જ્યારે તે એકાગ્રતાથી અમુક એક વિષયમાં તલ્લીન થઈ જાય છે, તે વેળાયે જ્યાં સુધી કોઈ અન્ય વિચારનો વિષય આવીને તેને અન્ય દિશામાં

ન વાળે ત્યાં સુધી તેની તેના તે જ વિષયના વિચારમાં અખંડ તલ્લીનતા રહ્યા કરે છે. અને નિદ્રામાં તો પૂર્વે જણાવ્યા પ્રમાણે કેવળ શરીર જ નિશ્ચેષ્ટ થઇને શાંતિમાં પડી રહેતું હોવાથી અને મન તથા આત્મા તો તે સમયમાં પણ કર્ત્તવ્યનિયુક્ત હોવાથી શય્યામાં પડતી વેળાયે જો મનને વિચારની અમુક એક વિશિષ્ટ દિશામાં વાળી દેવામાં આવે, તો તે શરીરની નિદ્રાના સમયમાં પણ તે નિર્દિષ્ટ વિષયનો વિચાર કર્યા કરે છે અને પોતાની તે કર્ત્તવ્યશીલતાનાં પરિણામોને મનુષ્યની જાગ્રદ-વસ્થામાં તત્કાળ તેના સમક્ષ લાવીને રજૂ કરી દે છે. કેટ-લાકો સત્વર જ આવા પ્રકારનાં પરિણામોને મેળવવા સમર્થ થાય છે અને કેટલાકોને એવાં પરિણામોને મેળવવાના કાર્યમાં દીર્ઘ કાળનો ભોગ આપવો પડે છે. શાંત અને અખંડ પ્રયત્નવડે એ પરિણામોને મેળવવાના સામર્થ્યની અવશ્ય વૃદ્ધિ થતી રહે છે.

મન નિરંતર ક્રિયાશીલ રહેતું હોવાથી મનઃશક્તિને આકર્ષવાના નિયમના ગુણવડે આપણે નિદ્રિત અવસ્થામાં પણ નિદ્રાધીન થવા પૂર્વે જે વિચારોમાં નિમગ્ન થયા હોઇએ છીએ તે વિચારોના પ્રભાવોને આકર્ષ્યા કરીએ છીએ. વસ્તુસ્થિતિ આવી હોવાથી આપણે નિદ્રાધીન થવા પૂર્વે જેવા વિચા-રોને આપણા હૃદયમાં સ્થાન આપીએ છીએ તેવા જ પ્રકારના પ્રભાવોના સંબંધમાં આવીએ છીએ અને તે જ પ્રમાણે યોગ્ય વિચારોના પરિણામે નિદ્રાધીન અવસ્થામાં પણ આપણે કેટલાક લાભને મેળવી શકીએ છીએ. આપણી આંતરિક શક્તિઓ અનેક પ્રકારે આપણી જાગ્રદવસ્થા કરતાં નિદ્રિત અવસ્થામાં જ વિશેષ મુક્ત તથા વિશેષ ગ્રાહક હોય છે. આ કારણથી જાગ્રદ-વસ્થા કરતાં પણ જ્યારે આપણો નિદ્રાધીન થવાનો સમય થાય તે વેળાયે આપણા વિચારો કેવા પ્રકારના છે, એ વિશે ખાસ સંભાળ રાખવાની આવશ્યકતા છે; કારણ કે, એ વેળાયે

આપણા વિચારની આજ્ઞાથી જે વસ્તુને આપણે આકર્ષીએ છીએ, તેજ વસ્તુની આપણને પ્રાપ્તિ થાય છે. અર્થાત્ અમુક પ્રકારની વસ્તુને મેળવવાનો અધિકાર સર્વથા આપણા પોતાના હસ્તમાં જ રહેલો છે.

અને એજ કારણથી—ગ્રાહકતાનો એ અધિકતર અંશ નિદ્રિત અવસ્થામાં જ કર્ત્તવ્યશીલ હોવાથી—જ્યારે જાગ્રદવસ્થામાં આપણી શારીરિક ઇન્દ્રિયો આપણી આસપાસ વિસ્તરેલા જડ જગત્ સાથે સંપૂર્ણ સંબંધમાં હોય છે, તેના કરતાં તે જ્યારે નિદ્રિત અવસ્થામાં હોય છે, અને જડ જગત્ સાથેનો તેમનો સંબંધ અથવા વ્યવહાર અટકી ગયેલો હોય છે, તે વેળાયે ઉપર્યુક્ત નિયમને જાણવાથી અને તેનો યોગ્ય ઉપયોગ કરવાથી આપણે અમુક પ્રકારના લાભને અધિક ત્વરાથી પ્રાપ્ત કરી શકીએ છીએ. ઘણાકોને આ નિયમના સ્વભાવને અનુસર્યા પછી કેટલાક કાળે એની વ્યાવહારિકતા જાણવામાં આવી શકે તેમ છે; જ્યારે અમુક વિશિષ્ટ પ્રકાશ અથવા જ્ઞાનની આવશ્યકતા હોય અને તે પ્રકાશ અથવા જ્ઞાન તમારામાટે વસ્તુતઃ અતિશય ઉપયોગી છે અને તેટલામાટે તમારે તેની પ્રાપ્તિ કરવી જ જોઇએ, એવી તમારી દઢ માન્યતા હોય; ઉદાહરણ તરીકે, ધારો કે અમુક એક પ્રસંગ એવો આવી પડ્યો છે કે, એ વેળાયે કયો માર્ગ લેવો અને કયો ન લેવો, એનો તમારાથી નિશ્ચય કરી શકાતો નથી અને તેથી એ વિશેનો નિશ્ચય કરાવી શકે એવા પ્રકાશની તમને આવશ્યકતા છે; તો એવા પ્રસંગે રાત્રે શય્યાશાયી થવા પૂર્વે પ્રથમ તમારા મનને શાંત સ્થિતિમાં લાવો અને ત્યાર પછી સર્વનું કલ્યાણ ઇચ્છીને નિદ્રાધીન થાઓ. આમ કરવાથી તમે પોતાને અવિરુદ્ધ અવસ્થામાં લાવી શકશો અને એના પરિણામે તમો બાહ્ય પ્રદેશમાંથી એવી જ શાંતિમયી સ્થિતિઓને પોતાપ્રતિ આકર્ષી શકશો.

એવી રીતે શાંતિના સામ્રાજ્યમાં વિશ્રામ કર્યાં પછી સ્થિરતા તથા શાંતિથી તમારી ગાઢ અભિલાષાને આવશ્યકીય પ્રકાશ અથવા જ્ઞાનને આકર્ષી લાવવામાટે પ્રેષો–મોકલો; તમારા અંતઃકરણુમાંથી સર્વ ભય તથા પ્રલવાયોને એવા રૂપમાં બહાર કાઢી નાખો કે તેમનો તેમાં પુનઃ પ્રવેશ થઇ જ ન શકે; કારણુ કે, "શાંતિ તથા શ્રદ્ધામાં જ તમારા બળનો સમાવેશ થયેલો છે." મનને પોતાની ધારણુા પ્રમાણેની સ્થિતિમાં લાવો અને દઢતાથી એવી ધારણુા તથા શ્રદ્ધા રાખો કે જેના યોગે જ્યારે તમો જાગ્રત થાઓ તે વેળાયે ઇપ્સિત પરિણુામો પોતાની મેળે જ તમારા સમક્ષ આવીને ઊભાં રહે. ત્યાર પછી જાગ્રત થતી વેળાયે બાહ્ય વિશ્વમાંથી અન્ય કોઇ પણુ વિચારો આવીને તમારા ધ્યાનને તલ્લીન કરે, તે પૂર્વે અલ્પ સમય પર્યન્ત તે અંતર્જ્ઞાનને તથા અંતરાત્માના પ્રભાવને સ્વીકારવામાટે થોભી જાઓ. જ્યારે તે અંતર્જ્ઞાન અથવા આંતરિક પ્રકાશ આવી જાય અને પોતાને સ્પષ્ટતાથી વ્યક્ત કરે એટલે પછી નિમેષ માત્રના પણુ વિલંબ વિના તદનુસાર વર્ત્તવાને તત્પર થાઓ. તમે આ પ્રમાણે જેટલા પ્રમાણુમાં વર્ત્તશો, તેટલા જ પ્રમાણુમાં તમારામાં એ કાર્ય કરવાની શક્તિનો બળપૂર્વક પ્રાદુર્ભાવ થતો રહેશે.

કિંવા જો કોઈ નિઃસ્વાર્થ હેતુમાટે પોતાની શક્તિઓને વધારવાની તથા વિકસાવવાની અથવા તો શારીરિક બળ તથા આરોગ્યને વધારવાની તમારી ઇચ્છા હોય, તો મનને તદનુરૂપ સ્થિતિમાં જ રાખો એટલે મનનું તે સ્વરૂપ તત્કાળ તમારી વિશિષ્ટ આવશ્યકતા તથા વાસનાની સિદ્ધિનો માર્ગ તમને બતાવી દેશે. આ પદ્ધતિને સ્વીકારવાથી જે વિશિષ્ટ શક્તિઓ આવા પ્રકારનાં પરિણુામોને લાવી આપનારી છે, તે શક્તિઓ સાથે તમારો સંબંધ તમે બાંધી શકશો, તે શક્તિઓને તમારા પોતામાં તમે કાર્યવાહિની કરી શકશો અને તેના પરિણુામે

તમારા ઇચ્છિત પ્રકાશને તત્કાળ મેળવી શકશે. તમારી ઇચ્છા કિંવા ભાવનાઓને ઉચ્ચ સ્વરથી વ્યક્ત કરતાં જરા પણ ભયભીત થશો નહિ. ઇચ્છા કિંવા ભાવનાના એવા ઉચ્ચ સ્વરાત્મક વ્યકતીકરણથી જે આન્દોલનજનક શક્તિઓ બાહ્ય ભાગમાં ગમન કરે છે, કોઇક સ્થાનમાં જઇને ત્યાં પોતાના પ્રભાવને પાડે છે, અને કર્ત્તવ્યશીલ બનીને તથા અન્ય શક્તિઓ સાથે મળી જઇને તમારી ઇચ્છા કિંવા ભાવનાઓને ફળીભૂત કરે છે; તે આન્દોલનજનક શક્તિઓને તમે ગતિમાં મૂકો છો. જે કોઈ પણ ઉચ્ચતર નિયમો તથા શક્તિઓ સાથે સાનુકૂલતાથી રહે છે તેનાથી કોઈ પણ શુભ વસ્તુ દૂર કિંવા વિરકત રહેતી નથી. જે નર કિંવા નારી પોતામાં સ્વાભાવિક રહેલી શકિતઓને સારી રીતે જાણે છે અને તેમનો દક્ષતાથી ઉપયોગ કરે છે, તેની સર્વ ઇચ્છાઓ કિંવા ભાવનાઓ કદાપિ ફળીભૂત થયા વિના રહેતી જ નથી.

નિદ્રાધીન થતી વેળાયે જો તમો પ્રેમ, શુભવાસના, શાંતિ તથા અવિરુદ્ધતાના વિચારોને સર્વત્ર પ્રેરીને જ નિદ્રાધીન થાઓ, તો તમારી નિદ્રા અધિક શાંત, અધિક આનંદમયી તથા અધિક બલવર્ધિની થવાથી તેના યોગે તમારી શારીરિક, માનસિક તથા આત્મિક શકિતઓની પણ વૃદ્ધિ થયા કરે, એ સ્વાભાવિક જ છે.* આવી રીતે વર્ત્તવાથી તમે વિશ્વમાંની શાંતિ તથા સમ-

---

* આપણી સંસ્કૃત ભાષામાં પણ એવી જ રીતે નિશાના સમયમાં નિદ્રાધીન થવા પૂર્વે પ્રેમ, શુભ વાસના, શાંતિ તથા અવિરુદ્ધતાના વિચારોને પ્રેરવામાટે જે એક શ્લોકનો ઉચ્ચાર કરાય છે, તે શ્લોક આ પ્રમાણે છે:–

"सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद्दुःखमाप्नुयात्" ॥

એનો ભાવાર્થ એવો થાય છે કે: "સર્વ જનો સુખી થાઓ, નિરા-

ભાવનાને પ્રસારનારી શકિતઓ સાથે પોતાના દઢ સંબંધને સાંધો છે, એ તમારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે.

સમસ્ત માનવજાતિના કલ્યાણમાટેના પોતાના પ્રયત્નોથી વિશ્વવિખ્યાત થયેલા મારા એક મિત્રે મને કહેલું છે કે; "અનેક વાર એવું બને છે કે, મધ્યરાત્રિના સમયમાં અચાનક હું નિદ્રામાંથી જાગી ઉઠું છું અને તે વેળાયે મારી કાર્યસંબંધિની એક વિશિષ્ટ યોજનાને પ્રેરણાના ઉલ્લાસ પ્રમાણે મારા મનમાં આવિર્ભાવ થાય છે. હું શાંતિથી શય્યામાં પડ્યો રહું છું અને તે અંતઃપ્રેરણાના આગમનમાટે મારા અંતઃકરણનાં દ્વારોને મુક્ત રાખું છું એટલે તે કાર્યની વિજયકારિણી પદ્ધતિએ સ્પષ્ટતાથી મારા સમક્ષ પ્રકટ કિંવા વ્યક્ત થાય છે. આ રીતિથી અન્યથા જે યોજનાએ વિચારમાં કિંવા કલ્પનામાં પણ આવવી અશક્ય હોય છે અને જે યોજનાએ સમસ્ત વિશ્વને અત્યંત આશ્ચર્યકારક જણાય છે, તેવી અનેક યોજનાએમાં મારો પ્રવેશ થઈ શક્યો છે અને તે યોજનાઓને હું વિજયની ચરમ સીમાયે પહોંચાડી શક્યો છું. મારો એ મિત્ર ધારણક્ષમ ગઠનવાન્ મનુષ્ય છે, તેનું જીવન ઉચ્ચતર નિયમો સાથે અનુરૂપતા ધરાવનારું છે અને જે કાર્યને તેણે પોતાનું જીવન સમર્પી દીધું છે તે કાર્યમાં તે સર્વસ્વભાવે તલ્લીન રહેનારો છે. એ સર્વ પ્રેરણાએ કયા મૂળસ્થાનમાંથી આવે છે અને કેવી રીતે આવે છે, એના રહસ્યને તે સંપૂર્ણતાથી જાણી શકતો નથી. ખરેખર એમ જ છે; કારણ કે

મય (નીરોગી) થાઓ, કલ્યાણોને અનુભવો અને કોઈ પણ જન દુઃખભાગી ન થાઓ!" માત્ર એટલું જ નહિ, પણ આપણાં સંસ્કૃત નાટકોમાં નાટકની સમાપ્તિની વેળાયે જે 'ભરતવાક્ય' વદાવવાની પદ્ધતિ છે, તે 'ભરતવાક્ય'માં પણ આવા પ્રકારના વિચારોનો જ બહુધા સમાવેશ થયેલો હોય છે. અર્થાત્ જો કે ભારતીયોમાટે આ નિયમ નવીન તો નથી જ, તોપણ એ નિયમના પરિપૂર્ણ પાલનની અતિશય આવશ્યકતા છે.

તેના આ સિદ્ધાન્તનો જો કે પ્રત્યેક મનુષ્યને અનુભવ, અલ્પ-સ્વલ્પ પ્રમાણમાં પણ થાય છે, પરંતુ એના રહસ્યને કોઈ પણ જાણતું નથી. પરંતુ એ રહસ્યને વિશેષ નહિ તો એટલા પ્રમાણમાં જાણવાની તો આપણને આવશ્યકતા છે જ કે, જે કોઈ પણ પોતાના જીવનના ઉચ્ચતર નિયમો અનુસાર પોતાના જીવનને ગાળે છે અને તે નિયમોના પ્રવેશમાટે જે પોતાના અંતઃકરણને મુક્ત રાખે છે, તે મનુષ્યને અવશ્ય આવી પ્રેરણાઓની પ્રાપ્તિ થાય છે અને થાય છે જ.

દિવ્ય દર્શન તથા દિવ્ય પ્રેરણાઓમાટે આપણે જેટલા પ્રમાણમાં યોગ્ય પરિસ્થિતિને નિર્માણ કરી રાખીએ છીએ, તેટલા પ્રમાણમાં આપણને દિવ્ય દર્શન તથા દિવ્ય પ્રેરણાઓની પ્રાપ્તિ થાય છે. આ વિષયનો જેણે અત્યંત ગહન અભ્યાસ કરેલો છે, તેવો એક પુરુષ કહે છે કે: "જે વેળાયે શરીર નિદ્રાવશ થયેલું હોય, તે વેળાયે આધ્યાત્મિક શિક્ષણને મેળવવું એ એક સંપૂર્ણ નિયમિત તથા નિયમબદ્ધ અનુભવસિદ્ધ વાર્ત્તા છે. જો આપણે બાહ્ય સ્થિતિમાં ન્યૂન તથા આંતરિક સ્થિતિમાં તેટલા જ પ્રમાણમાં અધિક ધ્યાન પરોવીએ અને બાહ્ય સ્થિતિમાં ધ્યાન પરોવવાની સત્ય માની લીધેલી છતાં અસત્ય આવશ્યકતાને વિસરી જઈએ, તો આપણા સર્વના જીવનમાં એ અનુભવનો યથાર્થ તથા સંતોષકારક સાક્ષાત્કાર થવાનો સંભવ છે......અત્યારે આપણે જે સ્થિતિમાં છીએ અને ભવિષ્યમાં જે સ્થિતિ આપણને પ્રાપ્ત થવાની છે, તે સ્થિતિની પ્રાપ્તિ કરાવનારા આપણા વિચારો જ છે અને આપણા એ વિચારો અનેકવાર દિવસ કરતાં રાત્રિની વેળાયેજ અધિક વ્યવસાયમગ્ન હોય છે; કારણ કે, જ્યારે બાહ્ય જગત્‌માં આપણે નિદ્રાવશ થયેલા હોઇએ છીએ, તે વેળાયે અંતર્જગત્‌માં આપણે અખંડ જાગતા હોઇએ છીએ; અને તે અદૃષ્ટ આંતરિક વિશ્વ એક એવું વાસ્તવિક સ્થાન છે કે જેની સ્થિતિઓ સર્વથા માન-

સિક તથા નૈતિક ઉન્નતિવડે જ નિયમિત થએલી હોય છે. જ્યારે આપણે બાહ્ય ઇન્દ્રિયોદ્વારા જ્ઞાન નથી મેળવતા, તે વેળાયે આપણે દિવ્ય દર્શનનાં આંતરિક સાધનોદ્વારા જ્ઞાન મેળવીએ છીએ અને જ્યારે આ સત્ય વસ્તુનું મૂલ્ય સર્વના જાણવામાં આવી જશે, તે વેળાયે એ એક વિશ્વવ્યાપક નિયમ જ થઇ જશે કે, સર્વ મનુષ્યો, પોતાના લાભના જે કોઇ પણ વિશિષ્ટ વિષયવિશે અમુક પ્રકારની સૂચના મેળવવા ઇચ્છતા હશે, તેઓ પોતાના તે વિશિષ્ટ વિષયનું ચિંતન કરતા કરતા જ નિદ્રાધીન થશે. ફેરો* (Pharaoh) ની જાતિના મનુષ્ય સ્વપ્નદર્શન કરે છે તેમ જ તેના રસોઇયો તથા રોટી બનાવનાર પણ નિદ્રામાં સ્વપ્નાધીન થાય છે; પરંતુ જે જોસેફ† (Joseph) જેવા પુરુષો છે, તેઓ

---

* ફેરો (Pharaoh) એ પ્રાચીન ઇજિપ્ત (મિસર)ના રાજ્યકર્તા પુરુષોની માનદર્શક પદવી છે; પ્રાચીન મિસરના રાજાઓ ફેરો નામથી જ ઓળખાતા હતા. આ ગ્રન્થકારની માન્યતા પ્રમાણે તેઓ અંતર્જ્ઞાનને સ્વીકારવાની યોગ્યતા ધરાવતા નહોતા એમ જ જણાય છે.

† જોસેફ (Joseph) નામક એક ક્રિશ્ચિયન્ ધર્માનુયાયી મહાત્મા પુરુષ થઈ ગયો છે અને પવિત્રતા તથા વિશુદ્ધતાના વિષયમાં તે સર્વોત્કૃષ્ટ મનાય છે. એ મહાત્મા જોસેફનું જીવનચરિત્ર 'Bible Dictionary' ('બાઇબલ કોષ') માં આ પ્રમાણે આપવામાં આવ્યું છે:– "જોસેફ જૅકબ્ તથા રૅચેલનો પુત્ર હતો અને મૉસેપોટેમિયામાં વિશ્વોત્પત્તિ પછીના ૨૦૫૯ મા વર્ષમાં તેનો જન્મ થયો હતો. જોસેફ અને તેનો સહોદર બેન્જામિન્ એ બે તેમના પિતાને વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થયેલા પુત્રો હતા અને વૃદ્ધ પિતાનો જોસેફમાં જે અત્યંત પ્રેમ હતો તે પિતૃપ્રેમના કારણથી જ જોસેફના શિરપર સંકટોની વૃષ્ટિ વર્ષી હતી, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. જ્યારે જોસેફ સત્તર વર્ષના વયનો હતો તે વેળાયે તેણે તેના બંધુઓને કોપનું કાંઈ કારણ આપવાથી તેના બંધુઓએ તેને ઇસ્માઇલી જાતિના વ્યાપારીઓના એક સમુદાયના હસ્તમાં વેચી નાખ્યો અને તે વ્યાપારીઓએ તેને મિસર (ઇજિપ્ત) માં લઈ જઇને

**સત્ય ક્ષમતાપન્ન પુરુષ અને સત્યદષ્ટા હોવાથી નિદ્રામાં સ્વપ્નદર્શન કરે છે અને તે સ્વપ્નના અર્થ કિંવા રહસ્યને પણ સારી રીતે સમજીને તે અર્થ કિંવા રહસ્યનો પ્રકાશ પણ કરી શકે છે.**

---

ત્યાંના રાજા ફેરોના એક **પૉટિફર** નામક સૈન્યાધિકારીને ત્યાં વેચી નાખવાથી તે **પૉટિફર**ના અધિકારમાં ગયો. **જોસેફ**ની અસાધારણ બુદ્ધિમત્તા, દક્ષતા તથા ચારિત્ર્યની પવિત્રતાને જોઇને તેમ જ **જોસેફ**ના આવ્યા પછી પોતાના કુટુંબની ઉન્નતિ થયેલી નિહાળીને **પૉટિફરે** **જોસેફ**ને પોતાનો અત્યંત વિશ્વાસપાત્ર અને સન્માન્ય સેવક બનાવી દીધો અને તેને અંતઃપુરમાં જવાની સ્વતંત્રતા પણ આપી દીધી. એ પછી બનાવ એવો બન્યો કે, **પૉટિફર**ની પત્નીએ તેનાપર એક અતિશય અધમ દોષનો આરોપ કર્યો અને એ અસત્ય આરોપના પરિણામે તે બિચારાને કારાગૃહવાસી થવું પડ્યું. કારાગૃહમાં પણ જે મનુષ્યો તેની આસપાસ વસતા હતા તે સર્વ મનુષ્યોનાં અંતઃકરણોને તેણે પોતાના પવિત્ર તથા મળતાવડા સ્વભાવથી જીતી લીધાં અને તેથી તે સર્વ તેનામાં અતિશય વિશ્વાસ રાખવા લાગ્યા; માત્ર એટલું જ નહિ, પણ તેને અન્ય કેદીઓની સંભાળ રાખવાનું જોખમભરેલું કામ સોંપવામાં આવ્યું. એ વેળાયે **જોસેફ**ની સાથે કેદખાનામાં જે બીજા કેટલાક કેદીઓ હતા તેમનામાં **મિસર**ના તે સમયના ફેરો (રાજા)નો રસોઇયો તથા રોટી બનાવનાર બે મનુષ્યો પણ હતા. તેમને તેમણે ફેરો વિરુદ્ધ કરેલા કોઈ અપરાધમાટે કારાગૃહવાસની શિક્ષા અપાયલી હતી. એ ઉભય મનુષ્યોમાંના પ્રત્યેકને અક્કેક અદ્દભુત સ્વપ્ન લાધ્યું. એ સ્વપ્નની **જોસેફે** એવી વ્યાખ્યા કરી સંભળાવી કે, રસોઇયાને રાજગૃહમાં પુનઃ તેની પૂર્વ પદવી પ્રાપ્ત થશે અને રોટી બનાવનારને ફાંસીને લાકડે લટકાવીને મારી નાખવામાં આવશે. તે બન્નેના સંબંધમાં આ ભવિષ્ય અક્ષરે અક્ષર સત્ય સિદ્ધ થયું. આ ઘટનાને બે વર્ષનો અવધિ થયા પછી **મિસર**ના ફેરોને એક અર્થાન્વિત સ્વપ્ન આવ્યું અને **મિસર**ના બુદ્ધિમાન્ પુરુષો તથા જાદૂગરો પાસેથી એ સ્વપ્નના અર્થને જાણવાની વ્યર્થ ચેષ્ટા કર્યા પછી તેને નિરાશ થયેલો જોઇને પૂર્વ પદવીને પ્રાપ્ત થયેલા રાજાના રસોઇયાએ રાજાને **જોસેફ**ના જ્ઞાનની વાર્ત્તા જણાવી અને કારાગૃહમાં તેના તથા રોટી બનાવનારના સ્વપ્નનો તેણે જે અર્થ કરી સંભળાવ્યો

પરંતુ ફેરોમાં પોતાના જોએલાં સ્વપ્નોને સમજી શકવાની કે બીજાને સમજાવવાની શક્તિનો શા કારણથી અભાવ હતો?

---

હતો તે ઘટનાનું વર્ણન કરી સંભળાવ્યું. આ વૃત્તાંત સાંભળીને ફેરોએ જોસેફને તત્કાળ પોતા સમક્ષ બોલાવી મંગાવ્યો અને ફેરોના મુખથી સ્વપ્નની ઘટનાને જાણી લઇને જોસેફે જણાવ્યું કે:—"આપનું સ્વપ્ન એવા અર્થને સૂચવે છે કે, અત્યારનાં ધાન્યની વિપુલતાવાળાં વર્ષો પછી તરત જ સાત વર્ષપર્યન્તનો ભયંકર દુષ્કાળ આવવાનો છે અને એટલામાટે મારો આપને એ ઉપદેશ છે કે, એવા એક યોગ્ય પુરુષની નીમણૂક કરો કે જે ધાન્યની વિપુલતાનાં વર્ષોમાં પ્રતિવર્ષ જમીનની વાર્ષિક ઉપજમાંથી પાંચમો ભાગ દુષ્કાળનાં વર્ષોમાટે અમાનત રાખતો રહે." ફેરોએ તેના એ ઉપદેશને સ્વીકારી લીધો અને એ મહત્ત્વમય તથા જવાબદારીભરેલા પદપર જોસેફને પોતાને જ નિયુક્ત કર્યો. અર્થાત્ એવી રીતે ત્રીસ વર્ષના વયમાં જોસેફ એવી પદવીપર ચઢી ગયો કે જે પદવી કેવળ ફેરોથી જ ઉતરતી ગણાતી હતી. જોસેફે મિસરના એક ધર્મગુરુ અથવા રાજવંશીય પુરુષની એક દુહિતા સાથે લગ્નસંબંધ કર્યો, એ લગ્નસંબંધથી તેને બે પુત્રરત્નોની પ્રાપ્તિ થઈ અને તેમનાં નામો અનુક્રમે મનાસે તથા ઇફ્રાઇમ રાખવામાં આવ્યાં. જ્યારે સપ્તવર્ષીય દુષ્કાળનો પ્રસંગ આવી લાગ્યો, તે વેળાયે મિસરની આસપાસના પ્રદેશોમાં કે જ્યાં દુષ્કાળદુ:ખનિવારણની કોઈ પણ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી નહોતી ત્યાં દુષ્કાળની બાધાથી લોકો બહુ જ પીડાવા લાગ્યાં. એ દુષ્કાળપીડિત પ્રાંતોમાં કેનાન્ નામક પ્રાંતનો પણ સમાવેશ થતો હતો કે જ્યાં અદ્યાપિ જોસેફનો પિતા તથા તેના બાંધવો વસતા હતા. સત્વર જ સર્વત્ર એવા સમાચાર વિસ્તરી ગયા કે, પ્રાણરક્ષણનાં ધાન્ય આદિ સાધનો મિસરમાં મળી શકે છે અને તેથી જૅકબના પુત્રો, બૅન્જામિનને ઘેર મૂકીને (કારણ કે, તેના પિતાના મનમાં એવી ભીતિ રહ્યા કરતી હતી કે જો બૅન્જામિન્ તેમની સાથે જશે તો તેની સાથે પણ તે દુષ્ટ બંધુઓ કાંઈ દગો ફટકો કરી બેસશે) પ્રાણરક્ષણનાં સાધનોને મેળવવામાટે મિસરમાં આવી પહોંચ્યા. ત્યાં એ સાધનોને મેળવવા ઇચ્છનારને રાજપ્રતિનિધિ સમક્ષ જવાની અને તેની આજ્ઞા મેળવવાની આવશ્યકતા પડતી

અને જોસેફ એક સત્ય ક્ષમતાપન્ન દ્રષ્ટા શા કારણથી હતો? તે કેવળ સ્વપ્નદ્રષ્ટા તરીકેની જ નહિ, કિન્તુ પોતાનાં તેમજ અન્યજનોનાં સ્વપ્નના રહસ્યને વ્યક્ત કરવાની શક્તિ શા કારણથી

---

હોવાથી તે બંધુઓ જોસેફ આગળ આવ્યા અને તેને પોતાનો સંદેશ કહાવ્યો. તેમને તેમની ઇચ્છિત આજ્ઞા તો મળી નહિ, પણ એથી વિરુદ્ધ તેઓ કોઇ બીજા રાજાના જાસૂસો છે અને કોઇ અશુભ ઉદ્દેશથી જ મિસરમાં આવ્યા છે એવો તેમનાપર આરોપ મૂકવામાં આવ્યો. પોતાપર મૂકાયલા આ આરોપનો તેમણે અસ્વીકાર કર્યો અને પોતાની નિરપરાધિતાની પુષ્ટિમાટે પોતાના કુટુંબનો ઇતિહાસ કહી સંભળાવ્યો અને મિસરમાં તેમના થયેલા આગમનનું સત્ય કારણ પણ દર્શાવી દીધું. તેમને તેમના અંતરનું ભાન કરાવવામાટેના તથા તેમના પાપનો પશ્ચાત્તાપ કરાવવામાટેના કેટલાક ઉપાયોને યોજ્યા પછી જોસેફે પોતાના ભાઇઓને પોતાનો પરિચય આપ્યો અને ત્યાર પછી તેણે કેનાન્‌માંથી પોતાના વૃદ્ધ પિતા તથા સમસ્ત કુટુંબને મિસરમાં લઈ આવવામાટેની ત્વરાથી સર્વ વ્યવસ્થા કરાવી દીધી, એટલું જ નહિ પણ મિસરમાં તેઓ સુખ અને આનંદપૂર્વક રહી શકે, એમાટેની સઘળી તૈયારીઓ પણ કરી રાખી. જ્યારે સપ્તવર્ષીય દુષ્કાળનું છઠ્ઠું વર્ષ થયું તે વેળાયે જોસેફની દૂરદર્શિતા તથા બુદ્ધિમત્તાનો વળી બહુ જ સારો પરિચય થયો; કારણ કે, એ વેળાયે મિસરવાસીઓ પ્રાણરક્ષણમાટે ખરીદેલાં ધાન્ય આદિનું મૂલ્ય આપવામાટે કેવળ પોતાની ભૂમિને જ નહિ, પણ પોતાનાં શરીરોને વેચી નાખવાને તૈયાર થઈ ગયાં હતાં. જેકબના મૃત્યુસમયે—એટલે કે તેના મિસરમાં આવી વસ્યાને સત્તર વર્ષ થઈ ગયા પછી,—જોસેફ પોતાના પિતા સમક્ષ વિદ્યમાન હતો અને તેણે તે પૂજ્ય પુરુષના પયગંબર સમાન આશીર્વાદ મેળવ્યા હતા. તેના પિતાના પરલોકવાસ પછી તેણે પોતાના ભ્રાતાઓ સાથે જે ઉત્તમ વર્ત્તન રાખ્યું હતું તે તેની અલૌકિક ઉદારતા તથા માયાળુતાને સ્પષ્ટતાથી દર્શાવનારું હતું. ચોપન વર્ષ જેટલો કાળ વહી ગયો અને એ કાલાવધિમાં તે પોતાની ચાર પેઢીના વૈભવને પોતાનાં નેત્રોથી નિહાળી શક્યો. જ્યારે એકસો અને દશ વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવીને તે પરલોકવાસી થયો, તે પૂર્વે તેણે પોતાના દેશબાંધ-

ધરાવતો હતો? એનું ઉત્તર માત્ર એટલું જ છે કે એ ઉભયનાં જીવનચરિત્રોને વાંચો. જેઓ પ્રયત્ન કરશે, તેઓ એ ઉભયનાં જીવનને વાંચી શકે તેમ છે. સર્વે સત્ય શક્તિમાં જો કોઈ રહસ્ય સમાયલું હોય, તો તે કેવળ પવિત્ર જીવનનું જ છે. એક મનુષ્ય જેટલા પ્રમાણમાં પવિત્ર અને વિશુદ્ધ જીવન ગાળે છે, તેટલા જ પ્રમાણમાં તે પોતે ઉચ્ચતમ શક્તિ તથા આનંદને પ્રાપ્ત કરે છે, માત્ર એટલું જ નહિ, પણ તે સમસ્ત વિશ્વને માટે પણ એક અત્યંત ઉપયોગી વ્યક્તિ થઈ પડે છે. અર્થાત્ જો મનુષ્યની પોતાની જ નરકમાં જઇ પડવાની ઇચ્છા હોય, તો તે એક જૂદી વાત છે; નહિ તો કોઈ પણ મનુષ્યને નરકવાસ ભોગવવાની આવશ્યકતા રહેતી જ નથી; અને જ્યાં મનુષ્યની વધારેવાર નરકમાં રહેવાની અનિચ્છા થાય છે, એટલે પછી વિશ્વમાંની કોઈ પણ શક્તિઓ તેને નરકમાંથી નીકળતાં અટકાવી શકતી નથી. મનુષ્ય પોતાની ઇચ્છા પ્રમાણેના કોઈ પણ સ્વર્ગમાં ગમન કરી શકે છે અને જ્યારે તે ઉન્નત થવા ધારે છે, તે વેળાએ વિશ્વની સમસ્ત ઉચ્ચતર શક્તિઓ તેને સ્વર્ગારોહણના કાર્યમાં સહાયતા આપવામાટે એકત્ર થઈ જાય છે.

---

વોને એવા પ્રકારનો આદેશ આપ્યો હતો કે, "તમો જ્યારે મિસરને ત્યાગીને આપણી જન્મભૂમિમાં–આપણા સ્વદેશમાં–પાછા જાઓ, તે વેળાયે આ મારા મૃત શરીરનાં અસ્થિઓને પણ ત્યાં સાથે લેતા જજો."

Beeton's 'Bible Dictionary' P. 135-136.

મુસલ્માનો જે મહાત્માને પયગંબર યૂસુફના નામથી ઓળખે છે, તે પણ આ જોસેફ જ છે; પરંતુ મુસલ્માનોના મહાત્મા યૂસુફ તથા આ મહાત્મા જોસેફના જીવનચરિત્રમાં જે કેટલોક પરસ્પર ભેદ જોવામાં આવે છે, તે ભેદનો ઉદ્ભવ કેવી રીતે અને શા કારણથી થયો હશે, એ એક દીર્ઘ વિવેચનનો વિષય હોવાથી અહીં એનો યોગ્ય ઊહાપોહ કરી શકાય તેમ નથી. જેમની એ ભેદને જાણવાની આકાંક્ષા હોય, તેમણે 'યૂસુફ અને જલીખા'ની કથા વાંચવી.

જ્યારે મનુષ્ય પ્રભાતમાં નિદ્રામાંથી જાગે છે અને જાગીને સચેતન જીવનમાં પ્રવેશ કરે છે, તે વેળાયે તે અતઃપ્રેરણાને એક વિશિષ્ટ પ્રકારે ગ્રહણ કરવાની તથા તેની મુદ્રાને અંતઃકરણમાં ધારી લેવાની ઉત્તમ સ્થિતિમાં હોય છે. પ્રભાતમાં નિદ્રામાંથી જાગ્રત થતી વેળાએ અમુક સમયને માટે જડ જગત્ સાથેના સર્વે સંબંધો મનુષ્યના અંતઃકરણથી દૂર રહેલા હોય છે અને મન છબી પાડવામાટે તૈયાર કરેલા કાચ પ્રમાણે અંતઃપ્રેરણાની પ્રતિચ્છાયાને તત્કાળ ગ્રહી લેવા જેવી અવસ્થામાં હોય છે. આ કારણથી જ દિવસની અનેકવિધ પ્રવૃત્તિઓ તથા તજ્જન્ય વિક્ષોભોનો આરંભ થવા પૂર્વે અનેકવાર એ પ્રભાતના સમયમાંજ કેટલાક મનુષ્યોના અંતઃકરણમાં ઉચ્ચતમ તથા સત્યતમ વિચારણાઓ સ્ફુરી આવે છે. કેટલાક મનુષ્યો કેવળ પ્રભાતના કાળમાં જ પોતાનું કાર્ય ઉત્તમતાથી કરી શકે છે, એનું કારણ પણ એ જ છે.

એ પ્રભાતનો સમય મનુષ્યના પ્રતિદિવસના જીવનને ઉત્તમ આકારમાં ઢાળવાના કાર્યમાં પણ અત્યંત ઉપયોગી અને અતિશય મૂલ્યવાન્ થઈ પડે છે. પ્રભાતકાળમાં મન કાગળના એક સ્વચ્છ તાવ સમાન સ્થિતિમાં હોય છે અને તેથી આપણે મનની કર્તૃત્વશક્તિઓને દક્ષતાથી ઉચ્ચતમ તથા અત્યંત ઇચ્છનીય માર્ગમાં વાળીને એ શાંતિમય, સંગ્રાહક તથા અંકનયોગ્ય સમયનો અમૂલ્ય ઉપયોગ કરી શકીએ છીએ અને સમગ્ર દિવસની શાંતિને સ્થાપી શકીએ છીએ.

પ્રત્યેક પ્રભાત એક નવીન પ્રારંભ છે. આપણે પ્રત્યેક પ્રભાતની વેળાયે નવીન જીવનનો આરંભ કરીએ છીએ. એનો સર્વસ્વ અધિકાર આપણા હસ્તોમાં રહેલો છે. જ્યારે પ્રભાતકાળ પોતાના નવીન આરંભ સહિત પધારે છે, તે વેળાયે સર્વ ગઈ કાલો તે ગઈ કાલો જ થઈ જાય છે અને તેમની સાથે આપણો

કોઇ પણ પ્રકારનો સંબંધ રહેતો નથી. માત્ર એટલું જાણી લેવું જ સંપૂર્ણ છે કે, જે રીતિથી આપણે આપણું ગઇ કાલનું જીવન વીતાડયું હતું તે ગઇ કાલના જીવને જ આપણા આજના જીવનક્રમને નિશ્ચિત કરી રાખ્યો છે. અને પુનઃ મધુર પ્રભાત જ્યારે તેના નવીન આરંભ સહિત પધારે છે, ત્યારે સર્વ આવતી કાલો પણ આવતી કાલો જ હોવાથી તેમની સાથે પણ આપણો કોઈ પણ પ્રકારનો સંબંધ હોતો નથી; અને તેથી અહીં પણ માત્ર એટલું જ સ્મરણમાં રાખી લેવાનું છે કે, આપણા આજના જીવનપર જ આપણા આવતી કાલના જીવનનો સર્વસ્વ આધાર રહેલો હોય છે; એટલે કે, આજે આપણે જેવા પ્રકારનું જીવન વીતાડીએ છીએ, તેવા જ પ્રકારનું આપણું આવતી કાલનું જીવન નિર્માય છે. નિમ્ન કાવ્યમાં આ ઉત્તમ વિચારોનો અતિશય સુંદરતાથી પ્રકાશ કરવામાં આવ્યો છે:—

"Every day is a fresh beginning,
  Every morn is the world made new;
You who are weary of sorrow and sinning,
  Here is a beautiful hope for you,
  A hope for me and a hope for you.

"All the past things are past and over,
  The tasks are done, and the tears are shed.
Yesterday's errors let yesterday cover;
  Yesterday's wounds, which smarted and bled.
  Are healed with the healing which night has shed.

* * * * * *

"Let them go, since we cannot relieve them,
  Cannot undo and cannot atone.

God in His mercy receive, forgive them!
Only the new days are our own.
To-day is ours, and to-day alone.

"Here are the skies all burnished brightly;
Here is the spent earth all reborn;
Here are the tired limbs springing lightly
To face the sun and to share with morn
In the chrism of dew and the cool of dawn.

"Every day is a fresh beginning,
Listen, my soul, to the glad refrain,
And, spite of old sorrow and older sinning,
And puzzles forecasted, and possible pain,
Take heart with the day and begin again."

"જે પ્રત્યેક દિવસ ઊગે તે નવ આરંભ બતાવે છે;
પ્રતિપ્રભાતે વિશ્વ નિત્ય નૂતનતાને દર્શાવે છે;
શોક પાપથી ત્રસ્ત બાંધવો, આ આશા અતિ સુંદર છે;
જે આશા મારા માટે ને તમ માટે ભદ્રંકર છે.

"ભૂત કાળના સર્વ પદાર્થો ભૂતકાળમાં લીન થયા;
કાર્ય થવાનાં થઇ રહ્યાં ને આંસૂડાં રેડાઇ ગયાં;
ગઇ કાલના પ્રમાદ તે ગૈકાલવડે ઢંકાયા છે;
નિશાશાંતિથી ગઈ કાલના જખમો સહુ રૂઝાયા છે.

* * * * * * *

"ગયાં તેમને જાવા દ્યો જે થયું ન અથયું થાય હવે;
નહીં તેમના સહાયકર્ત્તા કોઇથીય થવાય હવે;
દયાળુ ઈશ્વર સદા તેમને ક્ષમા પાપની આપીને;
ધારો અંકે હસ્ત તેમના શિરપર પ્રેમે સ્થાપીને!
કેવળ જે દિવસો નવીન છે તે જ આપણા ધારી લ્યો;
ગઇ આવતી કાલ વિસારી કેવળ આજ સુધારી લ્યો.

"જુઓ થઈ આકાશ સમુજ્જ્વલ દીપ્તિમાન બહુ ભાસે છે;
ક્ષીણ ભૂમિ નવ જન્મ ધરીને અતિ આનંદ વિલાસે છે;
શ્રાંત અવયવો ઉષાશૈત્ય ને સુંદર તુષારધારાથી;–
સ્નાત થવા, રવિદર્શન કરવા નિજ નયનોની તારાથી;
પ્રભાતના ઉત્સાહ ભાગને લેવામાટે મંદ હસી;
ધીમે ધીમે વિકાસ પ્રામે હર્ષભાવના વિશે વસી.
"હે આત્મન્, પ્રતિદિન નવીન આરંભ સત્ય એ જાણી લે;
મહામધુર આનંદગીતના શ્રવણમોદને માણી લે;
જીર્ણ શોક ને પાપ પુરાતન, ભાવિ પ્રમેયની ચિન્તા;
શક્ય દુ:ખ; એ સર્વ છતાં પણ થઈ જા શોકસ્મૃતિહન્તા;
ધૈર્ય હૃદયમાં ધારીને ઉલ્લાસ સહિત નવ દિન સંગે;
નવીન જીવન આરંભી દે રંગાઈ નવ દિન રંગે."

આ નવીન દિવસની કેવળ પ્રથમ ઘટિકા જ એવી ઘટિકા છે કે જે પોતાની પ્રગલ્ભ યશસ્વિતા તથા દિવ્ય અને શાશ્વતીનો નિશ્ચય કરાવનારી શક્યતાઓ સહિત આવે છે અને આપણને શાશ્વત જીવનનો સાક્ષાત્કાર કરાવે છે. આ કારણથી જ્યાં સુધી અન્ય ઘટિકાનું આગમન ન થાય, ત્યાં સુધી તેનું સ્મરણ માત્ર પણ કરશો નહિ. ચારિત્ર્યગઠનનું રહસ્ય આમાં જ સમાયલું છે. જે ઉચ્ચતમ જીવનની કલ્પના થવી શક્ય છે, તેટલા ઉચ્ચતમ જીવનના સાક્ષાત્કારને દિવસની એ પ્રથમ ઘટિકાનો યોગ્ય ઉપયોગ જ લાવી આપે છે; અને એ નવીન દિવસની પ્રથમ ઘટિકાના યોગ્ય ઉપયોગથી જેની પ્રાપ્તિ કોઇ પણ પ્રકારે, કોઈ પણ કાળમાં અને કોઈ પણ સ્થાનમાં ન કરી શકાય, એવું કલ્પનામાં આવી શકે તેવું કોઇપણ ઉચ્ચતમ જીવન આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતું જ નથી.

આ પ્રયોગ, એવા ઉચ્ચતમ જીવનની પ્રાપ્તિ સર્વને માટે શક્ય કરી આપે છે; કારણ કે, જો એક મનુષ્યની એ ઉચ્ચતમ જીવનને મેળવવાની તીવ્ર વાંચ્છના હોય અને એ વિશેનો તેનો

ઉત્સાહ અવિભંગ હોય, તો એક-કેવળ-એક ઘટિકાને માટે તે એ ઉચ્ચતમ જીવનનો અનુભવ તથા ઉપભોગ ન કરી શકે, એમ કદાપિ બની શકે જ નહિ. છતાં ધારો કે, કોઈ એ જીવનનો એ ઘટિકામાં એવો અનુભવ ન મેળવી શકે, તોપણ જો તે કેવળ પોતાના પ્રયત્નમાં દૃઢ હોય, તો 'समानव्यसनशीलेषु सख्यम्' એ ન્યાય અનુસાર તે ધીમે ધીમે દ્વિતીય ઘટિકામાં એ સાક્ષાત્કારના નિકટમાં આવતો જાય છે, તૃતીય ઘટિકામાં અધિકતર નિકટમાં આવે છે અને એવી રીતે અંતે એક સમય એવો આવી લાગે છે કે જે વેળાયે એ ઉચ્ચતમ જીવનની સ્થિતિ તેનામાટે સ્વાભાવિક થતી જાય છે અને એમ થતાં એથી વિરુદ્ધ નીચતમ જીવન તેનામાટે અસ્વાભાવિક તથા ત્યાજ્ય થતું જાય છે.

આવી રીતે વર્ત્તવાથી મનુષ્ય ઉચ્ચતમ જીવનના પ્રેમ તથા સંબંધને પ્રાપ્ત કરી શકે છે અને એ ઉચ્ચતમ જીવનના પ્રેમ તથા સંબંધમાં આવતાં પરિણામે વિશ્વમાંનાં ઉચ્ચતમ તથા ઉત્કૃષ્ટ જીવનો તેની સાથે પ્રેમ તથા સંબંધ રાખતાં થાય છે. તેઓ તેના પ્રત્યેક ક્ષણે સહાયક થાય છે અને અન્ય શબ્દોમાં કહીએ, તો તેઓ તેના ઊર્ધ્વગમનના માર્ગને સ્વચ્છ કરી આપે છે; કારણ કે, પ્રથમ તેણે તેમના માર્ગને સ્વચ્છ કરી આપ્યો હોય છે. જેવું દેવું તેવું લેવું, એ ન્યાય છે.

## ૭ સંપૂર્ણ શાન્તિનો સાક્ષાત્કાર

પરમાત્મા અગાધ શાન્તિસાગર છે અને જ્યારે આપણે તેની સાથે પોતાની એકતા કરી લઇએ છીએ, તે વેળાયે આપણા અંતઃકરણમાં તે શાંતિનો અખંડ પ્રવાહ આવવા માંડે છે; અનંત સાથેની એ એકતા તે જ શાંતિ છે. "અંતઃકરણની દૈવિકતા જ સત્ય જીવન અને યથાર્થ શાંતિ છે;" એમ એક સજ્જને કહેલું છે અને એ કથનમાં એક ગહન તત્ત્વ સમાયલું છે. આપણે

ઈશ્વરરૂપ છીએ, એવું જ્ઞાન આપણને થઈ જાય અને તે જ્ઞાન આપણા આચાર તથા વિચારમાં દેખાવા માંડે, એટલે આપણે સમજવું જોઇએ કે, હવે આપણું અંતઃકરણ દૈવી થઈ ગયું છે. અંતઃકરણ દૈવી થવાથી આપણને ઈશ્વરીય એકતાની પ્રાપ્તિ થાય છે અને તે સાથે સંપૂર્ણ શાન્તિનો સાક્ષાત્કાર પણ થવા માંડે છે. આજકાલ આપણે જ્યાં પણ દૃષ્ટિપાત કરીએ છીએ ત્યાં સહસ્રાવધિ અને લક્ષાવધિ સ્ત્રીઓ તથા પુરુષો—જેઓ સંપૂર્ણ ચિન્તાગ્રસ્ત હોય છે અને જેમને આરોગ્ય કિંવા સ્વસ્થતાના વાયુનો પણ સ્પર્શ થએલો હોતો નથી, એવાં સ્ત્રીઓ તથા પુરુષો—શાન્તિને મેળવવામાટે ઇતસ્તતઃ ભટકતાં આપણા જોવામાં આવ્યા કરે છે. શાંતિને મેળવવામાટે તેઓ બિચારાં વિદેશમાં જાય છે અને સમગ્ર પૃથ્વીપર પર્યટન કરી નાખે છે, પરંતુ તેમના સર્વ પ્રયત્નો અંતે વ્યર્થ અને વ્યર્થ જ થઈ જાય છે. તેમને કયાંય શાંતિ મળતી નથી અને કદાપિ મળવાની આશા પણ નથી; કારણ કે, તેઓ શાંતિને મેળવવાના સત્ય માર્ગને શોધતાં જ નથી. તેઓ શાંતિને પોતાના અંતર્ભાગમાં શોધવાને બદલે બાહ્ય વિશ્વમાં જ શોધ્યા કરે છે અને તેથી જ તેમના મનોરથોની વિફળતા થતી રહે છે.

શાંતિનો બાહ્ય વિશ્વમાં નિવાસ નથી; કિન્તુ તેનો નિવાસ તો મનુષ્યના પોતાના આત્મામાં જ હોય છે. શાંતિની પ્રાપ્તિ-માટે ભલેને આપણે દશે દિશામાં ભ્રમી આવીએ, ગમે તો તેને મેળવવામાટે નાના પ્રકારના ભોગોને ભોગવીએ અને ગમે તો તેની ઉપલબ્ધિમાટે બાહ્ય જગત્‌નાં એકે એક સ્થાનોને આપણે શોધી વળીએ; પરંતુ એથી શાંતિની પ્રાપ્તિ કદાપિ થવાની નથી તે તો નથી જ; કારણ કે, આપણે તેને ત્યાં શોધીએ છીએ, કે જ્યાં તે છે જ નહિ. જેના અંતરાત્માએ વિષયના ઉપભોગોની લાલસાને ત્યાગી દીધી હોય છે, તેને જ

સત્ય આનન્દ તથા યથાર્થ શાન્તિની પ્રાપ્તિ થઈ શકે છે. એથી વિપરીત વિષયભોગમાં જ શાંતિની પ્રાપ્તિ માની લઇને જે કોઈ વિષયભોગની અધિક વાસના રાખે છે, તે અધિક રોગી, અધિક દુઃખી અને અધિક અસંતુષ્ટ થતો જાય છે.

અનન્ત-ઈશ્વર-સાથે એકતા થવાથી જ શાન્તિનો સાક્ષાત્કાર થાય છે. જેવી રીતે બાળકનો પોતાની જનનીમાં નિર્વ્યાજ પ્રેમ હોય છે, જનની સાથે જેવી તેની પૂર્ણ એકતા હોય છે, તેવી જ એકતા શાન્તિરૂપ જગજ્જનની સાથે કરી લેવી, એજ એક શાન્તિની પ્રાપ્તિનો ઉત્કૃષ્ટ માર્ગ છે. શાંતિસ્વરૂપિણી જગજ્જનની સાથે ઐક્યભાવને ધરાવનારા સત્પુરુષોને પૂર્ણ તથા અક્ષય આનન્દ નિરંતર પ્રાપ્ત થતો રહે છે. આવી રીતે જેણે શાન્તિની પ્રાપ્તિ કરેલી છે એવા એક મારા પરિચિત પુરુષનું મને અહીં સ્મરણ થઈ આવે છે. આ પુરુષ દીર્ઘકાળ પર્યન્ત રુગ્ણ અને રુગ્ણ જ હતો અને આરોગ્ય શાને કહે છે તથા આરોગ્ય શબ્દનો શો અર્થ છે, એ પણ તે જાણતો નહોતો. ઉત્સાહ તથા ઓજનું તો તેનામાં આગમન જ થતું નહોતું. તેનું મસ્તિષ્ક નિર્બળ થઈ જવાથી તેના મજ્જાતન્તુઓ સર્વથા નિરુપયોગી થઈ ગયા હતા. તેને સર્વત્ર કેવળ નિરાશા અને નિરાશા જ દેખાતી હતી. તેના જેનારાને તે એ રોગના કારણથી અનુત્સાહની સાક્ષાત્ પ્રતિમા સમાન જ દૃષ્ટિગોચર થતો હતો. એ જ પુરુષ જ્યારે તે સર્વશક્તિમાન્ સાથે એકતાને અનુભવવા લાગ્યો એટલે તત્કાળ સર્વ દૈવી શક્તિઓ તથા દૈવી આરોગ્ય આદિ તેના અંતઃકરણ તથા શરીરમાં જાગ્રત્ થયાં. હવે જ્યારે પણ મને તે મળે છે, ત્યારે તે એમ જ કહે છે કેઃ—"સંસાર અસાર અને દુઃખમય નહિ, કિંતુ સર્વથા સસાર તથા સુખમય જ છે."

આપણી પોલિસમાંનો એક અધિકારી મારો પરિચિત

પુરુષ છે અને તેણે મને કહેલું છે કે; "જ્યારે હું મારા કર્ત્તવ્યની સમાપ્તિ કરીને સંધ્યાકાળે પાછો ઘેર જાઉં છું, તે વેળાયે અગાધ સામર્થ્યમય તથા શાંતિમય પરમાત્માની એકતાની લહરીઓ એવા તો બળથી મારા અંતઃકરણમાં આવવા અથવા ઉભરાઈ જવા માંડે છે કે જેના યોગે હું પૃથ્વીના પટપર ચાલું છું કે કોઈ અજ્ઞેય શક્તિ મને આકાશ માર્ગમાં ચલાવી રહી છે, એની મને શુદ્ધિ જ રહેતી નથી."

ઈશ્વરીય એકતાને અનુભવનારા મનુષ્યને કોઇની પણ ભીતિ રહેતી નથી; કારણ કે, તે એ સારી રીતે જાણતો હોય છે કે, 'જેની સાથે મારી એકતા થઈ ગયેલી છે, તે સર્વશક્તિમાન્ પરમાત્મા જ મારો સદા સંરક્ષક છે.' આ વાર્તામાં જેનો પૂર્ણ વિશ્વાસ બંધાયલો હોય છે, તેના શરીરમાં શસ્ત્ર કિંવા અસ્ત્રનો આઘાત થઈ શકતો નથી, રોગો તેના નિવાસસ્થાનપર કદાપિ આક્રમણ કરી શકતા નથી અને સિંહ તથા વ્યાઘ્ર આદિ હિંસ્ર પ્રાણીઓ તેના સમક્ષ આવતાં જ પાળેલા શ્વાન જેવાં થઈ જાય છે.* સારાંશ કે તેના આનન્દ કિંવા તેની શાન્તિનો ભંગ કરી શકે, એવો આ સંસારમાં કોઈ પણ પદાર્થ રહેતો જ નથી. પરમાત્મા—અનન્ત—સાથેની એકતાથી તેના જીવનમાં આવા પ્રકારની અમોઘશક્તિ આવી જાય છે.

* આપણાં પુરાણોમાં, યોગી કિંવા ઋષિમુનિઓ તપશ્ચર્યા આદિમાં નિમગ્ન થતા હતા તે વેળાયે સિંહ આદિ હિંસ્ર પશુઓ તેમની આસપાસ શાંત ભાવથી આવીને બેસતા હતા અને તેમનું રક્ષણ કરતા હતા, એવાં અનેક વર્ણનો મળી આવે છે; તેમ જ પ્રાતઃસ્મરણીયા સતી સીતા દેવીને અગ્નિદાહ કરી શકયો નહોતો અને દેવી દમયંતીએ અરણ્યમાં સિંહ આદિ હિંસ્ર પ્રાણીઓને જ્યારે નળરાજના સમાચાર પૂછ્યા તે વેળાયે તેમણે દેવી દમયંતીના દેહને સ્પર્શ કર્યો નહોતો, એ કથાઓ પ્રસિદ્ધ છે. આ સર્વ કથાઓમાં પવિત્ર, શુદ્ધ તથા અનન્ત જીવનનો પ્રભાવ પ્રત્યક્ષ જણાઈ આવે છે.

જેનામાં ઈશ્વરીય એકતાના સાક્ષાત્કારનો અભાવ છે, તેની અવસ્થા ઉપર્યુક્ત અવસ્થાવાળા મનુષ્ય કરતાં સર્વથા વિરુદ્ધ પ્રકારની જ હોય છે. તેના હૃદયમાં સર્વની ભીતિ રહ્યા કરે છે; અને જ્યારે કોઇ કોઇનાથી ડરે છે, ત્યારે એમ જ સમજવું જોઇએ કે, તે પોતેજ તેના પ્રવેશમાટે પોતાના હૃદયમંદિરના દ્વારને ખોલી દે છે. હિંસ્ર પ્રાણીઓથી જે નિર્ભય રહે છે, તેની તે હિંસ્ર પ્રાણીઓ કશી પણ હાનિ કરી શકતાં નથી. જ્યારે કોઈ મનુષ્ય કોઇથી ભયભીત થાય છે, ત્યારે એમ જ જાણવું જોઇએ કે, તે પોતાને તદભિમુખ જ કરે છે. શ્વાનો જેવાં કેટલાંક પ્રાણીઓ તો ભયને એટલી બધી ત્વરાથી જાણી જાય છે કે એના યોગે તેઓ ભયભીત મનુષ્યને કરડવાનું સાહસ પણ કરી બેસે છે. આપણે તે અનંતજીવન પરમાત્માસાથે જેટલા પ્રમાણમાં એકતા કરીએ છીએ, તેટલા જ પ્રમાણમાં આપણે શાંત તથા ગંભીર થતા જઇએ છીએ અને જે કેટલીક અલ્પસ્વલ્પ વાર્ત્તાઓ આપણને પૂર્વે સંતપ્ત કર્યા કરતી હતી તે સંતપ્તતાથી મુક્ત થઇએ છીએ. ઈશ્વરીય એકતાના સાક્ષાત્કારથી અન્ય જનોના અંતઃકરણના ભાવોને જાણી લેવાની શક્તિને પણ આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ.

એક દિવસ મારા એક મિત્રને એક ગૃહસ્થ મળ્યો અને તે વેળાયે હસ્તધૂનન આદિ બાહ્ય શિષ્ટાચારનો વિધિ કરી લીધા પછી તેણે મારા મિત્રને જણાવ્યું કેઃ “મહાશય, આપના દર્શનથી મને અતિશય આનન્દ થયો છે!” પરન્તુ મારા તે મિત્રે તે ગૃહસ્થના વિચારોને વિદ્યુદ્ગતિથી જાણી લીધા અને કહ્યું કેઃ “આપને મારા દર્શનથી આનન્દ થવાની વાર્ત્તા સર્વથા અસત્ય છે અને સત્ય વાર્ત્તા તો એ છે કે, આપને મારા દર્શનથી અતિશય શોક જ થયો છે, એમ આપની મુખમુદ્રાને જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે.” એના ઉત્તરમાં તે ગૃહસ્થે જણાવ્યું કેઃ “આ ઔપચારિક શિષ્ટાચારના કાળમાં આપણા અંતઃકરણમાં ભલે ગમે તેવા ભાવો

વસતા હોય, છતાં પણ ઉપર ઉપરથી તો આનન્દ જ દર્શાવવો પડે છે." મારો મિત્ર તેના એ વિધાનનો નિષેધ કરીને કહેવા લાગ્યો કે: "આમ ધારવામાં આપનો મોટો પ્રમાદ થાય છે; કારણ કે, આપના અંતઃકરણમાં એક ભાવ છે અને મુખમાં બીજી વાર્તા છે. ખાવાના દાંત બીજા છે અને દેખાડવાના દાંત બીજા છે. જો આવા કૌટિલ્યને ત્યાગીને પોતાના મનમાં જે કાંઈ હોય તેને જ સ્પષ્ટતાથી બોલી દેવાના નિશ્ચયપર આપ આવી જશો, તો તેથી આપને પોતાનું મહત્ત્વ જણાવા માંડશે અને એવા પ્રકારના સદાચારથી આપનું બહુ જ કલ્યાણ થશે. આશા છે કે, આપ મારા આ ઉપદેશને નિરંતર લક્ષમાં રાખશો."

જે વેળાયે લોકોની સત્ય પરીક્ષા કરી લેવાનું જ્ઞાન આપણુને પ્રાપ્ત થઈ જાય છે, તે વેળાયે તે લોકોમાં જે ગુણોનો અભાવ હોય છે, તે ગુણોને ભ્રમથી આપણે જોતા નથી અને તેથી આપણાપરથી ભ્રમણામાં પડી જવાના પ્રસંગો સદાને માટે ટળી જાય છે. "ભ્રમનો આજે નહિ, તો કાલે પણ પ્રકાશ તો અવશ્ય થવાનો જ !" એ સૃષ્ટિનો નિયમ યથાર્થ છે. અન્યની પરીક્ષા કેવી રીતે કરવી, એનું આપણુને જ્ઞાન ન હોવાથી કેટલીકવાર અમુક મનુષ્યની આપણે અતિશય પ્રતિષ્ઠા કરવા મંડી જઇએ છીએ અને તેથી આપણે તેના હિતચિન્તક થવાને બદલે હિતશત્રુ જ બની જઇએ છીએ. શાન્તિસ્વરૂપ પરમાત્મા સાથે જ્યારે આપણો ઐક્યભાવ થઈ જાય છે, તે વેળાયે, કોઇએ આપણું અકલ્યાણ કર્યું છે, એ ભાવ આપણા અંતઃકરણમાં ઉદ્‌ભવતો જ નથી. અખિલ વિશ્વનું એકીકરણ તથા નિયમન કરનાર પરમાત્માના દિવ્ય સત્ય તથા ન્યાય અનુસાર આચારને આપણે ધારી લઇએ છીએ, એટલે પછી આપણી શાંતિનો કદાપિ ભંગ થતો જ નથી; કારણ કે, અંતે તો ઈશ્વરીય સત્ય તથા ન્યાયનો જ નિરન્તર વિજય થાય છે

જેને સત્ય વિજ્ઞાનની પ્રાપ્તિ થઈ ગયેલી છે, તેને પોતાના પ્રિય મિત્રો કિંવા સંબંધિ જનોના મૃત્યુ તથા આધિવ્યાધિ આદિથી વ્યાકુળતાનો સ્પર્શ નથી જ થતો; કારણ કે, તે પોતાના વિજ્ઞાનના બળથી વિશ્વના સત્ય રહસ્યનું તથા પોતાના સત્ય સ્વરૂપનું યથાર્થ જ્ઞાન ધરાવતો હોય છે. પરમાત્માની ઉચ્ચતમ શક્તિઓનો જેને સંપૂર્ણ સાક્ષાત્કાર થયેલો હોય છે, તેને પોતાના મિત્રના, વ્યવહારમાં મૃત્યુના નામથી ઓળખાતા, દેહપારવર્ત્તનથી કાંઈ પણ દુઃખ કિંવા શોકનો આઘાત નથી થતો; કારણ કે, તે એ વાર્ત્તાને સારી રીતે જાણતો હોય છે કે, મૃત્યુ કેવળ દેહપરિવર્ત્તનથી ભિન્ન અન્ય કોઈ પદાર્થ નથી. તે એ સારી રીતે જાણે છે કે, પ્રત્યેક પ્રાણીને અનન્ત ચૈતન્યનો ઉપભોગ નિરન્તર મળતો જ રહે છે અને તેમાં કોઈ પણ પ્રકારની બાધા આવી શકતી નથી; અર્થાત્ આ જડ શરીરના પાતથી કાંઈ સત્ય આત્મજીવનનો પાત થઈ શકતો નથી. ઉચ્ચતર શ્રદ્ધાના યોગે પ્રાપ્ત થયેલી આત્મશાંતિના યોગે આ તત્ત્વને તે પોતે પણ જાણી શકે છે તેમ જ જેઓ એ વિષયમાં તેના કરતાં નિર્બળ હોય છે, તેમને તે જણાવી શકે છે કે:-

"હે પ્રેમિ મિત્રો! પ્રજ્ઞ થાઓ, રડો છો શા કારણે ?;
રડતાં નયનને, આંસુ લૂછી, સૂકવી દ્યો આ ક્ષણે;
જે દેહને મૂકયો તમે છે શબાસનપર હસ્તથી;
તે એક અશ્રુના પતનમાટેય યોગ્ય નથી, નથી;
જ્યમ છીપ ખાલી હોય કીમત તેની ફૂટી બદામની;
ચાલ્યું ગયું મોતી પછી તે છીપ છે શા કામની ?;
એ છીપ જેવા દેહને ત્યાગો, અહો આત્મા સદા;
તે મોતી, તે આત્મા રહ્યો આ, નષ્ટ થાતો નહિ કદા."*

---

* "Loving friends! be wise and dry
Straightway every weeping eye;

કેટલાક લોકો એમ કહે છે કે; "એ તો અમો પણ જાણીએ છીએ કે, મૃત મનુષ્યનો આત્મા તો અવિનાશી જ છે; તોપણ અમો જડ શરીરધારી હોવાથી તે મૃત મનુષ્યના સમાગમ સુખથી વિહીન રહીએ છીએ અને એ વિયોગજન્ય વેદના અમારાથી સહી શકાતી નથી." આ ધારણા પણ યથાર્થ નથી; કારણ કે, જડ શરીરધારી હોવા છતાં પણ મનુષ્ય અશરીરી આત્મા સાથેના સમાગમસુખને અનુભવી શકે છે. આવશ્યક ઈશ્વરીય એકતાનું જ્ઞાન ન હોય ત્યાં લગી મનુષ્યમાં એ શક્તિ ગુપ્તરૂપે વિદ્યમાન હોય છે, પરંતુ જેટલા અધિક પ્રમાણમાં આપણે ઈશ્વર સાથે સંબંધ કરતા રહીએ છીએ, તેટલા જ પ્રમાણમાં એ ગુપ્ત શક્તિ આપણામાં પ્રકટ થતી જાય છે.

જે વસ્તુઓમાં આપણો દૃઢ વિશ્વાસ બંધાઈ જાય છે, તે વસ્તુઓની અવશ્ય આપણને પ્રાપ્તિ થાય છે જ. પ્રાચીન કાળમાં લોકો દેવદૂતોને–ખુદાઈ ફરિસ્તાઓને–જોવાની પ્રબળ ભાવના રાખતા હતા અને તેના યોગે તેઓ તેમને જોઈ પણ શકતા હતા. પરંતુ એનું એવું કોઈ વિશિષ્ટ કારણ નથી કે, તેઓ તેમને કેમ જોઈ શકતા હતા અને આપણે તેમને શા કારણથી જોઈ નથી શકતા; કારણ કે, સૃષ્ટિનો નિયામક જેવો મહાનિયમ પ્રથમ હતો તેવો જ તે અત્યારે પણ છે. જે પદ્ધતિનું લોકો પૂર્વે અનુસરણ કરતા હતા, તે પદ્ધતિનું જો આપણે પણ અનુસરણ કરીએ, તો અવશ્ય આપણે પણ તે દેવદૂતોના દર્શનલાભને મેળવવાને

---

What you left upon the bier
Is not worth a single tear;
'Tis a simple sea-shell, one
Out of which the pearl has gone.
The shell was nothing, leave it there;
The pearl–the soul was all, is here."

સમર્થ થઈ શકીએ, એ નિર્વિવાદ છે. અત્યારે દેવદૂતો આપણા સમક્ષ નથી આવતા તેનું કારણ એ છે કે, આપણે તેમનું આવાહન કરતા નથી તેમ જ જે દ્વારોમાંથી દેવદૂતો પ્રવેશ કરે છે, તે તેમનાં પ્રવેશદ્વારોને આપણે સદા બંધનાં બંધ જ રાખ્યા કરીએ છીએ.

શાંતિસ્વરૂપ પરમાત્મા સાથેના સંબંધને આપણે જેટલા પ્રમાણમાં વધારતા જઇએ, તેટલા જ પ્રમાણમાં આપણે શાંતિ-સ્વરૂપ થતા જઇએ, એ સ્વાભાવિક જ છે. એમ થયા પછી કસ્તૂરીમૃગ જ્યાં જાય છે ત્યાં કસ્તૂરીના અલૌકિક ગંધને પ્રસારે છે, તે જ પ્રમાણે આપણે પણ જ્યાં વિચરીશું, ત્યાં શાન્તિ અને શાન્તિની લહરીઓ જ ઊછળવા માંડશે. આપણે આંતરિક શાન્તિનો જેટલા પ્રમાણમાં બાહ્ય વિશ્વમાં પ્રસાર કરીએ છીએ, તેટલા જ પ્રમાણમાં બાહ્ય વિશ્વની શાન્તિ આપણા પ્રતિ આવવાને આકર્ષાય છે, અને એવી રીતે બાહ્ય શાન્તિના આકર્ષણથી આન્તરિક શાન્તિ વૃદ્ધિંગત થતી રહે છે.

'तदहमस्मि' એ વેદાન્તના સારભૂત રહસ્યનો જેમણે પોતાના જીવનક્રમમાં પ્રવેશ કરાવ્યો છે, તે મહાત્માઓ જ્યાં ક્યાં પણ જાય છે, ત્યાં આનંદ, શાન્તિ, ધૈર્ય, શક્તિ તથા આશા આદિની મૂષળધાર વૃષ્ટિ વર્ષવા માંડે છે. 'एकमेवाद्वितीयम्' એટલે કે, સમસ્ત વિશ્વમાં જે કેવળ એક જ છે, જેના વિના અન્ય કાંઈ છે જ નહિ, તે જ પરમાત્માનો ઉપર્યુક્ત 'तदहमस्मि' સૂત્રમાંના 'तत्' શબ્દથી સંકેત કરાયલો છે. સકળ ચરાચરની તે પરમા-ત્મામાં જ સ્થિતિ છે. સૃષ્ટિના સર્વે વ્યવહારોનો સંચાલક તે જ છે. એટલામાટે જેના આચારવિચારમાં ઈશ્વરીય એકતા દષ્ટિ-ગોચર થાય છે, તે જ સત્ય મહાત્મા છે.

એવા મહાત્માની શક્તિની કશી સીમા કિંવા મર્યાદા હોતી જ નથી; અને તેનું કારણ એ છે કે, તેનો સર્વ મહાશક્તિઓના

ઉદ્‌ગમસ્થાન પરમાત્મા સાથે અત્યંત ગાઢ સંબંધ હોય છે, પરમાત્મા સાથે તેની એકતા થયેલી હોય છે. ચુંબક જેવી રીતે લોહને પોતાપ્રતિ આકર્ષે છે, તે જ પ્રમાણે સત્ય મહાત્મા વિશ્વની કોઈ પણ શક્તિને પોતાપ્રતિ આકર્ષી શકે છે. 'तत्त्वमसि' એ વેદાન્તના રહસ્યનું જેને યથાર્થ જ્ઞાન થયેલું હોય છે, તેની શક્તિ અસીમ અને અપરંપાર થઈ જાય છે અને તેના મનમાં જે વિચારોનો ઉદ્‌ગમ થાય છે, તે વિચારો નિઃસંદેહ ઉત્સાહજનક, સામર્થ્યશીલ તથા આરોગ્યદાયક જ હોય છે.

"ભર્યામાં સહુ કોઈ ભરે છે" કિંવા 'જેનો ભંડાર ભરેલો છે તેને જ પરમાત્મા અધિક આપે છે;' એ લોકોક્તિ અક્ષરશઃ સત્ય છે અને સૃષ્ટિનિયમ પણ એને અનુકૂળ છે. ધનાઢ્ય જનને અધિક ધનની પ્રાપ્તિ થાય છે, એ ઘટના સૃષ્ટિનિયમથી પ્રતિકૂળ નહિ, કિન્તુ સર્વથા અનુકૂળ જ છે; કારણ કે, લક્ષ્મીપુત્રના અંતઃકરણમાં નિરન્તર ધનાઢ્યતાના વિચારોનો અખંડ પ્રવાહ વહ્યા કરે છે. એ જ પ્રમાણે સમર્થ પુરુષના મનમાં સદાસર્વદા સામર્થ્યપરિપૂર્ણ વિચારો વેગપૂર્વક દોડતા રહે છે અને એ જ પ્રકારના સજાતીય બાહ્ય વિચારોની તેના માનસિક વિચારોને નિરન્તર સહાયતા મળતી રહે છે.

લક્ષ્મીના પાસે લક્ષ્મી, જ્ઞાનની પાસે જ્ઞાન અને બળની પાસે બળનું આગમન થાય છે, એ ઘટના સૃષ્ટિનિયમથી સર્વથા અનુકૂળ છે. ધનાઢ્યો, જ્ઞાનીઓ તથા બળવાનોને તેમના પ્રબળ વિચારો જ સર્વ દિશાઓથી યથેચ્છ સહાયતાની પ્રાપ્તિ કરાવવાના કાર્યમાં સહાયક થયા કરે છે. જેમને જે જે વસ્તુઓની આવશ્યકતા હોય છે, તે વસ્તુઓની કલ્પનાને તેઓ પોતાના મનમાં દૃઢ કરી લે છે, પરન્તુ તેમને મૂર્ત્ત સ્વરૂપ આપવાનું—બાહ્ય દૃશ્ય વિશ્વમાં પ્રકટ કરવાનું—કાર્ય તેમના પ્રબળ તથા યશઃપ્રદાયી વિચારો દ્વારા જ થાય છે. અર્થાત્ સૂક્ષ્મ તથા અદૃશ્ય વિચાર-

શક્તિનો ઉપયોગ થવા માંડે એટલે પછી તેનું સ્થૂલ કાર્ય આજે નહિ, તો કાલે અવશ્ય પ્રકટ થઈ જાય છે.

સમર્થ મનુષ્યના મનમાં ભય તથા અપયશના વિચારોનો કદાપિ આવિર્ભાવ થતો નથી. યદાકદાચિત્ કોઈ વાર તેમનો પ્રાદુર્ભાવ થઈ જાય, તોપણ સમર્થ જન તત્કાળ તેવા વિચારોને પોતાના મનમાંથી હાંકી કાઢે છે. આ કારણથી આવા પ્રકારના નિકૃષ્ટ બાહ્ય વિચારોનું તેના મનમાં કશું પણ પરિણામ થતું નથી. દુર્બળતા તથા અનુત્સાહજનક વિચારોથી તે સર્વથા વિમુખ રહે છે અને તેથી એવા વિચારો તેના નિકટમાં જઇ જ નથી શકતા. વિચાર ધનાત્મક હોય છે એટલે કે, વિચારો જેવા હોય છે તેવા જ વિચારોને તેઓ અંતર્ભાગમાં ઉત્પન્ન કરે છે અને તેવા જ વિચારોને બાહ્ય ભાગમાંથી પણ આકર્ષી લે છે. પ્રબળ વિચારો અંતરમાં પણ પોતાના જેવા જ વિચારોને પ્રકટ કરે છે અને બાહ્ય વિશ્વમાંથી પણ તેવા જ પ્રબળ વિચારોને પોતાપ્રતિ આકર્ષતા રહે છે. નિર્બળ વિચારો અંતઃકરણમાં નિર્બળતાને ઉપજાવે છે અને બાહ્ય જગત્માંથી પણ તેવા જ વિચારોનું આકર્ષણ કરે છે. ધૈર્યના યોગે બળની પ્રાપ્તિ થાય છે અને ભયના યોગે અપયશ તથા નિર્બળતાની જ પ્રાપ્તિ થાય છે. બળનો ઉદ્ભવ ધૈર્યમાંથી છે અને અપયશ તથા દુર્બળતાનો જન્મ ભયમાંથી થાય છે.

જેમના સંકલ્પ સત્ય છે–જેમની પ્રતિજ્ઞા દૃઢ છે–તે ધૈર્યશીલ પુરુષો જ પોતાની પરિસ્થિતિપર સત્તા ચલાવી શકે છે અને વિશ્વમાં સત્ય પરાક્રમજન્ય જે મહત્ કાર્યો થાય છે, તે મહત્ કાર્યો આવા પુરુષોના વરદ હસ્તથી જ થાય છે. પરંતુ જેમના સંકલ્પો ડગમગતા હોય છે અને જેમના ધૈર્યનો દુર્ગ તૂટી ગયેલો હોય છે, તે પુરુષો નિરંતર પોતાની પરિસ્થિતિના દાસાનુદાસ બની રહે છે; કારણ કે, સંશય તથા ભયના કારણથી તેમનાં મનો જર્જર તથા દુર્બળ થઈ જાય છે.

પ્રત્યેક મનુષ્યને જે જે સ્થિતિ પ્રાપ્ત થાય છે, તેનો કર્ત્તા અથવા ઉત્પાદક તે પોતે જ હોય છે અને એથી એ તો સ્પષ્ટ જ છે કે, પ્રત્યેક મનુષ્ય પોતાની અભિલષિત અવસ્થાને પ્રાપ્ત કરી શકે છે. આ સ્થૂલ તથા દૃશ્ય વિશ્વની પ્રત્યેક વસ્તુનું કારણ સૂક્ષ્મ તથા અદૃશ્ય વિશ્વમાં રહેલું હોય છે. વિચારસૃષ્ટિ કારણરૂપ છે અને દૃશ્યસૃષ્ટિ કાર્યરૂપ છે. કારણનો જેવો સ્વભાવ, જેવો ગુણ તથા જેવો ધર્મ હોય છે; તેવો જ સ્વભાવ, તેવો જ ગુણ તથા તેવો જ ધર્મ તેના કાર્યનો પણ થાય છે. આપણો આયુષ્યક્રમ આપણી અદૃશ્ય વિચારસૃષ્ટિમાં જેવા રૂપમાં રહેલો હોય છે, તેવો જ તે દૃશ્યસૃષ્ટિમાં પણ પ્રકટ થાય છે. જો દૃશ્યસૃષ્ટિમાં પ્રકટ થનારા આપણા આયુઃક્રમમાં આપણે પરિવર્ત્તન કરી નાખવું હોય, તો પ્રથમ તેમાટે આપણી વિચારસૃષ્ટિમાંના આયુઃક્રમમાં પરિવર્ત્તન કરી નાખવાની અનિવાર્ય આવશ્યકતા છે. આ મહત્ સત્યનો સ્પષ્ટ સાક્ષાત્કાર આપણી આસપાસ જે સહસ્રાવધિ સ્ત્રીપુરુષો અત્યારે નિરાશાની ગર્ત્તામાં ડૂબેલાં આપણા જોવામાં આવ્યા કરે છે, તેમને આશા તથા વિજયની પ્રાપ્તિ કરાવશે; એ સત્યનો સાક્ષાત્કાર અત્યારે નાના પ્રકારના રોગો તથા વ્યાધિઓથી પીડાતાં અને રીબાતાં સહસ્રાવધિ સ્ત્રીપુરુષોના શરીરમાં આરોગ્ય તથા શક્તિનો સંચાર કરી દેશે અને અત્યારે જે સહસ્રાવધિ મનુષ્યો અશાંતિ તથા ક્લેશના ભોગ થયેલા દેખાય છે, તેમનામાં શાંતિ તથા આનંદના પીયૂષનો પ્રવેશ કરાવી દેશે.

પોતાની આસપાસ સર્વત્ર લક્ષાવધિ સ્ત્રીપુરુષોને ભયથી ભયભીત થયેલાં અને પીડાતાં જોઇને કયા સદય મનુષ્યના હૃદયમાં દયા તથા અનુકંપાનો ઉદય નહિ થતો હોય વારુ? જે સ્ત્રીપુરુષો વાસ્તવિકતાથી શક્તિસંપન્ન તથા પરાક્રમશીલ હોવાં જોઇએ, તેઓ સર્વથા ઉત્સાહહીન તથા સાહસહીન જ જોવામાં આવે છે. જેમના પ્રતિ આપણે દૃષ્ટિપાત કરીએ છીએ, તેઓ

સર્વથા ભયવડે સંપૂર્ણ ગ્રસ્ત થયેલાં જ દેખાય છે. ભયના કારણથી તેમના ઉત્સાહનો ભંગ થઈ ગયેલો જણાય છે અને ભીતિના કારણથી તેમના પ્રયત્નો નિષ્ફળ થઈ જાય છે. તેમને સર્વત્ર કેવળ ભય અને ભયનો જ સાક્ષાત્કાર થયા કરે છે. કોઇના મનમાં ન્યૂનતાનો ભય હોય છે, કોઇના મનમાં ભૂખે મરી જવાનો ભય રહ્યા કરે છે, કોઇના મનમાં નિન્દાનો ભય આવીને ભરાઈ બેઠેલો હોય છે, કોઇના અંતઃકરણમાં ભાવિ ચિન્તાની ભીતિ વસેલી હોય છે તો કોઇના ચિત્તમાં રોગ તથા મૃત્યુનો ભય નિવાસ કરી રહેલો હોય છે. એવી રીતે ભય કેટલાકોનો સ્વભાવ જ બની ગયેલો હોય છે. ભયરૂપ પિશાચે પોતાના પ્રભાવને એટલી સીમાપર્યન્ત જમાવી દીધો છે કે આપણે જ્યાં ક્યાં પણ જઇએ છીએ ત્યાં તે આપણી પાછળનો પાછળ જ રહ્યા કરે છે. આપણાપર અમુક મહાશયની અપ્રસન્નતા થઈ જશે, કદાચિત્ આપણે નિર્ધન થઈ જઇશું, આપણને કદાચિત્ નોકરીપરથી દૂર કરી દેવામાં આવશે, અથવા તો આપણો વ્યાપાર વ્યવસાય અટકી પડશે, ઇત્યાદિ પ્રકારના ભયપૂર્ણ વિચારોને જ્યાં આપણે આપણા અંતઃકરણમાં પ્રકટ થવા દીધા કે તત્કાળ આપણે જે દુર્દશાથી ડરતા હોઇએ છીએ, તેજ દુર્દશા તત્કાળ હાથ ધોઇને આપણી પાછળ પડી જાય છે અને પિશાચિકાની પેઠે આપણને વળગી પડે છે.

ભયના કારણથી કેવળ હાનિ અને હાનિ વિના આપણને અન્ય કોઈ પણ પ્રકારનો લાભ મળી શકતો નથી. કેટલાક લોકો કહે છે કે: "અમો સારી રીતે જાણીએ છીએ કે ભયથી કેવળ આપણી હાનિ અને હાનિ જ થયા કરે છે; પણ શું કરીએ કે અમારામાં એ ભયને ત્યાગી દેવાનું સામર્થ્ય નથી." આમ બોલનારામાં આત્મજ્ઞાનનો યત્કિંચિત્ અંશ પણ નથી, એમ જ આપણે સમજવાનું છે. જ્યારે આપણને આપણા આત્મસ્વરૂપનું સારી રીતે જ્ઞાન થઈ જાય છે, તે વેળાયે આપણી પોતાની

પ્રચંડ શક્તિના યથાર્થ જ્ઞાનનો આપણા અંતઃકરણમાં ઉદય થાય છે અને જ્યાં તે દિવ્ય શક્તિનું જ્ઞાન આપણને થયું અને જ્યાં તેનો આપણે સદુપયોગ કરવા લાગ્યા, એટલે પછી ભય પિશાચને આપણા અંતઃકરણમાંથી લબાચા લપેટીને વિદાય થવું જ પડે છે. "ભયને પરાજિત નથી કરી શકાતો;" આવી ભાવનાને અંતઃકરણમાં દઢ કરવાથી ભયપિશાચ પોતાના આધિપત્યને આપણા અંતઃકરણમાં વધારે અને વધારે જ દઢ કરતો જાય છે.

એટલામાટે તમારા મનમાં નિરન્તર એ જ ભાવનાને રાખો કે તમો સર્વ કાંઈ કરી શકો તેમ છે. જો આવશ્યકતા હોય, તો આને જ સર્વ વિચારોનું બીજ સમજી લ્યો, પોતાના વિવેકમાં એ બીજને ઊગવા દ્યો, એને જલસિંચન કરતા રહો અને એનું પાલનપોષણ કર્યા કરો. ધીમે ધીમે એનો સર્વત્ર વિસ્તાર થશે અને એ બળવાન્ તથા દઢ થઈ જશે. જે આત્મિક શક્તિ તમારા અંતરમાં આમ તેમ વિખરાયલી છે અને નિરુપયોગી જેવી થઇને પડી રહી છે, તે શક્તિને આ મૂળ વિચાર એક સ્થાનમાં લાવીને એકત્ર કરી દેશે અને તેને દઢ તથા પ્રભાવશાલિની બનાવી દેશે. તે શક્તિ બાહ્ય શક્તિને પોતાપ્રતિ આકર્ષશે અને પોતા સમાન તે મસ્તિષ્કોના પ્રભાવને પોતાના સહાયક બનાવી લેશે કે જે મસ્તિષ્કો નિર્ભય, બલવાન્ તથા સાહસી છે. આવી રીતે તમો આ શ્રેણિના વિચારો સાથે તમારો સંબંધ જોડી શકશો. જો તમે પોતાના કાર્યમાં પરિપકવ તથા નિશ્ચયયુકત હશો, તો તે સમય શીઘ્ર જ આવી લાગશે કે જ્યારે તમારા સમસ્ત ભયનો લોપ થઈ ગયેલો હશે અને નિરાશા તથા ગુલામીની દશાને બદલે તમો પોતાને અપાર શક્તિશાળી, મુક્ત તથા સ્વતન્ત્રતાની દશામાં વિહરતા અનુભવી શકશો.

આપણને પ્રતિદિનના જીવનમાં અધિક વિશ્વાસની આવશ્યકતા છે. જે શક્તિ સર્વના કલ્યાણનું કાર્ય કરી રહી છે, તેમાં,

અનન્ત પરમાત્મામાં અને એ જ કારણથી આપણા પોતામાં વિશ્વાસ રાખવાની અત્યંત આવશ્યકતા છે; કારણ કે, આપણે તેની જ મૂર્તિઓ છીએ. સમયાનુસાર વસ્તુઓ ભલે ગમે તેવી દશામાં હોય અને બાહ્ય આકારો ભલે ગમે તેવા ભયંકર ભાસતા હોય, તોપણ જે "સર્વશક્તિમાન્ પરમાત્મા આપણો પણ તેવો જ સંરક્ષક છે કે જેવો તે સર્વ વિભિન્ન બ્રહ્માંડો તથા તેમના સૂર્યોનો ચાલક તથા રક્ષક છે;" એવા પ્રકારનું જે જ્ઞાન છે, તે આપણામાં એવા શ્રેષ્ઠ વિશ્વાસને સ્થાપી દેશે કે, આ સમસ્ત સંસાર પ્રમાણે આપણે પણ સર્વથા નિર્ભય તથા નિર્વિઘ્ન જ છીએ. "હે પરમાત્મન્, જેનું મન કેવળ તારામાં જ સંલગ્ન થયેલું છે, તેને તું નિરન્તર સંપૂર્ણ શાન્તિમાં રાખજે!" આ આશીર્વચનનો અર્થ પણ એવો જ થાય છે કે, જેની પરમાત્મામાં શ્રદ્ધા હોય છે, તેની રક્ષા પરમાત્મા અવશ્ય કરે છે.

પરમાત્મા કરતાં વિશેષ દૃઢ, સુરક્ષિત તથા વિશ્વસનીય અન્ય કોઈ પણ વસ્તુ છે જ નહિ. જ્યારે આપણને એનો અનુભવ થવા માંડશે કે, તે અનન્ત શક્તિને આપણામાં આવવા દેવાનું કાર્ય આપણા જ હાથમાં છે અને જ્યારે આપણે આપણા હાથે જ તે અનન્ત શક્તિનો આપણામાં પ્રાદુર્ભાવ થવા દઇશું, તો આપણે આપણામાં એક સદા સર્વદા વૃદ્ધિગત થનારી શકિતને નિહાળી શકીશું; કારણ કે, આવી રીતે આપણે તેની સાથે મળીને કાર્ય કરીએ છીએ અને તે આપણી સાથે મળીને કાર્ય કરે છે. એ પછી આપણે એનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરવા માંડીએ છીએ કે જે લોકો કલ્યાણને ઇચ્છનારા છે તેમના કલ્યાણમાટે જ આ સર્વ વસ્તુઓ કાર્ય કરી રહી છે. આમ થવાથી જે ભય તથા સંશયમાં આપણે જકડાયલા હતા, તે આપણા ભય તથા સંશય વિશ્વાસના રૂપમાં બદલાઈ જશે અને વિશ્વાસ એક એવી વસ્તુ છે કે જે તે

બરાબર સમજવામાં આવી જાય અને તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે, તો તેના સમક્ષ અન્ય કોઈ પણ વસ્તુ ઉભી રહી શકતી નથી.*

જડતાથી કેવળ નિરાશા તથા દોષગ્રાહિતાનો જ ઉદ્ભવ થાય છે. સત્ય છે; કારણ કે, એ વિના તેમાંથી અન્ય ઉત્તમ વસ્તુનો ઉદ્ભવ થઇ જ ક્યાંથી શકે વારુ? આધ્યાત્મિક બળ આપણામાં, આપણાદ્વારા તથા સર્વ વસ્તુઓમાં અને સર્વ વસ્તુઓદ્વારા કાર્ય કરી રહ્યું છે અને તે કેવળ સત્યને માટે જ કાર્ય કરી રહ્યું છે; એ

---

* શ્રીમદ્ ભગવદ્ગીતાના ચતુર્થ અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને પણ વિશ્વાસ અથવા શ્રદ્ધાનું એવા જ પ્રકારનું માહાત્મ્ય દર્શાવેલું છે અને તે આ પ્રમાણેઃ-

"श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेन्द्रियः ।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥
अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः" ॥ ४० ॥

એનો ભાવાર્થ એવો છે કેઃ "એ જ્ઞાન જે શ્રદ્ધાવાન્ પુરુષ ઇંદ્રિય-સંયમ કરીને તેની જ પૂંઠે પડેલો હોય છે, તેને જ પ્રાપ્ત થાય છે અને જ્યાં જ્ઞાનની પ્રાપ્તિ થઈ એટલે તત્કાળ તેને પરમ શાંતિની પણ પ્રાપ્તિ થાય છે. (૩૯) સારાંશ કે, બુદ્ધિથી જે જ્ઞાન તથા શાંતિની પ્રાપ્તિ થાય છે, તે જ પ્રાપ્તિ શ્રદ્ધાવડે પણ થાય છે; પરંતુ જેનામાં બુદ્ધિ તથા જ્ઞાન ઉભયનો અભાવ હોય છે, એવો સંશયાત્મા મનુષ્ય નાશને જ પામે છે; સંશયશીલ મનુષ્યને માટે આ લોક પણ નથી અને પરલોક પણ નથી તેમ જ તેને ક્યાંય પણ સુખ તથા શાંતિનો લાભ મળી શકતો નથી." (૪૦) અર્થાત્ જ્ઞાનની પ્રાપ્તિના પોતાની બુદ્ધિ તથા શ્રદ્ધા એ બે જ માર્ગો છે અને એ જ માર્ગોને આ ગ્રન્થમાં પણ દર્શાવવામાં આવ્યા છે અને તે પણ વળી એવા સ્વરૂપમાં કે એ જાણે ગીતાના આ બે શ્લોકોનો જ નવીન રૂપમાં અનુવાદ કરાયો હોયની! એવો જ આપણને ભાસ થયા કરે છે.

વાર્ત્તાનું જ્ઞાન આપણને આશા તથા ગુણગ્રાહકતાના પ્રદેશમાં જ લઈ જાય છે. દોષદૃષ્ટિથી દુર્બળતા તથા ગુણદૃષ્ટિથી બળનો ઉદ્ભવ થાય છે. જે મનુષ્ય પરમાત્મરૂપ કેન્દ્રસ્થળ સાથે સંબંધ ધરાવે છે અને પરમાત્મામાં સંપૂર્ણ વિશ્વાસ રાખે છે, તે પ્રત્યેક પ્રકારના સંકટને સહી શકે છે અને જેવી રીતે તે પોતાના ઉત્તમ સમયનો સત્કાર કરી શકે છે તેવી જ રીતે પ્રત્યેક તૂફાનના પ્રસંગે પણ ગંભીરતા તથા નિશ્ચિન્તતાથી સામી છાતીએ ઉભો રહી શકે છે; કારણ કે, પરમાત્મામાંના તેના વિશ્વાસના યોગે તે નિર્ભય થઈ જાય છે અને પરમાત્માની અંતર્દૃષ્ટિદ્વારા પ્રથમથી જ ભાવિ પરિણામને જાણી લે છે. તે સારી રીતે જાણતો હોય છે કે, 'મારી સહાયતામાટે અપાર બળ વિદ્યમાન છે.' તે મનુષ્ય જ પરમાત્મામાંના વિશ્વાસની સત્યતાને સારી રીતે સમજતો હોય છે. "પરમાત્મામાં વિશ્વાસ રાખ અને ધૈર્યથી તેની અપેક્ષા કર એટલે તે તારી મનઃકામના પૂર્ણ કરશે." જે મનુષ્ય લેવાને તૈયાર છે, તેને સર્વ કાંઈ આપવામાં આવશે. આના કરતાં અધિક સ્પષ્ટ બીજું શું કહી શકાય વારુ?

આપણે તે સર્વશક્તિમાન્ પરમાત્મા સાથે જેટલા પ્રમાણમાં મળીને કાર્ય કરીએ છીએ, તેટલા પ્રમાણમાં આપણી તે કાર્ય વિશેની ચિન્તાનો ભાર ઓછો થઈ જાય છે. એ સત્યનો સંપૂર્ણ સાક્ષાત્કાર કરીને જીવન વીતાડવાથી સંપૂર્ણ શાંતિનો સાક્ષાત્કાર થાય છે; એવી શાન્તિનો આવિર્ભાવ થાય છે કે જે શાન્તિ વર્ત્તમાન દશાને પૂર્ણ બનાવી દે છે અને ત્યારપછી આગળ વધતાં એવો દૃઢ વિશ્વાસ બંધાવી દે છે કે જેમ જેમ સમય વીતતો જાય છે તેમ તેમ તે વિશ્વાસના યોગે આપણી શક્તિ દિવસાનુદિવસ વૃદ્ધિંગત થતી રહે છે. જે મનુષ્યનો પરમાત્મામાં

સંપૂર્ણ વિશ્વાસ છે, તેને કોઈ પણ પ્રકારની અશાંતિ કિંવા કોઈ પણ પ્રકારનાં કષ્ટો કશી પણ બાધા કરી શકતાં નથી. તે નિમ્ન લિખિત સ્થિતિનો સાક્ષાત્કાર કરીને આપણને કહી શકે છે કે:—

* * * *

"I stay my haste, I make delays,
For what avails this eager pace?
I stand amid elernal ways,
And what is mine shall know my face.
"Asleep, awake, by night or day,
The friends I seek are seeking me;
No wind can drive my bark astray,
Nor change the tide of destiny.

* * * *

"The waters know their own, and draw,
The brooks that spring in yonder height;
So flows the good with equal law
Unto the soul of pure delight.
"The stars come nightly to the sky;
The tidal wave unto the sea;
Nor time, nor space, nor deep, nor high,
Can keep my own away from me."

એનો ભાવાર્થ એવો થાય છે કે:-

"ત્યાગી ત્વરાને ધૈર્ય ધારી કાર્ય ધૈર્યથકી કરું;
'આંબા ઉતાવળથી ન પાકે' એ નિયમ મનમાં ધરું.
શાશ્વત નિયમના મધ્યમાં હું સ્થિત રહું એ ભાવથી;
મારું હશે તે આવી મળશે, જવાનું ક્યાંયે નથી.
"છો હોય નિદ્રા જાગરણ કે હોય દિવસ વિભાવરી;
હું શોધતો જે મિત્રને તે શોધતા મુજને ફરી.

નહિ, પવન મારી તરણિને કદી પથભ્રષ્ટ કરી શકે;
નહિ તેમ ભાગ્યે પ્રવાહને બીજી દિશામાં ધરી શકે.

* * * *

"જ્યમ સમુદ્રો નિજ નિજ નદીને ઓળખી આકર્ષતા;
સરિતા પ્રવાહો દૂરથી સાગર સમીપે આવતા.
શુભ વસ્તુઓ પણ એજ નિયમે નિત્ય વહન કરી રહી;
ઉત્સાહથી તે શુદ્ધ આત્મા પાસ આવે છે વહી,
"નક્ષત્ર નભમાં નિશા સમયે જેમ નિત્ય પ્રકાશતા;
સાગર વિશે વળી ઓટ ભરતીના પ્રકારો જ્યમ થતા.
મમ વસ્તુ આવીને મને મળશે, ન દૂર કદા થશે;
સ્થળ, કાળ, જળ, નભથી ન તેનું આગમન અટકી જશે."

## ૮ સંપૂર્ણ શક્તિનો સાક્ષાત્કાર

પરમાત્મા અનન્ત શક્તિમય છે; એટલામાટે જેટલા પરિમાણમાં આપણે તે શક્તિસાગર પરમાત્મા સમક્ષ આપણા અંતઃકરણને ખોલીએ છીએ, તેટલા પરિમાણમાં તેની શક્તિ આપણામાં પ્રકટ થાય છે. ઇશ્વરમાં સર્વ કાંઈ શકય તથા સંભવનીય હોવાથી તેની સાથે એકતા થતાં આપણને પણ સર્વ કાંઈ કરી શકવાનું સામર્થ્ય પ્રાપ્ત થઈ જાય છે. સારાંશ કે, તે અગાધશક્તિ પરમાત્મા સાથેની જે એકતા તેજ સંપૂર્ણ શકિતના સાક્ષાત્કારનો એક માત્ર ઉત્કૃષ્ટ માર્ગ છે. એ ઉત્કૃષ્ટ માર્ગનું જ્યાં આપણને જ્ઞાન થઈ જાય છે, એટલે પછી આપણી શકિતની સીમા જ રહેતી નથી.

જો આ વાર્ત્તા સત્ય હોય, તો પછી તે સંપૂર્ણ શકિતની પ્રાપ્તિમાટે ઇતસ્તતઃ ભટકીને વ્યર્થ સમયને ખોવાની શી આવશ્યકતા છે વારુ? એની પ્રાપ્તિને માટે આજે આ વિષયના અભ્યાસ અને કાલે તે વિષયના અભ્યાસને આરંભવાની શી

અગત્ય છે? એકદમ પર્વતના શિખરે ચઢવાના માર્ગને ત્યાગીને આપણે આડી અવળી પગવાટો તથા વૃક્ષરાજીઓમાં શામાટે અટવાવું જોઇએ? સસારના સર્વ ધર્મગ્રંથોમાં માનવ પ્રાણીનું જે સર્વથી અધિક શ્રેષ્ઠત્વ તથા સર્વોપરિ પ્રભુત્વ દર્શાવવામાં આવ્યું છે, તેનું કારણ તેની પશુપ્રકૃતિ નહિ, કિન્તુ દૈવી પ્રકૃતિ જ છે. એવા અનેક પશુઓ છે કે જેમનાપર ભૌતિક દૃષ્ટિથી મનુષ્ય પોતાના આધિપત્યને સ્થાપી શકતો નથી, પરંતુ ઇશ્વરદત્ત પોતાની માનસિક શક્તિઓને કાર્યમાં યોજવાથી મનુષ્ય તે પશુઓપર પણ પોતાની પ્રભુતાને સ્થાપી શકે છે અને તેમને પોતાના અધિકારમાં લાવી શકે છે.

જે કાર્ય શરીરવડે નથી થઈ શકતું, તે કાર્ય માનસિક કિંવા આત્મિક શક્તિવડે કરી શકાય છે. જે મનુષ્ય જેટલા અધિક પ્રમાણમાં પોતાના સત્ય સ્વરૂપ આત્માના જ્ઞાનને ધરાવે છે, અને તદનુસાર પોતાનું આચરણ રાખે છે; તે મનુષ્ય, જેને કેવળ પોતાના શરીર ઉપરાંત સત્ય સ્વરૂપ આત્માનું લેશ માત્ર પણ જ્ઞાન હોતું નથી તેવા મનુષ્ય કરતાં, તેટલા જ અધિક પ્રમાણુમાં શકિતના વિષયમાં આગળ વધેલો હોય છે. સંસારમાંના સર્વ ધર્મગ્રન્થો આવાં અનેક ઉદાહરણોથી ભરેલાં છે, અને તેમને આપણે ચમત્કારોના નામથી ઓળખીએ છીએ. એ ચમત્કારોમાટે કોઈ વિશેષ સમય કિંવા વિશિષ્ટ સ્થાનની આવશ્યકતા નથી; એ ચમત્કારો કાળ અને સ્થળના નિયમબંધનથી બંધાયલા હોતા નથી. ચમત્કારોનો એવો કોઈ ભિન્ન યુગ નથી કે જેને આપણે ભિન્ન પાડીને ચમત્કારયુગના ભિન્ન નામથી ઓળખી શકીએ. સંસારના ઇતિહાસમાં અત્યાર સૂધીમાં જે કાંઈ કરાયલું છે, તે સર્વ તે જ નિયમો તથા શક્તિઓનો ઉપયોગ

કરવાથી અત્યારે પણ કરી શકાય તેમ છે. એ ચમત્કારો તે લોકોના હસ્તે થયા નથી કે જેઓ મનુષ્યો કરતાં કાંઇક અધિકતર હતા, કિંતુ તે લોકોના હસ્તેજ થયેલા છે કે જેઓ ઈશ્વર સાથેની એકતાને અનુભવીને દિવ્ય મનુષ્ય થયા હતા અને એ જ કારણથી ઉચ્ચતમ શક્તિઓ તેમના દ્વારા કાર્ય કરતી હતી.

હવે અહીં પ્રશ્ન એ થાય છે કે, એ ચમત્કાર શો પદાર્થ છે ? શું, એ ચમત્કાર કોઈ અલૌકિક પદાર્થ છે ? સાધારણ મનુષ્યને દૈવી સ્વભાવયુક્ત તથા દૈવીશક્તિસંપન્ન મનુષ્યનાં કાર્યો અદ્‌ભુત તથા અપ્રાકૃતિક જણાય છે અને એટલામાટે જ તેઓ એવી કૃતિઓને લોકોત્તર ચમત્કારના નામથી ઓળખે છે. ચમત્કારમાં આના કરતાં અધિક બીજી કાંઈ પણ અલૌકિકતા કિંવા લોકોત્તરતા છે જ નહિ. સર્વવ્યાપક, સર્વજ્ઞ તથા સર્વશક્તિમાન્ પરમાત્મા સાથે જેમણે પોતાની એકતા કરી લીધી છે, તે મહાત્માઓ અનેક પ્રકારના ઈશ્વરીય નિયમ તથા શક્તિઓનું જ્ઞાન ધરાવતા હોય છે અને તે નિયમ તથા શક્તિઓનો ઉપયોગ પણ કરતા રહે છે. જેમની બુદ્ધિ અલ્પ છે અને જેમની શાંતિ સીમાબદ્ધ છે, તે લોકો જ્યારે એ મહાત્માઓને ઉચ્ચતમ ઈશ્વરીય નિયમો તથા શક્તિઓનો ઉપયોગ કરતા જુએ છે, તે વેળાયે તેમની બુદ્ધિ ચકરાઈ જાય છે અને તે મહાત્માઓનાં પોતાની બુદ્ધિથી અગમ્ય અને અજ્ઞેય કાર્યોને ચમત્કાર કહેવા મંડી જાય છે અને એવા ચમત્કારને કરી બતાવનારા પુરુષોને લોકોત્તર પુરુષના નામથી ઓળખવા માંડે છે. પરંતુ તે જ લોકો જો પોતાની આન્તરિક શક્તિદ્વારા, જે નિયમોનું તે અલૌકિક પુરુષો અનુસરણ કરતા હતા તે જ નિયમોનું અનુસરણ કરવા માંડે, તો તેઓ પણ તેવાં અલૌકિક કાર્ય કરવાને સમર્થ થાય, એ સર્વથા નિઃસંશય છે. આ વાર્ત્તાને સ્મરણમાં રાખી લેવાની

આવશ્યકતા છે કે, વિકાસક્રમ અથવા ઉત્ક્રાન્તિનિયમ અનુસાર મનુષ્ય નીચી દશામાંથી ઉચ્ચ દશાને પ્રાપ્ત થાય છે, ભૌતિક દશામાંથી આધ્યાત્મિક દશામાં પહોંચે છે અને એવી રીતે જે શક્તિને એક મનુષ્ય મેળવી શકે છે, તે જ શક્તિ અન્ય મનુષ્યોને પણ પ્રાપ્ત થઈ શકે છે. પ્રત્યેક જીવનમાં સર્વત્ર એક જ નિયમ વિદ્યમાન છે. આપણે ઇચ્છીએ તો શક્તિશાળી થઈ શકીએ છીએ અથવા શક્તિહીન પણ થઈ શકીએ છીએ. જ્યારે મનુષ્યને એ વાર્ત્તાનું જ્ઞાન થઈ જાય છે કે, તે પોતાની ઉન્નતિ કરીને ઉચ્ચતમ સ્થિતિને પ્રાપ્ત કરવાને સમર્થ છે, એટલે પછી અવશ્ય તે ઉન્નત થઈ શકે છે અને જે સીમાને તે પોતા માટે નિયત કરે છે, તેવિના તેના માટે બીજી કોઈ પણ સીમા કિંવા મર્યાદા રહેતી નથી. મલાઈ હમેશાં નીચેથી ઊઠીને દૂધના ઉપરના ભાગમાં જ તરી આવે છે તેમ જ છાશમાંથી નીકળેલું માખણ પણ ઉપરના ભાગમાં તરી આવે છે, એનું કારણ એજ છે કે, ઉપર ચઢી આવવું એ તેમનો સ્વભાવ જ છે.

પરિસ્થિતિના સંબંધમાં આપણે બહુ બહુ સાંભળીએ છીએ. આપણને એ વાર્ત્તાને જાણવાની અતિશય આવશ્યકતા છે કે, પરિસ્થિતિ મનુષ્યને નિર્માણ કરી શકતી નથી, કિન્તુ મનુષ્ય જ પરિસ્થિતિને નિર્માણ કરે છે. જ્યારે આપણને આ વાર્ત્તાનું જ્ઞાન થઈ જાય છે, ત્યારે આપણા જાણવામાં આવી જાય છે કે, ઘણીકવાર આપણને કોઈ એક વિશિષ્ટ પરિસ્થિતિમાંથી બહાર નીકળવાની આવશ્યકતા હોતી નથી; કારણ કે, આપણને તે પરિસ્થિતિમાં અદ્યાપિ કાંઇક કાર્ય કરવાનું હોય છે; પરંતુ જે શક્તિ આપણામાં વર્ત્તમાન છે, તે શક્તિના યોગે તે પરિસ્થિતિને આપણે એવા સ્વરૂપમાં બદલી શકીએ છીએ કે તેના યોગે તે જીર્ણ પરિસ્થિતિમાં પણ સર્વથા નવીન પરિસ્થિતિ જ પ્રકટેલી

દેખાય છે. પરંતુ પરિસ્થિતિના એ પરિવર્તનનો સર્વથા આપણી ઇચ્છાપરજ આધાર રહેલો હોય છે.

આ જ નિયમ આનુવંશિક સંસ્કારના સંબંધમાં પણ લાગૂ પડે છે. આપણે કેટલીકવાર એવો એક પ્રશ્ન પૂછાયલો સાંભળીએ છીએ કે:—'શું એ આનુવંશિક સંસ્કારોનો પણ પરાજય કરી શકાય છે?' પરંતુ જેને પોતાના આત્મતત્ત્વનું જ્ઞાન નથી હોતું, તે મનુષ્ય જ આવા પ્રકારનો પ્રશ્ન પૂછે છે. જો આપણે એવી જ ભાવનાને હ્રદયમાં દ્રઢ કરી લઇએ અને એવા જ વિચારમાં અટવાયા કરીએ કે, 'આનુવંશિક સંસ્કારોને પરાજિત કરવાનું કાર્ય તો સર્વથા અશકય તથા અસંભવનીય જ છે;' તો એનું પરિણામ બહુધા એ જ આવવાનો સંભવ છે કે, કદાચિત્ તેમનો પરાજય આપણાથી ન કરી શકાય અને આપણે જેવી ને તેવી જ અવસ્થામાં રહ્યા કરીએ. પરંતુ જે ક્ષણે આપણને આપણા આત્મસ્વરૂપનું જ્ઞાન થઈ જાય છે અને આપણે આપણી પ્રચંડ આંતરિક શક્તિઓનો સાક્ષાત્કાર કરવા માંડીએ છીએ, એટલે પછી જે આનુવંશિક સંસ્કારો સ્વાભાવિક જ આપણા માટે હાનિકારક હોય છે તે આનુવંશિક સંસ્કારો પોતાની મેળે જ ઓછા થવા માંડે છે અને જ્યારે આપણને આત્મસ્વરૂપનો સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે તે વેળાયે એ સર્વ આનુવંશિક સંસ્કારોનો અત્યંત વેગપૂર્વક લોપ થઈ જાય છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

'એવી આ સંસારમાં કોઈ પણ વસ્તુ છે જ નહિ કે જેનાપર આપણે કદાપિ વિજય ન જ મેળવી શકીએ. આ દુષ્ટ વાસના તો મને વંશપરંપરાગત પ્રાપ્ત થયેલી છે, એમ કદાપિ બોલશો નહિ; અથવા તો અમુક પ્રકારનું સ્વાભાવિક વલન જીવ-

નને સત્ત્વહીન તથા નીરસ બનાવી દે છે અને અમુક પ્રકારનો અયોગ્ય દંડ અપાવે છે, એવા શબ્દોને પણ કદાપિ ઉચ્ચારશો નહિ.

'તમારા પિતા અને પ્રપિતાઓની પાછળ પણ તે મહતી શાશ્વત શક્તિનો નિવાસ છે અને તે તમારો પણ દાયભાગ છે. તે શક્તિ અતિશય બલવતી, સુંદરી તથા દૈવી છે અને તેથી જે કોઈ પણ તેનામાં દૃઢ વિશ્વાસ રાખે છે, તેને તે શક્તિ અવશ્ય વિજયશ્રીનો ભોક્તા બનાવી દે છે!'

"એવી એક પણ ઉત્કૃષ્ટ ઉચ્ચતા આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતી નથી કે જેનાપર તમારાથી આરોહણ ન કરી શકાય. સમયના જવા સાથે ભવિષ્યમાં તમો સર્વ વિજયોને મેળવી શકશો. પોતાના ગમે તેવા અપરાધો કિંવા પ્રમાદો હોવા છતાં જો તમો હતાશ ન થાઓ અને અટકી ન જતાં ઇશ્વરમાં શ્રદ્ધા રાખીને પ્રયત્નના માર્ગમાં આગળ અને આગળ જ વધતા રહો, તો તેથી અવશ્ય તમો વિજયલક્ષ્મીના પ્રદેશમાં પહોંચવાના જ."

"સંસારનો કાંઈ એવો દાવો નથી કે, આત્મા વિજય નથી મેળવી શકતો. તું પોતાને, તે અનંત આત્માનો એક વિભાગ છે, એમ જાણી લે. તારી આત્મશક્તિ સમક્ષ અન્ય કોઈ પણ પદાર્થ ટકી શકે તેમ નથી; કારણ કે, આત્માનો દિવ્ય દાયભાગ (વારસો) સર્વથી ઉત્કૃષ્ટ છે."

વળી એવા અસંખ્ય લોકો છે કે, જેઓ અત્યંત નિકૃષ્ટ જીવન વીતાડે છે અને તેનું કારણ એ જ છે કે, તેઓ નિરંતર પોતાના વ્યક્તિસ્વાતંત્ર્યને બીજાઓના હાથમાં સોંપી દીધા કરે છે. જો આ સંસારમાં શક્તિશાળી થવાની તમારી આકાંક્ષા હોય, તો તમે સ્વાવલંબનના તત્ત્વને સ્વીકારો; કારણ કે, એ તત્ત્વદ્વારા જ તમારા શક્તિશાળી થવાનો સંભવ છે. પોતાને

સાધારણ મનુષ્ય ન માનો અને એમ પણ ન કહો કે, 'આપણે તો સાધારણ અને ક્ષુદ્ર લોકોમાંના જ એક છીએ!' તમારા આત્મામાં જે જે સર્વોત્કૃષ્ટ તત્ત્વો રહેલાં છે, તેમનામાં જ દઢ રહો અને ત્યાર પછી કોઈ પણ રૂઢિ, પ્રણાલિકા, રીતિ કિંવા મનુષ્યકૃત નિયમો અનુસાર ન ચાલો; કારણ કે, તે રૂઢિ આદિ કોઈ પણ તત્ત્વના આધારે ઘડાયલાં હોતાં નથી. તમારું વ્યકિત-સ્વાતંત્ર્ય જ તમારી શકિતનું સર્વથી મહત્‌દ્વાર છે. એટલામાટે એ વ્યકિતસ્વાતંત્ર્યને ત્યાગીને, જેમનામાં પોતાનાં તત્ત્વોમાં દઢ રહેવાની શકિતનો અભાવ છે અથવા તો જેમણે પોતાના વ્યકિતસ્વાતંત્ર્યને બીજાઓના હાથમાં વેચી નાખેલું છે તેવા લોકોનાં બનાવેલાં રૂઢિ તથા નિયમોનો કદાપિ અંગીકાર ન કરો. જો એ રૂઢિ તથા નિયમોનો તમો સ્વીકાર કરશો, તો તેથી તમો અધમ અવસ્થાની વૃદ્ધિમાં સહાયક થશો, તમો ગુલામ બની જશો અને તેથી અવશ્ય એવો એક સમય આવી લાગશે, કે જ્યારે તમો જે લોકોને પ્રસન્ન રાખવા ઇચ્છતા હશો, તે લોકો પણ તમારો અનાદર તથા તિરસ્કાર કરવા મંડી જશે. અર્થાત્‌ વ્યકિતસ્વાતંત્ર્યને પ્રાણ સમાન સંભાળી રાખવાની આવશ્યકતા છે, એનું કદાપિ વિસ્મરણ થવા દેશો નહિ.

જો તમો પોતાના વ્યકિતસ્વાતંત્ર્યને જાળવી રાખશો, તો તેના યોગે તમો સત્તાધીશ સ્વામી થશો અને ત્યાર પછી જો તમો બુદ્ધિમત્તા તથા સાવધતાથી કાર્ય કરતા રહેશો, તો તમો પોતાના પ્રભાવ તથા પોતાની શકિતના યોગે સંસારમાં ઉત્તમોત્તમ તથા આરોગ્યમંડિત પરિસ્થિતિને ઉપજાવનારા થઈ પડશો. એ ઉપરાંત આવા પ્રકારે વર્ત્તવાથી લોકો તમને માન તથા આદરની દૃષ્ટિથી નિહાળશે. જો તમો પોતાના સિદ્ધાન્તોને

ત્યાગીને બીજાઓની સાથે 'ગાડરિયા પ્રવાહ'ની કહેવત પ્રમાણે મળી જશો અને પોતાની નિર્બળતાના કારણથી તેમના કરેલાં રીતિ, રૂઢિ તથા નિયમોને ઉત્તેજન આપવા માંડશો, તો તેના પરિણામે કોઈ પણ સ્થાનમાં તમારો આદરસત્કાર નથી થવાનો તે નથી જ થવાનો. સત્ય વીર પુરુષ સર્વ વર્ગના, સમસ્ત ભિન્ન ભિન્ન સમાજના લોકોને પોતાપ્રતિ આકર્ષી લે છે; માત્ર એટલું જ નહિ, પણ આપણે આગળ વધીને એટલી સીમા સુધી બોલી શકીએ છીએ કે, મનુષ્ય તો શું પણ પશુઓ પણ તેનામાં વિશ્વાસ રાખવા માંડે છે.

પોતાના વ્યક્તિસ્વાતંત્ર્યને દૃઢ તથા અવિચળ રાખવું, એ એક અત્યંત પ્રશંસનીય વાર્તા છે, અને એના જેવી સંતોષકારક અન્ય કોઈ ઘટના છે જ નહિ. એક મનુષ્ય એમ કહે છે કેઃ– 'કેટલીકવાર પોતાની આસપાસની પરિસ્થિતિ અનુસાર વર્તવું, એ શું એક ઉત્તમ નીતિ નથી?' પરંતુ અમારું ઉત્તર એ જ છે કે, પ્રથમારંભે, અંતમાં અને સદાસર્વદા કેવળ પોતાના સિદ્ધાન્તમાં જ દૃઢ રહેવું, એના જેવી અન્ય કોઈ ઉત્તમ નીતિ છે નહિ અને થવાની પણ નથી.

"સર્વ વિષયોને ત્યાગીને તું કેવળ તારા આત્મામાં એકનિષ્ઠ થા અને ત્યારપછી જેવી રીતે દિવસ પછી રાત્રિનું આગમન અવશ્ય થાય છે, તે જ પ્રમાણે તારામાં પણ અવશ્ય સત્યનું આગમન થશે અને તેથી તું કોઈ પણ મનુષ્યપ્રતિ અસત્ય કિંવા દાંભિક થઇશ નહિ."

જ્યારે આપણે ઈશ્વરીય ઉચ્ચ અસ્તિત્વને અભિમુખ થઇએ છીએ, જ્યારે આપણું જીવન એકતત્ત્વાવલંબિત થઈ જાય છે, તે વેળાયે પછી અન્ય સર્વ લોકો આપણામાટે શો અભિપ્રાય

ધરાવે છે અથવા તો અન્ય લોકો આપણાપર પ્રસન્ન છે કે અપ્રસન્ન છે, એવિશેની આપણા અંતઃકરણમાં લેશ માત્ર પણ ભીતિ રહેતી નથી; કિન્તુ આપણા અંતઃકરણમાં એવો સંપૂર્ણ વિશ્વાસ બંધાઈ જાય છે કે, ઈશ્વર આપણો સહાયક થશે અને કાંઈ પણ અડચણ આવવા દેશે નહિ. જો આપણે એવા પ્રકારનું જીવન વીતાડવાની ઇચ્છા રાખીએ કે જેનાથી લોકો આપણાપર પ્રસન્ન અને પ્રસન્ન જ રહ્યા કરે, તો એવી પદ્ધતિથી આપણે લોકોને કદાપિ પ્રસન્ન રાખી શકવાના નથી. આપણે જેટલા પરિમાણમાં આવા પ્રકારના પ્રયત્નો કરીશું, તેટલા જ પરિમાણમાં તેઓ આપણાપર અપ્રસન્ન રહ્યા કરશે. તમારામાટે પોતાના જીવનપર સત્તા રાખવી એ એક એવી ઘટના છે કે જે તમારા તથા ઈશ્વરના મધ્યમાં છે અને જો તમારા જીવનમાં કોઈ અન્ય દ્વારમાંથી પ્રકાશ પડેલો હોય, તો તમારે જાણી લેવું કે, તમો અસત્ય માર્ગમાં જ આવી પડ્યા છો. જ્યારે આપણને પોતાના આંતરિક રાજ્યનો પત્તો મળી જાય છે, જ્યારે આપણે અનંત જીવનમાં મળી જઇએ છીએ, ત્યારે આપણે પોતે જ આપણા સહાયક થઇએ છીએ અને ત્યાર પછી જે લોકો ક્ષુદ્ર નિયમોના દાસાનુદાસ થયેલા છે તેમને ઉચ્ચ નિયમોનું જ્ઞાન કરાવવાને આપણે સમર્થ થઇએ છીએ.

જ્યારે આપણે એ કેન્દ્રને જાણી લઇએ છીએ, તે વેળાયે મહાપુરુષોનો જે વ્યકિતગત ગુણ છે અને જે ગુણ તેમને જાદૂ તથા શકિતનું કામ આપનારો છે, તે સુંદર સાદગી—સાદાઇ—નો આપણા જીવનમાં આવિર્ભાવ થવા માંડે છે. સાદગીનો આવિર્ભાવ થયા પછી આપણે આડંબર અથવા કૃત્રિમતાને આપણામાં લાવવાની ચેષ્ટા કરતા અટકી જઇએ છીએ; કારણ કે, આડંબર તથા કૃત્રિમતાના યોગે કેવળ દુર્બલતા, ભીરુતા તથા મૂળ

શક્તિની ન્યૂનતાનો જ પ્રકાશ થાય છે. આડંબર કિંવા કૃત્રિમતાના વિલાસીને જોતાં તે મનુષ્યનું જ સ્મરણ થાય છે કે, જે મનુષ્ય પૂછડી કાપેલા ઘોડાની પીઠપર સવાર થયેલો હોય છે. તે મનુષ્ય પોતાના મનમાં એ તો સારી રીતે જાણતો હોય છે કે; 'હું પોતે ભીરુ તથા દુર્બળ મનુષ્યોમાંનો જ એક મનુષ્ય છું અને મારામાં એવી કાંઈ પણ વિશિષ્ટતા નથી કે જેના યોગે લોકોનું ધ્યાન મારા પ્રતિ આકર્ષાય!' અને એટલા માટે જ તે એ 'येन केन प्रकारेण' પ્રકાશમાં આવવાની જંગલી રૂઢિનો સ્વીકાર કરી લે છે; એટલે કે, તે પોતાના ઘોડાની પૂછડીને કપાવી નાખે છે અને એમ કરવામાં તેનો એ જ હેતુ સમાયલો હોય છે કે, અશ્વની વિલક્ષણતાના કારણથી લોકોનું ધ્યાન તેના પ્રતિ આકર્ષાય; કારણ કે, તેના પોતામાં તો લોકોના ધ્યાનને પોતાપ્રતિ આકર્ષવાની શક્તિનો સર્વથા અભાવ જ હોય છે.

પરંતુ જે કોઈ પણ બીજાને મૂર્ખ બનાવવામાટે આવા પ્રકારની ચેષ્ટાઓ કરે છે, તે તેટલા જ પ્રમાણમાં એ વાનર-ચેષ્ટાઓના યોગે પોતે જ મૂર્ખ બન્યા કરે છે. જે પુરુષ કિંવા સ્ત્રી બુદ્ધિમાન્ તથા દીર્ઘદર્શી હોય છે, તેઓ પોતાના સંબંધમાં આવનાર લોકો કયા ઉદ્દેશો તથા કયાં કારણોથી કાર્યમાં પ્રવૃત્ત થાય છે, તે ઉદ્દેશો તથા કારણોને પોતાની પ્રજ્ઞા તથા અંતર્દષ્ટિના યોગે તત્કાળ જાણી લે છે. 'તે જ મહાન્ પુરુષ છે કે જે પોતાની સ્વાભાવિકતાને ત્યાગતો નથી અને બીજાઓના અનુકરણની ચેષ્ટા કરતો નથી.'

જે સ્ત્રી તથા પુરુષોને પોતાની સત્ય આંતરિક શક્તિઓનું યોગ્ય જ્ઞાન થયેલું હોય છે, તેઓ બાહ્ય દૃષ્ટિથી જો કે બહુજ અલ્પ કાર્ય કરતાં દેખાય છે, પરંતુ જો સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરવામાં આવે, તો તેઓ બહુ કાર્ય કરી રહ્યાં છે, એવો જ

આપણને સાક્ષાત્કાર થાય છે. તેઓ અલ્પ કાર્ય કરતાં દેખાય છે, તેનું કારણ એ છે કે, તેઓ ઉચ્ચ અવસ્થામાં રહીને ઉચ્ચ શક્તિઓની સાથે જ કાર્ય કરતાં હોય છે; તેઓ પોતાનું કાર્ય ઉચ્ચ ભુવનમાં કર્યા કરે છે. અનન્ત જીવન સાથે તેમનો સંપૂર્ણ ઐક્યભાવ થયેલો હોવાથી તે અનન્ત શક્તિ તેમનામાટે કાર્ય કરતી હોય છે અને તેના યોગે તેઓ સર્વ પ્રકારની જવાબદારીમાંથી મુક્ત થઈ જાય છે. તેઓ ચિન્તારહિત અથવા નિશ્ચિન્ત મનુષ્યો હોય છે અને તેઓ ચિન્તાહીન હોય છે તેનું મૂળ કારણ એ છે કે, તેમના દ્વારા અનન્ત શક્તિ કાર્ય કરતી હોય છે અને તેઓ પોતે તો તે અનન્ત શક્તિના એક યંત્ર કિંવા શસ્ત્ર તરીકે જ કાર્ય કરતાં હોય છે.

સર્વોત્કૃષ્ટ શક્તિના સંપાદનનો મૂળ મંત્ર એ જ છે કે, કાર્યકારક બાહ્ય સાધનોનો કાર્યકારિણી આંતરિક શક્તિઓ સાથે સંબંધ સાંધી દેવો. જો તમો એક ચિત્રકાર હો, તો તમારે આ વાર્તાને અવશ્ય ધ્યાનમાં રાખવી જોઇએ કે તમો જેટલા વિશેષ પ્રમાણમાં તમારી આન્તરિક શક્તિઓનો ઉપયોગ કરશો, તેટલા જ વિશેષ પ્રમાણમાં તમો એક ઉચ્ચ પ્રકારના ચિત્રકાર બની શકશો. જે પ્રેરણાઓનો તમારા આત્માદ્વારા તમારામાં આવિર્ભાવ થાય છે, તે જ પ્રેરણાઓ સર્વોત્કૃષ્ટ છે અને તેમનાથી ઉત્તમ બીજી કોઈ પણ પ્રેરણા નથી કે જેને તમો કોઈ પણ સ્વરૂપમાં સ્થાયિ રૂપથી પ્રકટ કરી શકો. પોતાના આત્મામાંથી સર્વોત્કૃષ્ટ પ્રેરણાઓને પ્રકટ કરવામાટે તમો પોતાના આત્માનાં દ્વારોને ઉઘાડી નાખો અને તમારા અંતઃકરણને સર્વ ઉચ્ચતમ પ્રેરણાઓના આદિકારણ સમક્ષ અભિમુખ કરી રાખો. શું તમો કોઈ વક્તા છો ? જો એમ જ હોય, તો જેટલા પરિમાણમાં તમો તમારાદ્વારા વાર્તાલાપ કરનારી ઉચ્ચ શક્તિઓ સાથે મળી જઇને વક્તૃત્વ કરશો

અને જેટલા પ્રમાણુમાં તે ઉચ્ચ શકિતઓ સાથે સ્નેહસંબંધ રાખશો, તેટલા પ્રમાણુમાં તમને મનુષ્યોનાં આચરણોને સુધારવાની શકિત પ્રાપ્ત થશે. જો તમે કેવળ મોટા બરાડા પાડવામાં અને હાથ પગોને પછાડવામાં જ પોતાના કર્ત્તવ્યની સમાપ્તિ થયેલી માનશો, તો તમારા ભાષણુ કિંવા વ્યાખ્યાનનું પરિણામ કેવળ બજારૂ લોકોના મનમાં બજારૂ પ્રકારનું જ થવાનું. આ કારણથી જો તમો પોતાના અંતઃકરણુને ખોલી દઇને જેટલા પરિમાણુમાં ઈશ્વિરીય ધ્વનિને તમારાદ્વારા પ્રકટ થવા દેશો, તેટલા જ પરિમાણુમાં તમો એક અત્યંત તીવ્ર પરિણુામકારક, ઉત્કૃષ્ટ અને સત્ય વકતા બની શકશો. અર્થાત્ જેટલી તમારી અંતર્મુખતા અધિક હશે, તેટલી જ તમારી આ શકિત અધિક અને અધિક પ્રકટ થતી રહેશે.

શું તમો એક સંગીતશાસ્ત્રવિશારદ ગાયક—ગવૈયા—છો ? જો તમો ગવૈયા હો, તો અવશ્ય તમારા અંતઃકરણુને ઈશ્વિર સમક્ષ ખુલ્લું કરી રાખો અને ઈશ્વિરીય આત્માને સ્વરના સ્વરૂપમાં પ્રકટ કરો. આ માર્ગને સ્વીકારવાથી તમો હજારગણી અધિક સરળતાને અનુભવશો અને રાગને ગાવા તથા આલાપવાની એટલી સીમા પર્યન્તની શકિત તમોને પ્રાપ્ત થશે કે તેના યોગે તમારા સંગીતના શ્રોતાઓના અંતઃકરણુમાં તમારા સંગીતનો અલૌકિક પ્રભાવ પડી શકશે.

નિદાઘકાળ—ઉન્હાળા—માં જ્યારે કોઈ કોઈવાર મારો તંબૂ કોઈ જંગલના કિનારાપર અથવા તો જંગલના મધ્યભાગમાં ઊભો કરાયલો હોય છે, ત્યારે કોઇવાર ઉષઃકાળમાં હું મારા ખાટલામાં જાગતો પડ્યો રહું છું. એ વેળાયે પ્રથમ તો સર્વત્ર શાંતિના સામ્રાજ્યનો જ વિસ્તાર દેખાય છે, પરંતુ ત્યાર પછી કયાંક કયાંક ચીંચીંનો ધ્વનિ સંભળાય છે અને જ્યારે પ્રભાતમાં

ખીલનારા રંગો કાંઇક દષ્ટિગોચર થવા માંડે છે, ત્યારે એ ચીંચીંનો ધ્વનિ વારંવાર સંભળાય છે અને ધીમે ધીમે એ ધ્વનિ એટલો બધો વધી જાય છે કે, જાણે સમસ્ત અરણ્યપ્રદેશ અત્યંત બળવાન્ સ્વરથી ગાનના તાનમાં ગિલ્તાન થઈ ગયો હોય ની! તેવો જ ભાસ થવા માંડે છે. તે વેળાયે એમ જ જણાય છે કે, જાણે વૃક્ષ, પર્ણ, રોપા, પૃથ્વી અને આકાશ એ સર્વ એ રાગના આલાપમાં સમાન ભાગ લઇને ગાય છે! એકવાર આવી રીતે એ નિસર્ગના સંગીતનો સમારંભ ચાલી રહ્યો હતો એટલે તે નિસર્ગસંગીતને સાંભળીને મારા અંતઃ-કરણમાં એવી ભાવનાનો ઉદ્‌ભવ થયો કે, આ નિસર્ગ-સંગીતના શ્રવણથી આપણને કેટલું બધું શિક્ષણ મળી શકે છે! અર્થાત્ પક્ષીઓ જેવી રીતે નૈસર્ગિક ઉચ્ચતમ શકિતઓ પ્રતિ પોતાના અંતઃકરણનાં દ્વારોને ખુલ્લાં રાખીને તે ઉચ્ચતમ નૈસર્ગિક શકિતઓને પોતાના અંતઃકરણમાં કાર્ય કરવા દે છે, તે જ પ્રમાણે જો આપણે પણ તે જ શકિતઓ સમક્ષ આપણા અંતઃકરણનાં દ્વારોને ખુલ્લાં રાખીને તે શકિતઓને આપણા અંતઃ-કરણમાં આવવા દઇએ, તો આપણે પણ તેમના જેવા સત્ય અને મનોહારક ગાયક ન બની શકીએ? અવશ્ય બની શકીએ.*

---

* શ્રીકૃષ્ણની બંસીના નાદમાં ગોપીઓ, પશુ, પક્ષી, વૃક્ષો તથા નદી આદિના આત્માઓને આકર્ષવાની અલૌકિક શક્તિ રહેલી હતી, તે શ્રીકૃષ્ણની અનંત આત્મશક્તિ કિંવા આંતરિક શક્તિનું જ પરિણામ હતું. તેમ જ ગ્રીસદેશમાં થઈ ગયેલો મહાત્મા ઑર્ફિયસ્ પોતાને ઍપોલ્લો પાસેથી પ્રાપ્ત થયેલા 'લાયર' નામક વાદ્યને એવા તો કૌશલ્યથી વગાડતો હતો કે, તેના યોગે કેવળ આરણ્યક પશુઓ જ નહિ, પણ સરિતા, વૃક્ષો તથા પર્વતોના આત્મા પણ મુગ્ધ થઈ જતા હતા અને એ કેવળ તેનામાં રમી રહેલી અનંત આત્મશક્તિનું જ પરિણામ હોવું જોઇએ, એ વાર્તા સર્વ પ્રકારે નિર્વિવાદ છે.

તમે એ જાણો છો ખરા કે મિસ્ટર સૅંકીએ પોતાનું 'નેવૂ અને નવ' ('The Ninety and Nine') નામક સંગીત સર્વથી પ્રથમ જે પરિસ્થિતિમાં ગાયું હતું, તે પરિસ્થિતિ કેવા પ્રકારની હતી? એ વિશે એક વર્ત્તમાનપત્રમાં આ પ્રમાણેનો લેખ આવ્યો હતોઃ "મિસ્ટર આઇરા ડી. સૅંકીએ અલ્પકાળ પૂર્વે ડેન્વર નામક સ્થાનમાં એક ભવ્ય સભા સમક્ષ 'નેવૂ અને નવ' શીર્ષક પોતાનાં સર્વ સંગીતોમાંનું અત્યંત ઉત્કૃષ્ટ અને એ ગાયકને પ્રકાશમાં લાવનારું સંગીત ગાઈ સંભળાવવા પૂર્વે પોતાના તે સંગીતના જન્મનો આ પ્રમાણેનો વૃત્તાંત કહી સંભળાવ્યો હતો. મિસ્ટર મૂડી સાથે ગ્લાસગોથી એડીન્બરો જતાં એક વર્ત્તમાનપત્ર વેચનારની દુકાનેથી તેણે એક આનાની કીમતનું એક ધાર્મિક પત્ર ખરીદ્યું. રેલ્વેટ્રેનમાં બેઠા પછી તે ધાર્મિક વર્ત્તમાનપત્રમાં દૃષ્ટિપાત કરતાં એક પૃષ્ઠના ખૂણામાં છાપેલાં કેટલાંક પદ્યોપર તેની દૃષ્ટિ પડી અને તત્કાળ તેણે મિસ્ટર મૂડી તરફ ફરીને કહ્યું કેઃ "મારું સંગીત મને મળી આવ્યું છે!" પરન્તુ મિસ્ટર મૂડી તે વેળાયે કોઈ અન્ય વિચારમાં નિમગ્ન હોવાથી તેણે મિસ્ટર સૅંકીનો એક પણ શબ્દ સાંભળ્યો નહિ. મિસ્ટર સૅંકીને પેલા ધાર્મિક વર્ત્તમાનપત્રમાંનાં પદ્યોને રાગમાં ઉતારવામાટેનો સમય મળી શક્યો નહિ અને તેથી તે પદ્યોવાળા ભાગને કાપીને તેણે પોતાના સંગીતસંગ્રહના પુસ્તકમાં મૂકી દીધો.

"એક દિવસ એડીન્બરોમાં એક અસાધારણ પ્રભાવદર્શિની સભા થઈ અને તેમાં ડૉક્ટર બૉનરે 'ઉત્તમ ભરવાડ' ના વિષયપર એક અત્યંત ઉત્તમ વ્યાખ્યાન આપ્યું અને શ્રોતાઓના અંતઃકરણમાં તે વ્યાખ્યાનનો બહુ જ સારો છાપ પડ્યો. એ વ્યાખ્યાનની સમાપ્તિ થતાં મિસ્ટર મૂડીએ પોતાના તે સાથીને એક સંગીત લલકારવાનો સંકેત કર્યો. તેણે પ્રથમ તો ત્રેવીસમું

ધર્મગીત ( Psalm ) ગાવાનો વિચાર કર્યો, પરંતુ એ ગીતને પ્રથમ તે અનેકવાર ગાઈ ચૂકયો હતો અને તેથી એ ગીતને ગાવાનો વિચાર તેણે માંડી વાળ્યો. ત્યાર પછી જે ધાર્મિક વર્ત્તમાનપત્રમાંનાં પદ્યો તેને મળી આવ્યાં હતાં, તેમને આલાપવાનો વિચાર તેના મનમાં આવ્યો; પરંતુ એની સાથે જ તેના મનમાં ત્રીજો વિચાર એ આવીને ઉભો રહ્યો કે, તે પદ્યોના સ્વરો કિંવા રાગ આદિ ગોઠવેલા ન હોવાથી તે પદ્યો ગાઈ કેવી રીતે શકાશે ? ત્યાર પછી તેના મનમાં ચોથો વિચાર આવ્યો અને તે એ હતો કે, તે પદ્યોને કોઈ પણ રીતે ગાવાં જ જોઇએ. તેણે તે પદ્યોને પોતાનાં નેત્રો સમક્ષ રાખ્યાં, વાદ્યને હસ્તસ્પર્શ કર્યો, પોતાના મુખને ઊઘાડ્યું અને ગાવાનો આરંભ કરી દીધો. જ્યારે તેણે ગાવાનો આરંભ કર્યો, તે વેળાએ તે કયાંથી ઊપડ્યો છે અને કયાં જવાનો છે, એ વિશે તે કાંઈ પણ જાણતો નહોતો. તેણે પ્રથમ પદ્યના ગાનની સમાપ્તિ કરી અને લોકો તેને મૌન તથા નિસ્તબ્ધતાથી સાંભળતા બેઠા હતા. એ પછી તે એક દીર્ઘ શ્વાસ લઇને આશ્ચર્યથી પોતાના મનમાં જ કહેવા લાગ્યો કેઃ ‘ શું હું આવી જ રીતે બીજું પદ્ય પણ ગાઈ શકીશ ?’ તેણે એવીજ રીતે દ્વિતીય પદ્યને ગાવાનો પ્રયત્ન કર્યો અને તે પ્રયત્નમાં તેને ઇચ્છિત વિજય મળ્યો. જ્યારે બે પદ્યોમાં વિજય મળી ગયો એટલે ત્યાર પછીનાં પદ્યોને ગાવાનું કાર્ય તો સરળ જ હતું. જ્યારે તે સમસ્ત ભજન ગાઇ રહ્યો, તે વેળાયે તેનો એટલો બધો પ્રભાવ પડ્યો કે, સમસ્ત સભા આશ્ચર્યથી દિગ્મૂઢ જેવી થઈ ગઇ અને સર્વ લોકોનાં નેત્રોમાંથી આનન્દાશ્રુની ધારા વર્ષવા લાગી. મિસ્ટર સૅંકી કહે છે કે, તેના જીવનમાંનો એ એક અત્યંત કોમળ પ્રસંગ હતો અને મિસ્ટર મૂડી કહે છે કે, તેણે આવું સંગીત તેના જીવનકાળમાં કદાપિ સાંભળ્યું જ નથી. એ

ગાન ત્યાર પછી પ્રત્યેક સભામાં ગવાવા લાગ્યું અને અલ્પકાળમાં સમસ્ત સંસારમાં વિખ્યાત થઇ ગયું."

જ્યારે આપણે સર્વોત્કૃષ્ટ પ્રેરણાના પ્રવેશમાટે આપણાં અંતઃકરણોને ઊઘાડી દઇએ છીએ, એટલે પછી તે પ્રેરણાઓ અવશ્ય આપણા અંતઃકરણમાં આવી લાગે છે; આવ્યા વિના કદાપિ રહેતી નથી. પરંતુ જો આપણે એ પ્રમાણે ન કરીએ, તો તેનું પરિણામ એ જ આવે છે કે, કોઈ પણ આરંભેલા કાર્યના ઉત્કૃષ્ટ પરિણામને આપણે મેળવી શકતા નથી.

શું તમો એક લેખક કિંવા ગ્રન્થકાર છો? જો તેમ જ હોય, તો તમારા વ્યવસાયના વિજયનું રહસ્ય શામાં સમાયલું છે, એનું અવશ્ય તમારે સ્મરણ રાખવું જ જોઇએ. અર્થાત્ જો ઉચ્ચ પ્રકારના ગ્રન્થકાર થવાની તમારી ઇચ્છા હોય, તો જે વિચારોનો તમારા અંતઃકરણમાં ઉદ્ભવ થાય, તે જ વિચારોને લેખિનીદ્વારા કાગળપર લાવો, પોતાના આંતરિક સત્ય વિચારોને પ્રકટ કરતાં કોઇ પણ પ્રકારના ભયને હૃદયમાં સ્થાન ન આપો અને સત્યાવલંબી થાઓ! તમારા પોતાના આત્માની જેવી પ્રેરણા હોય તેવો જ લેખ લખો! એ સારી રીતે સ્મરણમાં રાખવાનું છે કે, એક ગ્રન્થકાર તે પોતે જેવો હોય છે તેના કરતાં અધિક કાંઈ પણ લખી શકતો નથી. જો તેની પોતાથી વિશેષ લખવાની અથવા પોતા કરતાં અધિક ઉચ્ચ વિચારોને પ્રકટ કરવાની ઇચ્છા હોય, તો એમાટે તેને પોતાને પણ ઉચ્ચતર થવાની આવશ્યકતા છે. તે સર્વથા પોતાના આંતરિક વિચારોની અક્ષરશઃ નકલ જ ઉતારનારો છે એટલે કે જો બીજા શબ્દોમાં કહીએ તો તે પોતાના ગ્રન્થમાં પોતાનું જ આલેખન કરતો હોય છે. સારાંશ કે, તે પોતે જેટલા પરિમાણમાં હોય

છે, તેટલા પરિમાણુ કરતાં અધિક તે પોતાના ગ્રન્થમાં કાંઈ પણુ લાવી શકતો નથી.

જે ગ્રન્થકારનું સ્વત્વ સબળ હોય છે, જેનો ઉદ્દેશ પ્રશંસનીય તથા ઉદાત્ત હોય છે, જેના અંતઃકરણુની વૃત્તિ સૂક્ષ્મ તથા ઉન્નત હોય છે અને જેનું મન નિરંતર દૈવી પ્રેરણાભિમુખ હોય છે, તે ગ્રન્થકારના ગ્રન્થમાં અવર્ણનીય મર્મ ભરેલો રહ્યા કરે છે, તેના ગ્રન્થમાં એક પ્રકારનાં એવાં પ્રભાવશાલિ વર્ણન તથા જીવનશકિતનો આવિર્ભાવ થાય છે કે જેમના યોગે તે ગ્રન્થના વાંચકોને ગ્રન્થકારના અંતઃકરણુમાં પ્રકટેલી દૈવી પ્રેરણાઓનો સાક્ષાત્કાર થવા માંડે છે. કેટલાક ઉત્તમ વાંચકો તો શબ્દોની સીમાથી આગળ વધી જઇને ગ્રન્થકારના કિંવા લેખકના હૃદય કિંવા અંતઃકરણુને પણુ વાંચી શકે છે. ગ્રન્થકારનો આત્મા ગ્રન્થમાંના શબ્દોદ્વારા વ્યકત થાય છે અને તે વાંચકમાં ઉપર્યુકત શક્તિને ઉત્પન્ન કરે છે. આવા પ્રકારનું પરિણામ નિપજાવવાથી એવા ગ્રન્થકારનો ગ્રન્થ સાધારણ પ્રકારના ગ્રન્થો કરતાં બહુ જ આગળ વધી જાય છે અને તેની ગણના અસાધારણુ તથા સર્વોપરિ ગ્રન્થોમાં થવા માંડે છે. આવા કારણુથી જ તે ગ્રન્થનો અન્ય ગ્રન્થો કરતાં અધિક આદર સત્કાર થાય છે અને તેની અનેક આવૃત્તિઓ અલ્પ કાળમાં જ વારંવાર મુદ્રિત થઇને વેચાઈ જાય છે. સોમાંથી ૯૯ પુસ્તકો એવાં હોય છે કે જે કેવળ એક સંસ્કરણુમાંથી નીકળીને ભાગ્યે જ દ્વિતીય સંસ્કરણુનો સાક્ષાત્કાર કરી શકે છે.

પ્રતિભાસંપન્ન ગ્રન્થકાર પોતાના ગ્રન્થમાં જેનું પોષણુ કરે છે, તે આત્મિક શક્તિ એ જ છે; અને એ આત્મિક શકિતના પ્રભાવવડે જ અત્યંત ત્વરાથી તે ગ્રન્થકારનો ગ્રન્થ એક વાંચક પાસેથી બીજા વાંચકના અને બીજા વાંચક પાસેથી ત્રીજા

વાંચકના હસ્તમાં—એટલે કે અસંખ્ય વાંચકોના હસ્તમાં જાય છે; અર્થાત્ તે ગ્રન્થની આવૃત્તિ સત્વર જ વેચાઈ જાય છે. એક વાંચક એક ગ્રન્થ વાંચે અને તે ગ્રન્થ વાંચવાની બીજાને ભલામણ કરે, એની ઉપર જ ગ્રન્થના પ્રચંડ વિસ્તારનો આધાર રહેલો હોય છે. આવો નિયમ હોવાથી એક વાંચક એ ગ્રન્થને પોતે વાંચે છે અને તેનો એ ગ્રન્થવિશે ઉત્તમ અભિપ્રાય થવાથી તે બીજાઓને માટે એ ગ્રન્થની પ્રતિઓ મોટી સંખ્યામાં ખરીદે છે અને તેથી એવા ગ્રન્થનો ધીમે ધીમે એટલો બધો પ્રચાર થતો જાય છે કે તેની લક્ષાવધિ પ્રતિઓ હાથો હાથ વેચાઈ જાય છે. તત્ત્વવિદ્ અમેરિકન્ વિદ્વાન્ એમર્સન્ એક સ્થળે કહે છે કે: "જે એક ઉત્તમ કાવ્ય હોય છે તે વિશ્વમાં સતત ભ્રમણ કર્યા જ કરે છે, અને તેવા બુદ્ધિશાળી પુરુષોના હસ્તમાં જાય છે કે જેઓ તેને આનન્દપૂર્વક વાંચીને પોતાના બીજા બુદ્ધિશાળી સંબંધિજનોને વાંચવામાટે આપે છે અથવા તે કાવ્યને ખરીદીને વાંચવાની ભલામણ કરે છે. આવી રીતે તે કાવ્ય દક્ષ તથા ઉદાત્ત પુરુષોને પોતાપ્રતિ આકર્ષે છે, તેમના ગુપ્ત વિચારોનું સમર્થન કરે છે અને તેમની અનુકંપાને મેળવીને તે પોતાને અધિક અને અધિક પ્રકાશમાં લાવતું જાય છે.

આવા પ્રકારનો ગ્રન્થકાર પોતાના લેખની સાહિત્ય કિંવા વાઙ્મયમાં ગણના કરાવવાના ઉદ્દેશથી ગ્રન્થ લખતો નથી, કિંતુ તે તો કેવળ એવા હેતુથી જ ગ્રન્થની રચના કરે છે કે તેના વિચારોનું અન્યજનોના અંતઃકરણમાં યોગ્ય પરિણામ થાય, તેમના વિચારો ઉદાત્ત થાય, તેમનાં જીવન મધુર તથા પરિપૂર્ણ થાય, તેઓ ઉચ્ચતમ જીવનના જ્ઞાનને પ્રાપ્ત કરી શકે અને સત્ય ગુપ્ત શક્તિઓના સ્વરૂપને જાણી શકે; અને તેના યોગે ઉચ્ચતર શક્તિઓ તથા ઉચ્ચતર આનન્દ સહિત ઉચ્ચતર જીવનનો ઉપભોગ કરી શકે.

આવી રીતે પોતાના ગ્રંથની વાઙ્મયમાં ગણના ન કરાવવાની તેની ઇચ્છા હોવા છતાં ઘણીક વાર એવું જ બને છે કે, જ્યારે એવો ગ્રંથકાર પોતાના ગ્રંથલેખનના ઉદ્દેશમાં સફળતા મેળવે છે, એટલે પછી તેના ગ્રંથને પોતાની મેળે જ સાહિત્યમાં ઉચ્ચ સ્થાન મળી જાય છે; પરંતુ જે ગ્રંથકાર કેવળ પોતાના ગ્રંથની સાહિત્યમાં ગણના કરાવવામાટે જ ગ્રંથ લખે છે, તેનું બહુધા એનાથી વિપરીત પરિણામજ આવે છે; એટલામાટે સાહિત્યના ક્ષેત્રમાં નામના મેળવવાના ઉદ્દેશથી ગ્રંથ લખીને જે મહત્તાને તે કદાપિ પ્રાપ્ત કરી ન શકત, તે મહત્તા તેને ઉદ્દેશની સફળતાના યોગે પોતાની મેળે જ મળવા માંડે છે.

એથી વિરુદ્ધ જે લેખક અથવા ગ્રંથકાર ચાલતા આવેલા ચીલામાંથી પગને બહાર કાઢતાં ડરે છે અને આગળથી બાંધી રખાયલા નિયમોનો દાસાનુદાસ બની રહે છે અથવા તો એમ જ કહો કે, જે ગ્રંથકાર 'લકીરનો ફકીર' અથવા 'બાપના કૂવામાં બૂડી મરનાર' હોય છે, તે પોતાની ઉત્પાદક શક્તિને નિરંતર નિયત સીમામાં જ બદ્ધ રાખ્યા કરે છે. મહત્તમ વર્તમાન ગ્રંથકારોમાંનો એક ગ્રંથકાર લખે છે કે: "મારો ગ્રંથ તાડવૃક્ષના ગંધને પ્રસારશે અને મક્ષિકાઓના ગણગણાટથી તે ગર્જવા માંડશે; તેમ જ મારી બારીમાં બેસી પોતાની ચાંચમાં પકડીને ઘાસના તણખલાને અથવા દોરીના કકડાને પોતાના માળામાં લઈ જનારી ચકલી પણ મારી વાર્તાથી મુગ્ધ થયેલી દૃષ્ટિગોચર થશે!" આનું સમર્થન કરતાં હું જણાવું છું કે; હે સાધુ ગ્રંથકાર! આજકાલ આપના જેવા સર્વથા નિર્ભય અને મહાનુભાવ ગ્રંથકારોના ગ્રંથો વાંચીને તેમના આધારે બીજાને બોધ આપવા બહાર નીકળી પડેલા અસંખ્ય લેખકોના નિર્જીવ તથા નિર્માલ્ય ગ્રંથો કરતાં આ આપના ગ્રંથમાંનો તાડવૃક્ષનો ગંધ અને મક્ષિકા-

એનો ગણગણાટ મને અધિક આદરણીય જણાય છે ! "પૂર્વે જે કાંઈ પણ કરાયલું હોય, તેનો જ જેઓ અભ્યાસ કરે છે અને જેઓ આજનો દિવસ તે એક સર્વથા નવીન દિવસ છે, એ રહસ્યને કદાપિ સમજી શકતા નથી, તે મનુષ્યો આ સંસારમાં કશા પણ ઉપયોગના નથી; કિંતુ સર્વથા નિરુપયોગી અને નિરર્થક જ છે."

શેકસ્પીયરના શિરપર એક એવો દોષ મૂકવામાં આવે છે કે, તેણે પોતાનાં નાટકોમાં પોતાથી પૂર્વના ગ્રંથકારોના ગ્રંથોનો આધાર લીધો છે અથવા તો તેમના ઊતારા કેટલાક પ્રમાણમાં કર્યાં છે.* એટલે શેકસ્પીયરના એવા આક્ષેપકોને

* વિશ્વવિખ્યાત આંગ્લ નાટ્યગુરુ શેકસ્પીયરપર જે કેટલાક વિદ્વાનોએ નાનાવિધ આક્ષેપો કરેલા છે, તે સર્વ કરતાં તેનાપર વિખ્યાત રશિયન્ મહાત્મા અને ગ્રંથકાર કાઉન્ટ ટૉલ્સ્ટૉયે જે આક્ષેપો કર્યા છે, તે અતિશય ભયંકર અને અતિશયોક્તિમય છે. કાઉન્ટ લીયો ટૉલ્સ્ટૉયના એ લેખનું નામ "Shakespeare and the Drama" છે, પરંતુ પુસ્તકના બાહ્ય આવરણપત્રપર 'Tlbstoy on Shakespeare' એ પ્રમાણેનું નામ આપવામાં આવ્યું છે. એ લેખના પ્રસ્તાવમાં જ ગ્રંથકાર લખે છે કે:—

"Although I know that the majority of people believe so firmly in greatness of Shakespeare that in reading this judgment of mine, they will not admit even the possibility of its justice, and will not give it the slightest attention, nevertheless I will endeavour as well as I can to show why I believe that Shakespeare cannot be recognised either as a great genius, or even as an average author."

એનો ભાવાર્થ એવો થાય છે કે: "જો કે હું એ સારી રીતે જાણું છું કે, જનસમાજની અધિક સંખ્યાનો શેકસ્પીયરની મહત્તામાં એટલો

મહાશય લૅન્ડોર ઉત્તરમાં જણાવે છે કે: "શેકસ્પીયરે એવી રીતે અન્ય ગ્રંથકારોનો આધાર લીધેલો હોય, તોપણ મૂળ ગ્રંથકાર કરતાં પણ વિચારશક્તિમાં તે અધિક ઉત્તમ છે; કારણ કે, તેણે મૃત શરીરોમાં જીવનનો સંચાર કરીને તેમને પુનઃ સચેતન કરી દીધાં છે." આવા મનુષ્યો સંસારના પાડેલા ચીલામાં પોતે નથી ચાલતા, કિન્તુ પોતાના પાડેલા ચીલામાં સંસારને જ ચલાવે છે.

સાહિત્યવિધાયકોના બાંધેલા અમુક અંકિત નિયમો કિંવા અમુક સમાલોચકોના અભિપ્રાય કિંવા વિચારોના દાસાનુદાસ થવા કરતાં હું તો અનંત પરમાત્માનો એક શ્રુત લેખક અથવા અનુલિપિકાર થવાનું જ વધારે યોગ્ય ધારું છું; કારણ કે, મારો સત્ય અધિકાર એ જ છે. મારે જનસમાજને કોઈ એક એવી વસ્તુ આપવી જોઈએ કે, જેના યોગે તેમના નિત્યના સાધારણ જીવનકલહોની ન્યૂનતા થાય, જે વસ્તુ કિંચિત્ માધુર્યની અહીં વૃદ્ધિ કરી શકે, કિંચિત્ આશાને ત્યાં વિકસાવી શકે, જે વસ્તુ વિચારહીન અને પશુવૃત્તિના મનુષ્યને અધિક વિચારશીલ, માયાળુ અને સૌમ્યવૃત્તિનો બનાવી શકે, જે વસ્તુ ભયભીત, કંપિત, અને નિર્બળ અબળામાંની દબાઈ ગએલી કર્મશીલતાને જાગ્રત્ કરીને એમ બતાવી શકે કે અબળામાં પણ એવી શક્તિઓ

---

અને એવો તો દૃઢ વિશ્વાસ બંધાઈ ગયો છે કે, મારા આ અભિપ્રાયને વાંચતાં એમાંના સત્યની શક્યતાને પણ તેઓ સ્વીકારશે નહિ અને આ મારા અભિપ્રાયને કિંચિન્માત્ર પણ ધ્યાનમાં લેશે નહિ; છતાં પણ મારાથી બની શકશે તેટલા પ્રમાણમાં, હું પોતે શા કારણથી એમ માનું છું કે, શેકસ્પીયર એક પ્રાસાદિક કવિ તરીકે તો ઓળખાવાને યોગ્ય નથી જ, પરન્તુ એક સાધારણ ગ્રન્થકારની યોગ્યતામાં પણ તેને મૂકી શકાય તેમ નથી; એ દર્શાવવાનો અહીં હું પ્રયત્ન કરીશ !"

રહેલી છે કે જો તેમને જાગ્રત કરવામાં આવે તો તે શકિત-ઓનો કોઇથી પણ અવરોધ કરી શકાય તેમ નથી અને જે શકિતના સાક્ષાત્કારથી અબળા પોતે પણ આશ્ચર્યચકિત થઈ જાય; એવી કોઈ વસ્તુ સંસારને આપવી જોઇએ.

જનસમાજને એક એવી વસ્તુ આપવાની મારી ઇચ્છા છે કે જે વસ્તુ પ્રત્યેક મનુષ્યને માનવ–આત્માની પવિત્રતાના જ્ઞાનની પ્રાપ્તિના માર્ગમાં લઈ જાય, પ્રત્યેક મનુષ્યને તેની પોતાની દિવ્યતાના સજ્ઞાન સાક્ષાત્કાર–સમૃદ્ધિ, શક્તિ અને વૈભવયુક્ત સાક્ષાત્કાર–ના પથમાં દોરી જાય, તેવી કોઈ વસ્તુ જનસમાજને મારે આપવી જોઇએ. અર્થાત્ ત્યારે પ્રથમ મને આ કાર્યમાં વિજય મેળવવા દ્યો એટલે પછી સમાલોચકો મારી પ્રશંસા કરે કિંવા મારી નિન્દા કરે, તેની લેશ માત્ર પણ પરવા ન રાખવાને હું સમર્થ થઈશ. ધારો કે, મારા શિરપર દોષનો જ આરોપ કરવામાં આવે, તો જેમ મોટા તાડવૃક્ષોના અરણ્યમધ્યે શાંત વાસં-

---

અને ખરેખર પોતાના એ પ્રસ્તાવ પ્રમાણે મહાત્મા ટૉલ્સ્ટોયે પોતાના અભિપ્રાયની સત્યતાના પ્રમાણ તરીકે શેક્સપીયરનાં સર્વોત્કૃષ્ટ ગણાતાં **ઑથેલ્લો, હૅમ્લેટ, મૅકબેથ** અને **કિંગ લીયર**, એ ચાર નાટકોમાંના **કિંગ લીયર** નાટકના દોષોની એવી તો તીવ્ર સમીક્ષા કરી છે કે તે સમસ્ત નાટકમાં આદિથી અંતપર્યન્ત કેવળ દોષ અને દોષ વિના બીજું કાંઈ પણ મહાત્માના જોવામાં આવ્યું જ નથી. તેમની શેક્સપીયરના દોષને દેખનારી દૃષ્ટિ સમસ્ત નાટકમાં એક પણ ગુણનો સાક્ષાત્કાર કરી શકી નથી અને તેથી જ તેમનો એ લેખ વિદ્વાનોના આદરને પાત્ર થયો નથી. ઈંગ્લંડના વર્તમાન નાટ્યલેખક માન્યવર જી. બર્નાર્ડ શૉ તથા કાઉન્ટ લીયો ટૉલ્સ્ટોયના એક મિત્ર તથા સહકારી સ્વર્ગીય મિસ્ટર અર્નેસ્ટ એચ. ક્રૉસ્બી (એક અમેરિકન લેખક)ના શેક્સપીયર વિરુદ્ધ બે લેખો પણ એ જ પુસ્તકમાં પ્રકટ કરાયલા છે અને તે લેખો પણ એવા જ પ્રકારના હોવાથી તેમના ભિન્ન વિવેચનની આવશ્યકતા નથી.

તિક વાયુ જે અનુપમેય સંગીત રવને ઉત્પન્ન કરે છે, તેની સાથે સરખાવતાં પૃથ્વીપર પડેલાં પર્ણો અને મૃત શાખાઓના ખખડાટની કશી મહત્તા નથી હોતી; તે જ પ્રમાણે જો મારી વસ્તુથી જનસમાજને ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થયેલી હોય, તો તેની સાથે સરખાવતાં મારાપર કરાયલા એ દોષારોપણની કશી પણ મહત્તા છે જ નહિ.

શું તમે કોઈ પણ ધર્મના આચાર્ય છો? જો તમો કોઈ ધર્માચાર્ય અથવા ધર્માધ્યક્ષ હો, તો જે ધાર્મિક સિદ્ધાન્તોને મનુષ્યોએ પોતે જ બનાવેલા છે, જે સિદ્ધાન્તોમાં અસંખ્ય મનુષ્યોનો વિશ્વાસ બંધાયલો છે અને જે સિદ્ધાન્તોએ અસંખ્ય મનુષ્યોને અમુક સીમામાં બદ્ધ કરી રાખ્યા છે; તે ધર્મસિદ્ધાન્તોના બંધનથી તમો પોતાને જેટલા પરિમાણમાં મુક્ત અને સ્વતંત્ર કરશો અને જેટલા પરિમાણમાં દૈવી નિઃશ્વાસને પોતાના અંતરમાં આવવા દેશો, તેટલા પરિમાણમાં તમારું વચન સાધારણ તથા પ્રમાણભૂત મનાશે. જેટલા પ્રમાણમાં તમો આ માર્ગમાં પ્રવૃત્ત થશો, તેટલા પ્રમાણમાં ભવિષ્યવેત્તાઓ (Prophets)નાં વચનોનો તમારે ઓછો અભ્યાસ કરવો પડશે અને અલ્પકાળમાંજ તમે પોતે જ એક ભવિષ્યવેત્તા થવાના માર્ગમાં આવી લાગશો. જે માર્ગ ભૂતકાળમાં થઇ ગયેલા ભવિષ્યવેત્તાઓ તથા ધર્મસંસ્થાપકોમાટે ખુલ્લો હતો, તે માર્ગ તમારામાટે પણ તેટલા જ પ્રમાણમાં ખુલ્લો છે. માત્ર તમારા સંચારનો જ વિલંબ છે.

જો તમારો જન્મ અંગ્રેજી ભાષા બોલનારી જાતિના કોઈ એક કુટુંબમાં થાય છે, તો તમે અવશ્ય એક ક્રિશ્ચિયનની પદવીને પ્રાપ્ત કરો છો અને જે જેજ્સ્ ક્રાઇસ્ટના ધર્મનો અનુયાયી હોય છે અને જેવા સમભાવી જીવનને ક્રાઇસ્ટે ધારણ કર્યું

હતું તેવા જ સમભાવી જીવનને જે ધારે છે એટલે કે જે ક્રાઇસ્ટના જીવન પ્રમાણે જ જીવન ગાળે છે, તે જ ક્રિશ્ચિયન્ છે, એવો જ ક્રિશ્ચિયન્ શબ્દનો અર્થ થાય છે. ક્રાઇસ્ટના ઉપદેશનું મહત્ તારતમ્ય એ જ હતું કે, પિતા સાથે મનુષ્યની સંલગ્નતા અથવા એકતાનો સાક્ષાત્કાર. તે પદાર્થ પિતા સાથેની એકતાનો સાક્ષાત્કાર જ હતો કે જેણે જેજ઼સ્‌ને જેજ઼સ્ ધિ ક્રાઇસ્ટની પદવીએ ચઢાવ્યો હતો; અને એ એકતાના યોગે જ તે, તે લોકોત્તર વચનોને ઉચ્ચારી શક્યો હતો કે જે વચનો સાધારણ મનુષ્યના મુખમાંથી નીકળી શકતાં જ નથી.*

આ સંસારમાં જેટલા સાધુજનો, ધર્માચાર્યો અને મહા પુરુષો થઈ ગયા છે, તેમણે એવો વાદ કદાપિ કર્યો જ નથી કે, અમુક વસ્તુ તો કેવળ અમને જ પ્રાપ્ત થઈ શકે છે અને બીજા કોઇને કદાપિ પ્રાપ્ત થઈ શકતી જ નથી. એ નિયમ અનુસાર મહાત્મા જેજ઼સ્ ક્રાઇસ્ટે એવી કોઈ પણ વસ્તુપર પોતાનો અધિકાર દર્શાવ્યો નહોતો કે જે વસ્તુપર તેણે સમસ્ત માનવજાતિનો સમાન અધિકાર ન દર્શાવ્યો હોય. "જે અલૌકિક કૃત્યો જેજ઼સ્‌ના હસ્તે થયાં હતાં તે અપવાદરૂપ કિંવા અનૈસર્ગિક તો નહોતાં જ, કિંતુ સર્વથા સ્વાભાવિક અને તેની જે સ્થિતિ હતી તે સ્થિતિનાં આનુષંગિક જ હતાં; તેણે પોતાનાં એ કૃત્યોને અપરિવર્તનીય નિયમાનુરૂપ વ્યક્ત કર્યાં હતાં; તેણે પોતાનાં એ કૃત્યોને અદ્વિતીય કૃત્યો તરીકે ઓળખાવ્યાં નહોતાં, કિન્તુ એક

---

* મૂળ ગ્રન્થકાર પોતે એક ક્રિશ્ચિયન્ હોવાથી અહીં તેમણે જેજ઼સ્ ક્રાઇસ્ટનું મહત્ત્વ દર્શાવ્યું છે; પરંતુ એ જ નિયમ આપણા શ્રી રામચન્દ્ર, શ્રી કૃષ્ણ તથા શ્રી શઙ્કરાચાર્ય આદિ અલૌકિક પુરુષોના સંબંધમાં પણ એ જ પ્રમાણે લાગૂ પડી શકે છે.

તે વિશિષ્ટ સ્થિતિનાં પરિણામ તરીકે ઓળખાવ્યાં હતાં કે જે સ્થિતિને જો ધારે તો પ્રયત્નવડે સર્વ મનુષ્યો એકસરખી રીતે પ્રાપ્ત કરી શકે તેમ છે. તેના પોતાના કથન અનુસાર સત્યના એક શાસ્તા તથા ઉપદેશક તરીકે તેની પોતાની વ્યકિતગત દિવ્યતાને સિદ્ધ કરી બતાવવાના ઉદ્દેશથી તેણે કોઈ પણ કાર્ય કર્યું નહોતું......જેજ઼સનાં જીવન તથા જયશ્રીએ માનવજાતિના ઇતિહાસમાં એક નવીન યુગનું નિર્માણ કરી દીધું હતું. તેના આગમન તથા વિજયના રંગે માનવી વ્યવસાયોને એક નવીન રંગથી રંગી નાખ્યા હતા. તેણે એક નવીન આદર્શનો સંસારને પરિચય કરાવ્યો હતો; કારણકે તે નવીન આદર્શ વિશેષ સંપૂર્ણ અને ઉત્કૃષ્ટ હતો, અને જ્યારે તેના અત્યંત નિકટના ત્રણ સંગીઓએ કેટલાક પ્રમાણમાં એ નવજીવનના આદર્શને જાણ્યો ત્યારે તેઓ પ્રશંસા તથા ભયથી અવાક્ થઇને પૃથ્વીપર પડી ગયા, એ વાર્ત્તા તો સર્વના જાણવામાં છે જ, એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા નથી.

પિતા સાથેની એકતાના સંપૂર્ણ સાક્ષાત્કારને મેળવીને, જીવનમાર્ગમાં વચ્ચે આવતા પ્રસંગોના સ્વામિત્વને પ્રાપ્ત કરીને તેમ જ શરીરના મરણને પણ પરાજિત કરીને; માત્ર એટલું જ નહિ, પણ જે મહાન્ નિયમો તેનામાટે હતા તે જ નિયમો સર્વના માટે સમાન છે, એમ બતાવી દઇને ક્રાઇસ્ટે આપણને જીવનનો એક એવો તો આદર્શ આપ્યો છે કે જે આદર્શને આ સ્થાનમાં અને આ ક્ષણે જ ધારણ કરવાની આવશ્યકતા છે, અને એ આદર્શના યોગે જ ઉન્નતિની પ્રાપ્તિનો સંભવ છે. એક વ્યક્તિએ (ક્રાઇસ્ટે) પ્રથમ વિજય મેળવ્યો છે અને અન્ય સર્વ જનોએ હવે વિજય મેળવવાનો છે. પ્રથમ કેવળ પોતામાટે

એ સંપૂર્ણ સાક્ષાત્કાર કરીને ત્યારપછી જેજસ્ ક્રાઇસ્ટે પિતા સાથેની એકતાના એ મહાન્ નિયમનું અન્ય જનોને પણ દર્શન કરાવ્યું હતું અને એ ઉદાત્તવૃત્તિના યોગે જ જેજસ્ ક્રાઇસ્ટ્ વિશ્વનો મહાન્ પરિત્રાતા થયેલો છે.

વિશ્વના જે જે મહાન્ ઉપદેશકો થઈ ગયા છે, તેમના સંબંધમાં તેમના અનુયાયી જનોના અથવા શિષ્યજનોના હસ્તે જે એક અક્ષમ્ય પ્રમાદ નિરંતર થયા કરે છે તે એ છે કે, તે ઉપદેશકોનાં જીવન તથા ઉપદેશો કરતાં તેમના વ્યક્તિત્વ કિંવા અવતારને જ અધિક મહત્ત્વ આપવામાં આવે છે. આવો જ પ્રમાદ ક્રાઇસ્ટના સંબંધમાં પણ થતો જોવામાં આવે છે અને તેથી મારો એ જ ઉપદેશ છે કે, આવો પ્રમાદ ન કરો; ક્રાઇસ્ટનાં જીવન તથા ઉપદેશોને બદલે કેવળ તેના અવતાર અથવા વ્યક્તિત્વને જ મહત્ત્વ ન આપો. અત્યારે જે કેટલાકો મૃત ક્રાઇસ્ટનો જ લોકોને બોધ કરાવ્યા કરે છે, તેમનામાંના જ જો તમો પણ એક હો, તો મારી તમારાં ચરણોમાં અત્યંત માનપૂર્વ એ જ નમ્ર પ્રાર્થના છે કે, માનવજાતિના કલ્યાણનો વિચાર કરીને, ક્રાઇસ્ટના ઉપદેશને હૃદયમાં અગ્રસ્થાન આપીને ઈશ્વરને ખાતર તમારા આવા પ્રકારના મૃત ક્રાઇસ્ટ્ વિષયક બોધથી લોકોના અમૂલ્ય સમયનો નાશ ન કરો, તમારા પોતાના સમયનો દુરુપયોગ ન કરો; તેમને રોટલાને બદલે પાષાણ ન આપો અને સજીવન સત્યના બદલામાં મૃત સ્વરૂપને લોકોનાં નેત્રો સમક્ષ રજૂ ન કરો. ક્રાઇસ્ટના પોતાના જ એ શબ્દો છે કે: "મૃતોને દાટવાનું કાર્ય મૃતોને જ કરવા દ્યો!" ("Let the dead bury their dead.") અને તમો મૃતોના સમુદાયમાંથી નીકળીને બહાર આવો. જેવી રીતે ક્રાઇસ્ટે સજીવન સત્યનો બોધ કરાવ્યો હતો,

તે જ પ્રમાણે તમો પણ સજીવન ક્રાઇસ્ટનો જ બોધ કરાવો અને જેવી રીતે ક્રાઇસ્ટે આંતરિક ઇશ્વરનો ઉપદેશ આપ્યો હતો, તેવી રીતે તમો પણ આંતરિક ક્રાઇસ્ટના ઉપદેશને જ લોકો સમક્ષ રજૂ કરો. આ તત્ત્વને તેના પારદર્શક સૌન્દર્ય તથા સામર્થ્ય સહિત શોધી કાઢો; જેવી રીતે એ તત્ત્વને જેજસ્ ધિ ક્રાઇસ્ટે શોધી કાઢયું હતું, તેજ પ્રમાણે તમો પણ શોધી કાઢો. તમો જ્યારે એ તત્ત્વના શોધક તથા સંપાદક થશો, ત્યાર પછી જ તમારાં ઉચ્ચારેલાં વચનો ભૂતકાળના મહાત્માઓ પ્રમાણે વિશ્વસનીય તથા પ્રામાણિક તરીકે સ્વીકારાશે. એ માર્ગને સ્વીકાર્યા પછી અન્ય જનોની મોટી સંખ્યાને તમો એ તત્ત્વના માર્ગમાં લઇ જઇ શકશો. એ તત્ત્વ તે એક અમૂલ્ય રત્ન છે, એમ જ તમારે નિશ્ચયપૂર્વક જાણી રાખવાનું છે.

આજ કાલના ધર્મોપદેશકોનો એક એવો સમુદાય છે કે, જેઓ જેજસ્ ક્રાઇસ્ટના ઉપદેશના જીવનદાયક તત્ત્વને કદાપિ જોઇ શકયા નથી અને તેના પરિણામે લોકોને જીવનદાયક તત્ત્વ આપવાને બદલે જીર્ણ સ્વરૂપો, જીર્ણ સિદ્ધાંતો તથા જીર્ણ ભાવનાઓ આપીને ધર્મનો નાશ જ કર્યા કરે છે. આવા પ્રકારના ધર્મોપદેશકોના મુખ્ય પ્રયત્નો એ જ દેખાય છે કે, મનુષ્યોને મરવામાટે તૈયાર કરવાં. જર્મન્ ભાષામાં એક એવા અર્થની કિંવદન્તી (કહેવત) પ્રચલિત છે કે: "બીજી પંક્તિમાં પ્રથમ ન જાઓ!" ("Never go to the second thing first"). અને એ કિંવદંતી અનુસાર આપણને અત્યારે એવા મનુષ્યોની આવશ્યકતા છે કે, જેઓ પ્રથમ આપણને જીવનને કેવી રીતે ધારણ કરવું, એ તત્ત્વનો જ બોધ કરાવી શકે; કારણ કે, પ્રથમ પંક્તિમાં જીવન આવે છે અને મરણની સ્થિતિ દ્વિતીય પંક્તિમાં

છે. આ કારણથી એ કથન અક્ષરે અક્ષર સત્ય છે કે, જીવવું કેવી રીતે એ તત્ત્વને જ્યાં એકવાર આપણે જાણી જઇએ છીએ અને આપણા તે જ્ઞાન અનુસાર જીવનને વીતાડીએ છીએ એટલે કે જીવીએ છીએ; એટલે પછી જેને આપણે મરણના નામથી ઓળખીએ છીએ, તે મરણ અતિશય સુંદરતાથી પોતાની વ્યવસ્થા પોતે જ કરી લે છે. અર્થાત્ જીવનની સંભાળ રાખવી એ જ એક માત્ર મરણને સુધારવામાટેનો પ્રશસ્ત તથા યોગ્ય માર્ગ છે; જીવનને ધિક્કારવાથી કિંવા ભૂલી જવાથી મરણ કદાપિ સુધરી શકતું નથી.

આવી રીતે લોકોને મરવામાટેની તૈયારીના ઉપદેશો અપાતા હોવાથી અત્યારે એનું પરિણામ એ આવ્યું છે કે, લોકો એ નિર્માલ્ય અને ફોતરાં જેવા ઉપદેશોથી કંટાળતા જાય છે અને કેટલાક અદીર્ઘદર્શી લોકોના મુખમાંથી વારંવાર એવા ઉદ્ગારો નીકળતા સંભળાય છે કે, "ધીમે ધીમે હવે ધર્મનો સ્વર્ગવાસ થતો જાય છે; ધર્મ મરતો જાય છે!" ધર્મ મરતો જાય છે? પરંતુ અહીં પ્રશ્ન એ ઉદ્ભવે છે કે, કોઈ પણ વસ્તુનું, તેનો જન્મ થવા પૂર્વે જ, મરણ થઈ જાય, એ સંભવે છે ખરું કે? કદાપિ નહિ; કારણ કે, પ્રથમ પંક્તિમાં જન્મ હોય છે અને ત્યારપછીની પંક્તિમાં મરણનું સ્થાન હોવાથી જન્મ વિના મરણનો સંભવ હોતો જ નથી. એટલામાટે સત્ય વાર્ત્તા તો એ જ છે કે, સાધારણ જનસમાજને માટે તો હજી ધર્મનો જન્મ થતો જાય છે અને પ્રતિદિવસની જીવનદાયક ધર્મવિષયક જાગ્રતિનો તેમનામાં હજી અત્યારે જ આવિર્ભાવ કિંવા આરંભ થવા માંડ્યો છે. આપણે અક્ષરના બાહ્ય આકારને ઉલ્લંઘીને તેના સત્ય જીવનદાયક તત્ત્વમાં પ્રવેશવાનો હજી અત્યારે જ આરંભ

કરીએ છીએ. હું વળી પણ પૂછું છું કે, શું ધર્મ મરતો જાય છે? નહિ નહિ; આવા પ્રકારની કેવળ કલ્પના થવી પણ સર્વથા અશક્ય અને અસંભવનીય છે. જેવી રીતે મનુષ્યનો આત્મા ઈશ્વરનો એક ભાગ છે, તે જ પ્રમાણે ધર્મ પણ મનુષ્યના આત્માનો એક ભાગ છે; અને તેટલામાટે જ્યાં સુધી ઈશ્વર તથા મનુષ્યનો આત્મા અસ્તિત્વ ધરાવે છે, ત્યાં સુધી તો ધર્મનો અંત કદાપિ થવાનો નથી તે નથી જ.

અત્યારે કેટલાક લોકોને જે ધર્મ મરી જતો દેખાય છે, તેનું મૂળ કારણ એ છે કે, સત્ય ધર્મના સ્થાનમાં કેવળ અમુક ધર્મસિદ્ધાન્તો અથવા માન્યતાઓ, ધર્મના બાહ્ય આકારો અને ધર્મસિદ્ધાન્તોના અમુક વાચ્યાર્થો તથા ધર્મની કેટલીક વિશિષ્ટ ક્રિયાઓ જ ધર્મનું સ્વરૂપ ધારીને ઊભાં છે અને તેમને જ ધર્મ તરીકે સ્વીકારી લેવામાં આવ્યાં છે; પરંતુ પરમેશ્વરનો આપણે આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર માનવો જોઇએ કે, એ સર્વ પ્રતિબંધોનો હવે આ કાળમાં એટલી બધી ત્વરાથી અંત આવતો જાય છે કે, જેવો પ્રકાર પૂર્વકાળમાં કદાપિ કોઇના જોવામાં આવી શકયો નથી. આ પ્રતિબંધોનો અત્યારે બે પ્રકારે નાશ થવા માંડ્યો છે. તે બે પ્રકારમાંનો એક પ્રકાર એ છે કે, લોકોનો એક વિશાળ વર્ગ કે જે ધર્મના આવા ચોચલાથી કંટાળી ગયો છે અને તેને એ ચોચલાની એટલી બધી ઘૃણા થઈ ગઈ છે કે, આવા ચોચલાનેજ ધર્મ તરીકે સ્વીકારવા કરતાં તે કોઈપણ પ્રકારના ધર્મથી વિહીન રહેવાનું જ વધારે પસન્દ કરે છે; એટલે કે, એ વર્ગના લોકો જેવી રીતે હેમંત (પાનખર) ઋતુમાં વૃક્ષો પોતાનાં જીર્ણ પત્રોનો ત્યાગ કરવા માંડે છે, તેવી રીતે તેઓ ધર્મના એ મૃત સ્વરૂપનો ત્યાગ કરવા મંડી ગયા છે; એ જ પ્રમાણે

લોકોના બીજો એવો પણ એક મોટો વર્ગ છે કે જે વર્ગના લોકોમાં દિવ્યતાનો ઉદય થવા માંડ્યો છે અને તેઓ પોતાના અંતરમાં જ ક્રાઇસ્ટનો તેના અદ્વિતીય સૌન્દર્ય તથા ઉદ્ધારક સામર્થ્ય સહિત સાક્ષાત્કાર કરવા લાગ્યા છે. અર્થાત્ જેવી રીતે વસંત ઋતુમાં વૃક્ષોમાં આવેલું નવીન જીવન શરત્કાલમાં વૃક્ષોને ચોટેલા જીર્ણ પત્રોને, નવીન પત્રોને સ્થાન અપાવવાના ઉદ્દેશથી, કાઢીને નીચે પાડી નાખે છે; તેજ પ્રમાણે આ નવજીવને જીર્ણ જીવનને દૂર કરવાના કાર્યનો આરંભ કરી દીધો છે; માત્ર એટલું જ નહિ, પણ શીર્ણ પત્ર સમાન મૃત ધર્મનો જેવી રીતે અત્યારે સર્વત્ર ત્યાગ થવા માંડ્યો છે, તે રીતિને જોવાથી જો આપણને એક પ્રકારે આકર્ષણ તથા ઉત્સાહ થાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે.

આ કારણથી જે ધર્મોપદેશકો લોકોને રોટલાને બદલે પાષાણ અને ધાન્યને બદલે ભૂસો અને ફૂસકી આપવાના પ્રયત્નોથી ધર્મની હાનિ કરતા જાય છે, તેમના સ્થાનમાં અલ્પ સમયને માટે પણ તેવા પુરુષોને આવવા દ્યો કે જેઓ ઉપર્યુક્ત ઉચ્ચતર પ્રેરણાઓથી પ્રેરાયલા હોવાથી સજીવન હોય; અને ત્યાર પછી જેઓ ધર્મને મરતો જતો ધારે છે તેમને પુનઃ એ પ્રશ્ન પૂછવા દ્યો કે, ધર્મ મરતો જાય છે કે કેમ ? "જે બળતો અંગારો હોય છે તે જ બીજા અંગારામાં અગ્નિને પ્રકટાવી શકે છે; બુઝાઈ ગયેલા અથવા મરી ગયેલા અંગારાથી એ અગ્નિ પ્રકટાવી શકાતો નથી!" અર્થાત્ મૃત ઉપદેશકોનાં સ્થાનોમાં તે ઉપદેશકોને વિરાજવા દ્યો કે જેમણે દિવ્ય આત્માની પ્રેરણાને પ્રાપ્ત કરેલી હોય અને તેના પરિણામે માનવજાતિમાટે જેઓ મહત્ત્વનો તથા ઉપયોગી સંદેશ આપવાનું સામર્થ્ય ધરાવતા હોય; તેમ જ એ પ્રેરણાના પ્રભાવથી જેઓ તે સંદેશને માનવજાતિ સમક્ષ એવા તો સૌન્દર્ય તથા સામર્થ્યપૂર્વક રજૂ કર-

વાની શક્તિ ધરાવતા હોય કે જેના પરિણામે પ્રત્યેક આત્મા તે સંદેશનો દાસાનુદાસ અને અનુયાયી થઈ જાય! જ્યારે આવી વસ્તુસ્થિતિ થશે, ત્યારે આપણે દેવાલયો (Churches)-ની સ્થિતિમાં એક મહત્ પરિવર્તન થયેલું જોઈ અને અનુભવી શકીશું; એટલે જ્યારે આવી વસ્તુસ્થિતિ થશે, તે વેળાએ જે દેવાલયોમાં અત્યારે આમ તેમ વિખરાયલાં અને છૂટાછવાયાં પાંચ પચીસ મનુષ્યો જ જોવામાં આવે છે, તે દેવાલયો મનુષ્યોવડે ઉભરાઈ જતાં દેખાશે અને મનુષ્યોને ત્યાં તિલ નાખવા જેટલી જગ્યા પણ ભાગ્યે જ મળી શકશે. "શૂક્તિને તોડી નાખો કે જેથી મોંઘું મોતી મળી શકે?" આપણને હવે બાઇબલ્ જેવા બીજા કોઇ નવીન ઇશ્વિરદત્ત ગ્રંથ આદિની રંચ માત્ર પણ આવશ્યકતા નથી; કિન્તુ આપણી પાસે જે ધર્મ છે, તેના જીવનદાયક તત્ત્વ અથવા આત્માને જાણી લેવાની જ આપણને અવસ્યકતા છે. અર્થાત્ જ્યારે આપણે તેમનાં જીવનદાયક તત્ત્વોને જાણવામાટે તૈયાર થઇશું, ત્યારે જ આપણને અન્ય નવીન તત્ત્વોનો સાક્ષાત્કાર થશે; ત્યાર પૂર્વે તેવાં નવીન તત્ત્વોનો આપણને કદાપિ સાક્ષાત્કાર થવાનો નથી.

મહાશય જૉન્ પલ્સ્ફૉર્ડ (John Pulsford) એક સ્થળે કહે છે કેઃ—"સમસ્ત વિશ્વમાં મનુષ્યના આત્માને જે આવશ્યકતા છે તે કેવળ જીર્ણ અને માની લીધેલા ધર્મવિશેનાં સુંદર દેખાતાં ભાષણોમાં જ બદ્ધ થઈ રહેવાની આવશ્યકતા નથી; કિંતુ અત્યાર સુધીમાં ધર્મની જે ભાવનાઓ મનુષ્યોના જાણવામાં આવી છે, તેના કરતાં અધિક ઉષ્ણ અને અધિક બળવતી ઈશ્વિરપ્રેરિત ભાવનાઓથી બદ્ધ, અને મુગ્ધ થવા માટેની સ્વતંત્રતાને પ્રાપ્ત કરવાની જ આવશ્યકતા છે; એ બળવતી

ભાવનાથી અંતઃકરણને સ્નિગ્ધ કરવાની આવશ્યકતા છે. હું મારા પોતાના અનુભવના બળથી એ તો દઢતાપૂર્વક જણાવી શકું છું કે, જેવી રીતે વસંતકાળનો પ્રભાત નભોમંડળમાટે અનુકૂલ કિંવા ઉપયુક્ત હોય છે, તે જ પ્રમાણે એ દિવ્ય શ્વાસ અથવા દિવ્ય ભાવના માનવ—આત્માના સ્વભાવની આવશ્યકતાઓમાટે અત્યંત અનુકૂલ તથા ઉપયોગી છે. ઈશ્વરનો શ્વાસ મનુષ્યના મનને તેની પોતાની યોગ્યતા પ્રમાણે વિકાસને પામવાની જેટલી સ્વતંત્રતા આપે છે અને ઈશ્વરના શ્વાસથી મનુષ્યનું અંતઃકરણ જેટલા વિકાસને પામી શકે છે, તેટલા પ્રમાણમાં પ્રભાતકાલિક વાયુલહરીના યોગે વૃક્ષોનો વિકાસ પણ ભાગ્યે જ થઇ શકે છે; આત્માના મધ્યચક્રને ગતિમાન્ કરનાર ઈશ્વરના શ્વાસ સમાન બીજો કોઇ પણ પદાર્થ છે જ નહિ; અર્થાત્ જ્યાં ઈશ્વરનો શ્વાસ આવીને આત્માના મધ્યચક્રને ગતિમાન્ કરે છે, ત્યાં પછી સમસ્ત મનુષ્ય એટલી સીમા પર્યન્ત ગતિમય થઈ જાય છે કે તેના યોગે તેની ઇન્દ્રિયો તે નવીન ઇન્દ્રિયો થઈ જાય છે, તેની મનોવાસનાઓ નવી મનોવાસનાઓ થાય છે અને તે જ પ્રમાણે તેની બુદ્ધિ, પ્રીતિ તથા કલ્પનાશક્તિ આદિનો પણ સર્વથા નવીન જન્મ થયેલો જ દેખાય છે. એ ઈશ્વરના શ્વાસના પ્રભાવથી જે મનુષ્યમાં આવા પ્રકારનું પરિવર્ત્તન થાય છે, તે પરિવર્ત્તન તે પોતે જેને જાણી શકે તેના કરતાં મહત્તર હોય છે; એટલે કે, ઈશ્વરનો શ્વાસ તેનામાં જે શક્તિઓનો આવિર્ભાવ તથા વિકાસ કરે છે, તે પોતામાંની વિકસિત શક્તિઓને જોઇને તે મનુષ્ય પોતે પણ આશ્ચર્યથી દિગ્મૂઢ જેવો થઈ જાય છે. તે પોતાની પ્રકૃતિને એક અવર્ણનીય અથવા અનિર્વાચ્ય વસ્તુ તરીકે નિહાળે છે અને તેથી તેનો એવો દઢ ભાવ બંધાઈ જાય છે કે, ભવિષ્યના

ભંડારમાં અવશ્ય એના કરતાં પણ અધિક અકલ્પનીય આશ્ચર્યો ભરેલાં હોવાં જોઇએ. મનુષ્યની સર્વ શાશ્વત આશા અને ઈશ્વરના અસ્તિત્વનું જે પ્રમાણ છે તે આમાં જ છે કે જેના માટેની હું મારા પાઠકોને ભલામણ કરી રહ્યો છું. ત્યારે હવે ઈશ્વરના શ્વાસને આત્મામાં નવીન વસંત ઋતુને પ્રકટાવવા દ્યો, તેના અત્યંત ગહનતામાં દટાઇ ગએલા જંતુઓને પાછા સજીવન થવા દ્યો અને સ્વર્ગના સામ્રાજ્ય ભણી દોરાઓ; આવી સ્થિતિમાં આવ્યા પછી અત્યારે જેવી રીતે તમને બાહ્ય વિશ્વનો અનુભવ થાય છે, તે જ પ્રમાણે તમારા પોતાના અંતરમાંથી જ તમને ઈશ્વરના પ્રામાણ્યનો પણ સાક્ષાત્કાર થવા માંડશે. ખરેખર ઈશ્વરના પ્રામાણ્યનો સાક્ષાત્કાર થતાંની સાથે જ વિશ્વ તથા પ્રકૃતિ-(માયા) વિષયક તમારા બાહ્ય તથા કૃત્રિમ અનુભવ કરતાં જીવન-વિષયક તમારો આંતરિક અનુભવ તેમ જ ઈશ્વરમાંની તમારી અસીમ આશા તમને વિશેષ નિકટમાં વિચરતાં દેખાશે."

આ વિશ્વમાં શક્તિનું મૂળસ્થાન તો સર્વત્ર એક જ છે; અર્થાત્ તમે ગમે તે હો, એક ચિત્રકાર હો, એક વક્તા હો, એક ગાયક હો, એક ગ્રંથકાર હો અથવા તો એક ધર્મોપદેશક હો, તમે ગમે તેવા પ્રકારના વ્યવસાયી હો; તો પણ એટલું તો તમારે અવશ્ય જાણી રાખવાનું છે કે, ગુપ્ત શક્તિને ચતુર્ભુજ કરીને પોતાની બંદિની બનાવવામાટે તમારે અનંત શક્તિ (પરમાત્મા) સાથે મળીને જ કાર્ય કરવાનું છે કે જેથી તે શક્તિ નિરંતર તમારામાં કાર્ય કર્યા કરે અને પોતાને પ્રકટ કરતી રહે. જો તમે અનંત શક્તિ સાથે મળી હળીને કાર્ય કરવામાં નિષ્ફળ નીવડશો, તો પછી કોઈ પણ કાર્યમાં તમને સફળતા મળવાની નથી, એમ જ તમારે માની લેવું. જો તમે અનંત

શક્તિ સાથે મળીને કાર્ય કરવામાં સફળતાને ન મેળવી શકો, તો પછી તમે જે કોઈ પણ કાર્ય કરશો, તે તમારું કાર્ય ગમે તેટલી ઉત્તમતાથી કરાયલું હશે, તોપણ તૃતીય કિંવા ચતુર્થ પંક્તિનું જ થશે, ભાગ્યયોગે કદાચિત્ કોઇવાર દ્વિતીય પંક્તિનું થાય એટલું જ; પરંતુ તે કાર્ય કદાપિ પ્રથમ પંક્તિનું તો થવાનું નથી તે નથી જ. અર્થાત્ ઈશ્વરની સહકારિતાવિનાના કોઇ પણ કાર્યમાં તમો સર્વોત્કૃષ્ટતાને મેળવો, એ તો તમારામાટે તમારે અશક્ય અને સર્વથા અસંભવનીય જ સમજવાનું છે.

તમે જેટલા પરિમાણમાં તમારા આત્માના સામર્થ્યને જાણી શકશો, તેટલા જ પ્રમાણમાં કોઈ પણ દિશામાંના તમારા કાર્યમાં તમે સફળતાને પ્રાપ્ત કરી શકશો. જ્યાં સૂધી તમે કેવળ આ જડ શરીર અને જડ બુદ્ધિની સીમામાં જ રહ્યા કરશો, ત્યાંસૂધી તમારી પોતાની જ નિર્મેલી તે સીમાને ઉલ્લંઘીને તમે જરા પણ આગળ વધી શકશો નહિ. જ્યારે તમે **અનંત જીવન** સાથેની તમારી એકતાના સાક્ષાત્કારના પ્રદેશમાં આવી લાગશો, અને અનંતશક્તિની એકતાને અનુભવશો; એટલે કે, તમારા અંતઃકરણનાં દ્વારોને એવી રીતે ખુલ્લાં રાખશો કે જેથી તે અનંત જીવન, અનંતશક્તિ તેમાં પ્રવેશીને તમારા દ્વારા કાર્ય કરી શકે, ત્યારે અને ત્યારે જ તમારા જાણવામાં આવશે કે, તમોએ હવે જીવનના એક સર્વથા નવીન દશ્ય કિંવા નવીન સ્વરૂપમાં જ પ્રવેશ કર્યો છે અને એ પછી તમે નિરંતર વૃદ્ધિંગત શક્તિના ભોક્તા સ્વામી થશો. આવી અવસ્થામાં તમારું અંતઃકરણ પવિત્ર થવાથી તમારું બળ દશ મનુષ્યોના બળ જેટલું થઈ જશે અને તે વેળાએ જ તમો આ પ્રમાણેના ઉદ્દગાર કાઢી શકશો કેઃ—

"O God! I am one forever,
With Thee by the glory of birth;
The celestial powers proclaim it,
To the utmost bounds of the earth.
"I think of this birthright immortal,
And my being expands like a rose;
As an odorous cloud of incense,
Around and above me flows.

"A glorious song of rejoicing,
In an innermost spirit I hear,
And it sounds like heavenly voices,
In a chorus devine and clear.

"And I feel a power uprising,
Like the power of an embryo god;
With a glorious wall it surraonds me,
And lifts me up from the sod."

"તવ સંગ ઈશ્વર! એક છું હું જન્મના અધિકારથી;
હું ભિન્ન તારાથી નથી તું ભિન્ન મારાથી નથી.
જે શક્તિઓ છે સ્વર્ગની તે સકલ પૃથ્વીપટમહીં;
એ એકતાને વ્યક્ત કરતી, દ્વૈતને ભાખે નહીં.

"એ જન્મસિદ્ધ અને અમર અધિકારના સુવિચારથી;
મમ હૃદય વિકસે પુષ્પ સમ આનંદના આકારથી.
ઉત્પન્ન સુરભિસમેત મેઘો ધૂપના થઈ જાય છે;
મમ મસ્તકે ને આસપાસ વિલાસથી જ છવાય છે.

"મમ આત્માના આંતરિક પટમાંથી હું જે સાંભળું;
આનંદનું તે દિવ્ય છે સંગીત સુખકર ને ભલું.
સ્વર્ગીય ધ્વનિ સમ નાદ તે માધુર્યમય ભાસે મને;
સુસ્પષ્ટ દિવ્ય સુગાન જાણે દેવ ગાતા હોયને!

"હા શક્તિ એવી અંતરે ઉન્નત થતી દેખાય છે;
કે જે મહાપરમાત્મશક્તિ સમાન, માન, જણાય છે.
તે ચળકતી દીવાલ સમ ઘેરે મને ચોમેરથી;
ઊંચાણમાં લઈ જાય છે કાઢી ધરાના ઘેરથી.

## ૯ સર્વ પદાર્થોની વિપુલતા–સમૃદ્ધિશાળી થવાનો નિયમ

પરમાત્મા અષ્ટ સિદ્ધિ* તથા નવ નિધિનો† સ્વામી છે અને આ વિશ્વની વસ્તુઓને દૃશ્ય સ્વરૂપમાં પ્રકટ કરનાર પણ તે જ છે. એવા અનન્ત શક્તિશાળી પરમાત્મા સાથે જેની એકતા થઈ ગયેલી હોય છે, તે મનુષ્ય જેવી રીતે ચુંબક લોહને પોતા પ્રતિ આકર્ષે છે, તે જ પ્રમાણે વિશ્વમાંની કોઈ પણ વસ્તુને પોતા પ્રતિ આકર્ષી શકે છે.

જેના અંતઃકરણમાં નિરંતર દરિદ્રતાના વિચારોનું જ સામ્રાજ્ય રહ્યા કરે છે, તે મનુષ્ય નિરંતર સંપૂર્ણ દરિદ્રાવસ્થામાં જ રહ્યા કરે છે અને તેને સદા સર્વદા બહુધા દરિદ્રતા અને દરિદ્રતાના પ્રસંગો જ પ્રાપ્ત થયા કરે છે. જો અમુક મનુષ્યના મનમાં સમૃદ્ધિશાલિતાના વિચારોનો જ પ્રવાહ વહ્યા કરે છે, તો તે

---

* "अणिमा लघिमा प्राप्तिः प्राकाम्यं महिमा तथा ।
ईशित्वं च वशित्वं च तथा कामावसायिता" ॥

અર્થાત્ "અણિમા, લધિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, મહિમા, ઈશિત્વ, વશિત્વ અને કામાવસાયિતા એ પ્રમાણેની શાસ્ત્રમાં આઠ સિદ્ધિઓ મનાયલી છે."

† "महापद्मश्च पद्मश्च शंखो मकरकच्छपौ ।
मुकुन्दकुन्दनीलाश्च खर्वश्च निधयो नव" ॥

એટલે કે:–"મહાપદ્મ, પદ્મ, શંખ, મકર, કચ્છપ, મુકુન્દ, કુન્દ, નીલ અને ખર્વ એ નવ કુબેરના નિધિ (ભંડાર) કહેલા છે."

વિચારોના યોગે વિશ્વની સમૃદ્ધિપ્રદા મહતી શક્તિ અવશ્ય તેને અનુકૂળ થાય છે, અને તેની સહાયતાથી આજે નહિ તો કાલે તે અવશ્ય સમૃદ્ધિશાળી થઇ જાય છે. આકર્ષણનો નિયમ સૃષ્ટિના સાર્વકાલિક અને સાર્વત્રિક નિયમોમાંનો જ એક નિયમ છે અને એ નિયમ સાથે સંબંધ ધરાવનાર એક મહત્ અને અપરિવર્ત્તનીય સત્ય એ છે કે પ્રત્યેક વસ્તુ પોતાની સજાતીય વસ્તુને પોતા પ્રતિ આકર્ષતી રહે છે. અર્થાત્ જ્યારે વિશ્વના સર્વ પદાર્થોના કર્ત્તા પરમાત્મા સાથે આપણી એકતા થઈ જાય છે, એટલે પછી સૃષ્ટિના વસ્તુસમુદાયોમાંથી આપણી આવશ્યકતા પ્રમાણે સર્વ વસ્તુઓને વિપુલતાથી પ્રાપ્ત કરી લેવાની શકિત પોતાની મેળે જ આપણને પ્રાપ્ત થઈ જાય છે. એ શકિતની પ્રાપ્તિથી જે સ્થિતિને આપણે જે સમયમાં પ્રાપ્ત કરવાને ઇચ્છીએ, તે સ્થિતિને તે ક્ષણેજ પ્રાપ્ત કરવાની શક્તિનો આપણામાં આવિર્ભાવ થાય છે.

સર્વ શાસ્ત્રોનો એ જ સિદ્ધાન્ત છે કે, દિવ્ય સત્ય પરમાત્મા પ્રમાણેજ નિત્ય તથા અક્ષય છે, એટલામાટે તેનું અસ્તિત્વ આજ પર્યન્ત હતું અને અત્યારે પણ છે; પરંતુ જ્યાં સૂધી આપણને તેનું જ્ઞાન ન થાય, જ્યાં સૂધી આપણે તેને આપણા કાર્યમાં ન યોજીએ, ત્યાં સૂધી આપણામાટે તેનું હોવું અને ન હોવું સમાન જ છે. ઈશ્વર સર્વ પદાર્થોને પોતાના અધિકારમાં અને પોતાના હસ્તમાં રાખતો હોવાથી આપણી વાણીમાં, આપણી બુદ્ધિમાં, આપણા આચારમાં અને આપણા વિચારમાં જેટલા પરિમાણમાં ઈશ્વરત્વનો વિસ્તાર ચમકતો જશે, તેટલા જ પ્રમાણમાં આપણને તે આપણી ઇચ્છિત વસ્તુઓ આપતો જશે. અમુક વસ્તુને લેવામાટેની યોગ્યતાને જેટલા પરિમાણમાં આપણે મેળવીએ છીએ, તેટલા પરિમાણમાં જ ઈશ્વર આપણને તે વસ્તુ આપે છે.

લક્ષ્મી તથા સરસ્વતીના પરસ્પર વૈરભાવ છે, એ પુરાતન કવિકલ્પનાના અસ્તિત્વનો કોઈ મૂળ આધાર છે જ નહિ. એ જ પ્રમાણે ધર્મનિષ્ઠા તથા સમૃદ્ધિના પણ પરસ્પર વૈમનસ્યની કલ્પના કેટલાકોના મસ્તિષ્કમાં ગૃહ કરીને બેઠેલી છે; પરંતુ એ કલ્પનામાં પણ વર્ણવવા યોગ્ય કાંઈ પણ તત્ત્વ નથી. દેહ તથા આત્માના પરસ્પર વૈરભાવને માની લઇને આત્મોન્નતિની પ્રાપ્તિ-માટે અપવાસ કરીને, પંચાગ્નિ સાધન કરીને અથવા તો હઠ-યોગની પ્રક્રિયા કરીને દેહને દંડ આપવાનો ઉન્માદ જેમના મસ્તિષ્કમાં ભૂતની પેઠે ભરાઈ બેઠો છે, તે પુરુષોના અલૌકિક મસ્તિષ્કમાંથી જ આવી કલ્પનાઓ અવતારમાં આવી છે. મનુ-ષ્યના જીવન સંબંધિની તેમની કલ્પના સર્વથા એકપક્ષીય, અપૂર્ણ તથા ઉન્માદપૂર્ણ હોવાથી જ તેઓ ધર્મનિષ્ઠ મનુષ્યની દરિદ્રતાને ઈશ્વરીય યોજના સમજ્યા કરે છે. જેમને સત્ય વિજ્ઞાનની પ્રાપ્તિ થયેલી છે, તે જ સત્ય ધર્મનિષ્ઠ છે અને વિજ્ઞાની મનુષ્ય પોતાના સામર્થ્ય તથા પોતાની શક્તિનો નિરન્તર સત્કાર્યમાંજ વ્યય કરતા હોવાથી સૃષ્ટિદેવી દૈવી નવ નિધિના પ્રવાહને નિરન્તર તેમના પ્રતિ વહેવડાવતી જ રહે છે. તેમને જેટલી આવશ્યકતા હોય છે, તેટલી સંપત્તિ વિપુલતાથી તેમને મળ્યા કરે છે. જ્યારે સૃષ્ટિના ઉચ્ચતમ નિયમોમાં આપણી સંપૂર્ણ શ્રદ્ધા બંધાઈ જાય છે, તે વેળાએ દરિ-દ્રતાની ભીતિ આપણા અંતઃકરણમાં અધિકારને જમાવવાના કાર્યને ત્યાગીને પલાયન કરી જાય છે.

શું ત્યારે અત્યારે તમારી નોકરી છૂટી ગયેલી છે? જો એમ જ હોય, તો 'હવે મને બીજી નોકરી મળવાની નથી અને મારું શું થશે?' એવા પ્રકારના ભયને તમારા અંતઃકરણમાં કદાપિ સ્થાયિ ભાવથી દૃઢ થવા દેશો નહિ; કારણ કે, અંતઃ-

કરણમાં આવા પ્રકારની ભીતિની દૃઢતા થઈ જવાનું બહુધા એજ પરિણામ થશે કે, કાં તો દીર્ઘકાળપર્યન્ત તમને નોકરી મળશેજ નહિ અને કદાચિત્ મળશે, તો અત્યંત કનિષ્ટ પ્રકારની અને થોડા પગારનીજ મળવાની. તમારી પરિસ્થિતિ ગમે તેવી હોય, છતાં પણ તમારે પોતાના આત્મામાં એવો દૃઢતમ વિશ્વાસ રાખવો જોઇએ કે, તમારામાં એક એવી તો વિલક્ષણ તથા સૂક્ષ્મ શકિતનો નિવાસ છે કે જેના યોગે આજે તમને જે સ્થિતિ સર્વથા પ્રતિકૂલ તથા હાનિકારક દેખાય છે, તેનાપર સંપૂર્ણ વિજય મેળવીને તે સ્થિતિને કાલે તમે પોતાને અનુકૂલ તથા લાભદાયક બનાવવાને સર્વ પ્રકારે સમર્થ છો. તમારી તે શકિતઓને ચાલન આપો એટલે તેના યોગે એક એવા ચુંબકનો ઉદ્‌ભવ થશે કે તે તમારા-માટે નોકરીને લોહની પેઠે આકર્ષી લાવશે અને તે નોકરી પણ સાધારણ નહિ, કિંતુ તમારી આગળની ગયેલી નોકરી કરતાં હજાર દરજ્જે સારીજ હોવાની; માત્ર એટલુંજ નહિ, પણ એક સમય તમારામાટે એવો પણ આવવાનો કે, જ્યારે તમે તે જૂની નોકરીના જવામાટે ઈશ્વરનો ઉપકાર જ માનશો અને તેને કદાપિ સ્મરણમાં પણ લાવશો નહિ.

વિશ્વગત સકલ ચરાચરનો ઉત્પાદક તથા નિયામક પર-માત્મા કે જે સમસ્ત સૃષ્ટિનો સંચાલક છે, તેને ઓળખો અને તે સાથે એ વાર્ત્તાને પણ ધ્યાનમાં રાખી લ્યો કે, વિચાર એક એવી પ્રબળા શક્તિ છે કે જો તેનો બુદ્ધિમત્તાથી ઉપયોગ કર-વામાં આવે, તો તેનું સામર્થ્ય અત્યંત વિલક્ષણ તથા કલ્પના-તીત જ થઈ જાય છે. એટલામાટે તમે એવો દૃઢ વિશ્વાસ રાખો અને દૃઢ વિચાર બાંધી લ્યો કે, યોગ્ય સમયમાં યોગ્ય માર્ગથી તમને યોગ્ય વ્યવસાયની અવશ્ય પ્રાપ્તિ થશે જ અને જ્યારે

એ પ્રમાણે તમારો ઇચ્છિત વ્યવસાય તમને મળી જશે, ત્યારે જ તુમે તેને ઓળખી શકશો. અર્થાત્ આવા પ્રબળ વિચારને ધારી લ્યો, તમારા વિચારને કદાપિ શિથિલ કિંવા નિર્બળ થવા ન દ્યો અને આશાને કદાપિ ન ત્યાગો—તે વિચારવૃક્ષને નિરંતર આશા-જળનું સિંચન કરતા રહો. તમારી આ ક્રિયા તે એક તે આધ્યાત્મિક વર્તમાનપત્રમાંના વિજ્ઞાપન (જાહેર ખબર) સમાન થઈ પડે છે કે જે આધ્યાત્મિક વર્તમાનપત્રની ગ્રાહકસંખ્યા અત્યંત વિશાળ છે અને જેનો પૃથ્વીના એક છેડાથી બીજા છેડા સુધી એકસરખો પ્રસાર થયેલો છે, અને તે સાથે જેની ખ્યાતિ પણ અસીમ છે. આ આધ્યાત્મિક વર્તમાનપત્રમાંના તમારા વિજ્ઞાપનથી તમને જેટલો લાભ મળવાનો સંભવ છે, તેનો શતાંશ લાભ પણ તમને અન્ય આધિભૌતિક વર્તમાનપત્રોમાં વિજ્ઞાપન આપવાથી મળવાનો નથી; અર્થાત્ સૃષ્ટિના ઉચ્ચ નિયમો સાથેના ઐક્યભાવને તમે જેટલા પ્રમાણમાં વૃદ્ધિગત કરતા રહેશો, તેટલા પ્રમાણમાં તમારા એ આધ્યાત્મિક વર્તમાનપત્રમાંના વિજ્ઞાપનનું યોગ્ય અને સુખદ પરિણામ થતું રહેશે.

જ્યારે વર્તમાનપત્રોમાંના 'જોઇએ છે' ના મથાળાંવાળા કૉલમોને વાંચો, તે વેળાએ સાધારણ પદ્ધતિથી તેમનું વાંચન કરશો નહિ; કિન્તુ તે વેળાએ તમારી આંતરિક ઉચ્ચતર શક્તિઓને ચાલન આપીને તેમનો ઉચ્ચતર ભાવોમાં પ્રવેશ કરાવો. અર્થાત્ જ્યારે તમે વર્તમાનપત્રને પોતાના હાથમાં લ્યો, તે વેળાએ આવી માનસિક અવસ્થાને ધારણ કરો; કારણ કે, એ માનસિક અવસ્થા તે વિજ્ઞાપનમાંની નોકરી તમારા લાયકની છે કે નહિ એનું તમને તત્કાળ ભાન કરાવી દેશે અને તે વેળાએ જો તમારું અંતઃકરણ તે નોકરીને સ્વીકારવાની હા પાડે, તો

પછી તે પ્રમાણે વર્ત્તવામાં તમારે પળ માત્રનો પણ વિલંબ કરવો નહિ; કારણ કે, અંતઃકરણનો નાદ તે આત્માનો જ નાદ છે અને આત્મોચ્ચાર કદાપિ નિષ્ફળ નીવડતો જ નથી.

હવે એમ ધારી લ્યો કે તમને નોકરી મળી તો ખરી, છતાં તે નોકરી બરાબર તમારી ઇચ્છા પ્રમાણેની નથી; અને તમે એના કરતાં વધારે સારી નોકરી મેળવવાની યોગ્યતા ધરાવનારા છો; તો એવી વેળાયે તે નોકરીમાં પ્રવેશ કર્યાં પૂર્વે તમે તમારા અંતઃકરણમાં એવા વિચારને સ્થાન આપો કે, આ નોકરી તમને ઉચ્ચ પદવીપર ચઢાવનારી માત્ર એક સીડી જ છે. આ વિચારને સ્થિરતાથી ધારો, તેને દૃઢ કરો, તેમાં વિશ્વાસ રાખો, આશાને હૃદયમાં સ્થાન આપો અને તત્કાળ જે નોકરી તમને મળેલી હોય તે નોકરીનું કાર્ય શુદ્ધ બુદ્ધિ તથા પ્રફુલ્લતાથી કરતા રહો. આમ વર્ત્તવાથી તમને પોતાની મેળે જ એવા અવસરોની પ્રાપ્તિ થશે કે જે અવસરો તમને બહુજ સારી અને તમારી ઇચ્છા પ્રમાણેની જ નોકરીને મેળવી આપવાના કાર્યમાં તમારા પરમ સહાયક થઈ પડશે. પરંતુ એથી વિરુદ્ધ જો તમે પોતાની અત્યારની નોકરીનું કાર્ય એકનિષ્ઠાથી નહિ કરો, તો તેના યોગે તમને ઉન્નત દશાને બદલે અવનત દશાની પ્રાપ્તિ થશે, એટલે કે, તમને અત્યારની નોકરી કરતાં ઉંચા પ્રકારની નોકરી મળશે નહિ; માત્ર એટલું જ નહિ, પણ કદાચિત્ તમે આના કરતાં પણ નીચા પ્રકારની નોકરીપર ધકેલાઈ જશો. તમે તમારી વર્ત્તમાન નોકરીનું કાર્ય સત્ય અંતઃકરણ અને એકનિષ્ઠાથી કરતા રહો; કારણ કે, જો તમો એમ નહિ કરો, તો તમારી ઉન્નતિ વિષયક સર્વ મહત્ત્વાકાંક્ષાઓ સર્વથા વ્યર્થ થઈ જશે અને તમે ઉન્નતિના ઉચ્ચતમ શિખરપર ચઢવાને બદલે અવનતિની ગહનતમ ગર્ત્તામાં જ જઈ પછડાશો.

સમૃદ્ધિશાળી કિંવા વૈભવશાળી થવાનો એ જ નિયમ છે. જો તમારાપર કદાચિત્ કોઈ અચાનક આપત્તિ આવી પડે, તો તેથી કદાપિ હતાશ થશો નહિ; કિંતુ એવી આપત્તિની વેળામાં તમારા અંતઃકરણમાં એ જ વિચારપ્રવૃત્તિ રાખજો કે, 'મારા સારા દિવસો પણ શીઘ્ર જ આવવાના છે અને તેથી મને સત્વર જ સારી દશાની પ્રાપ્તિ થશે અને થશે જ !' એ માર્ગનું અવલંબન કરવાથી આજે જે વાર્ત્તા વિચારસૃષ્ટિમાં આશાના રૂપમાં રહેલી છે, તેને દશ્ય સૃષ્ટિમાં મૂર્ત્ત સ્વરૂપ આપીને તમારી આશાને સફળ કરવાનું કાર્ય આંતરિક અતિ સૂક્ષ્મ અને અમોઘ શક્તિ અત્યંત ત્વરાથી કરવા માંડશે. વિચારશક્તિ એક અત્યંત વિલક્ષણ વસ્તુ છે. વિચારરૂપ બીજને ઉત્તમ ભૂમિમાં વાવો અને તેમાં ઉત્તમ ખાતર નાખો અને પછી જુઓ કે તેમાંથી જે કલ્પ-વૃક્ષનો ઉદ્ભવ થાય છે, તે તમારી સર્વ મનઃકામનાઓને પૂર્ણ તથા સિદ્ધ કરી બતાવનાર છે કે નહિ.

"મારું ભાગ્ય ફૂટી ગયું છે !' આમ કહીને રોવા ફૂટવામાં સમયનો દુરુપયોગ કરવાને બદલે જો તે જ સમયનો પોતાની વર્ત્તમાન સ્થિતિને સુધારવાના કાર્યમાં ઉપયોગ કરવામાં આવે, તો તેથી બહુ જ સારો લાભ મળવાનો સંભવ છે. 'હું સત્વર જ સુસંપન્ન તથા સમૃદ્ધ દશાને પ્રાપ્ત કરી શકીશ !' એવા પ્રકારના વિચા-રોને જ નિરંતર તમારે તમારા અંતઃકરણમાં લાવવા જોઇએ. 'હું સત્વર જ ઇચ્છિત ઋદ્ધિ સિદ્ધિનો સ્વામી થવાનો છું !' એવા નિશ્ચયપૂર્વક ઉદ્ગારોનું જ નિરંતર મનન થવું જોઇએ, એ ઉદ્ગારોને શાંત તથા સ્વસ્થ ચિત્તથી કાઢવા જોઇએ અને એ ઉદ્ગારો પ્રબળ તથા નિશ્ચયાત્મક હોવા જોઇએ. સમૃદ્ધિમાં તમારો વિશ્વાસ દઢ તથા અવિચલ હોવો જોઇએ. 'હું અવશ્ય સમૃદ્ધિશાળી થઈશ !' એવી જો તમારી દઢ આશા હશે, તો તેથી

તમારા એ વિશ્વાસને ઉત્તેજન મળશે. જ્યાં તમે તમારા આચરણને આવા પ્રકારનું બનાવ્યું, એટલે પછી એના યોગે તમે પોતે પોતાની ઇષ્ટ સમૃદ્ધિને આકર્ષનાર ચુંબક બની જશો. જે વસ્તુની તમને અભિલાષા હોય, તે વસ્તુના ઉદ્દગારોને કાઢવામાં કોઈ પણ પ્રકારની શંકા રાખવી જ નહિ; કારણ કે, પોતાની અભિલાષાના ઉદ્દગારોને કાઢવાથી તમારી વિચારસૃષ્ટિમાંની વાર્ત્તાને મૂર્ત્ત એટલે કે દૃશ્ય સ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને એવી રીતે તમારી આશાને સફળ કરનારી સૂક્ષ્મ તથા પ્રબળ શક્તિનો તમારા હસ્તે ઉપયોગ થવા માંડે છે. અમુક વસ્તુની તમને આવશ્યકતા હશે અને તે વસ્તુની પ્રાપ્તિથી પોતાની શારીરિક તથા માનસિક ઉન્નતિને મેળવવાની તેમજ તેવીજ ઉન્નતિ બીજાઓને પણ મેળવી આપવાની તમારી હાર્દિક અભિલાષા હશે, તો તે વસ્તુ યોગ્ય સમયમાં, યોગ્ય પ્રકારે અને યોગ્ય સાધનદ્વારા પોતાની મેળે જ તમને પ્રાપ્ત થઈ જશે, એ નિઃસંશય છે.

મારી એક પરિચિતા યુવતિ અબળાને અલ્પકાળ પૂર્વે અચાનક નાણાંની અત્યન્ત આવશ્યકતા હતી અને તેને એ નાણાં કોઈ એક ઉત્તમ કાર્યમાટે જોઇતાં હતાં. 'મને જોઇતાં નાણાં શામાટે ન મળવાં જોઇએ?' એનું કોઈ પણ યથેષ્ટ કારણ તેના જેવામાં આવી શકયું નહિ. તે એક એવી અબળા છે કે જેને પોતાની આંતરિક શક્તિઓનું યોગ્ય જ્ઞાન થઈ ગયેલું છે; અર્થાત્ તેણે તત્કાળ આપણી ઉપરિનિર્દિષ્ટ માનસિક અવસ્થાને પ્રાપ્ત કરી લીધી. પ્રાતઃકાળમાં કેટલાંક ક્ષણોપર્યન્ત તે મૌનને ધારીને બેસી રહી અને એવી રીતે તેણે વિશ્વની મહતી શક્તિ સાથે પોતાની એકતા કરી લીધી. તે જ દિવસના સૂર્યનો અસ્ત પણ હજી થયો ન હોતો, તેવામાં એક ગૃહસ્થ તેની પાસે આવ્યો કે જે ગૃહસ્થ તે યુવતિના એક પરિચિત કુટુંબમાંનો જ એક પુરુષ

હતો. તે ગૃહસ્થે તેને પૂછ્યું કેઃ–"મારા કુટુંબમાં એક મહત્ત્વનું કાર્ય છે અને તે તમારા હાથે થવાનો સંભવ છે, તો તે કાર્ય તમારાથી કરી શકાશે કે કેમ?" તે ગૃહસ્થે જે કાર્ય તેને સોંપવાની ઇચ્છા દર્શાવી તે કાર્ય અત્યંત મહત્ત્વનું હોવાથી પ્રથમ તો તે યુવતિ વિચારમાં જ પડી ગઈ કે, 'આવું મહત્ત્વનું કાર્ય મને શા કારણથી સોંપવામાં આવે છે!' પરંતુ ત્યાર પછી તરત જ તેણે પોતાના મનમાં ધાર્યું કેઃ "જ્યારે મને ઘરધેડાં બોલાવવામાં આવી છે, તો મારે એ કાર્ય કરવું જ જોઇએ અને જોવું જોઇએ કે એનું પરિણામ શું આવે છે!' આવા પ્રકારની ધારણાથી તે એ કાર્યમાં લાગી ગઈ અને એ કાર્યને તેણે યોગ્યતાથી પાર પણ પહોંચાડી દીધું. જ્યારે તેણે પોતાને સોંપાયલા કાર્યની દક્ષતાથી સમાપ્તિ કરી નાખી, તે વેળાએ તે કાર્યના બદલામાં તે ગૃહસ્થે તેને નાણાંની જે રકમ આપી તે રકમ તે યુવતિની પોતાની ધારણા કરતાં ઘણી જ વધારે હતી. એ વેળાએ તેને એમ જ લાગી આવ્યું કેઃ–'મેં જે કાંઈ કાર્ય કરેલું છે તેની સાથે સરખાવતાં આ મળેલી રકમ ઘણી જ મોટી છે;' અને તેથી એટલી મોટી રકમ સ્વીકારવામાટેની તેણે પોતાની સ્પષ્ટ અનિચ્છા દર્શાવી દીધી. પરંતુ તેની એ અનિચ્છાના ઉત્તરમાં તે કુટુંબના લોકોએ સભ્યતાથી જણાવ્યું કેઃ "શ્રીમતી, તમે અમારામાટે જે પરિશ્રમ કર્યો છે, તેનું મૂલ્ય આ અપાયલાં નાણાં કરતાં બહુ જ વધારે છે." આવી રીતે મળેલાં નાણાં તેની આવશ્યકતા કરતાં વધારે હોવાથી તે પોતાના ઉત્તમ કાર્યની એ નાણાંના યોગે નિર્વિઘ્ન સફળતા કરી શકી હતી, એ નવેસરથી કહેવાની કશા પણ આવશ્યકતા નથી.

ઉચ્ચતમ આંતરિક શક્તિઓના દક્ષતાપૂર્ણ અને પરિણામકારક ઉપયોગના યોગે ગમે તેવા કઠિન અને અશક્ય કાર્યની

સિદ્ધિનાં જે અનેક ઉદાહરણો મળી આવે છે, તેમાંનું આ તો માત્ર એકજ ઉદાહરણ છે. એથી આપણને એ પાઠ શીખવાનું મળી શકે છે કે, કેવળ ભાગ્યપર આધાર રાખી ઉદ્યોગહીન અવસ્થામાં હાથ જોડીને બેસી ન રહો, કિન્તુ તમારી ઉચ્ચતમ આંતરિક શક્તિઓને કાર્યમાં યોજો અને ત્યાર પછી જે પ્રથમ વસ્તુ તમને પ્રાપ્ત થાય તેનો આદરથી સ્વીકાર કરી લ્યો. તમારા હાથોને જે કાંઈ પણ કાર્ય પ્રાપ્ત થાય તે કરો અને ચિત્ત દઇને કરો. જો એ કાર્ય સર્વાંશે તમને સંતોષદાયક ન જણાય, તો દૃઢતા, વિશ્વાસ અને આશાપૂર્વક એમ જ માની લ્યો કે, એ કાર્ય તે તમને એના કરતાં ઉચ્ચતર વ્યવસાયના પ્રદેશમાં લઈ જવાનું માત્ર એક સાધન જ છે." જો વિશ્વની સર્વોત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત કરવાની તમારી આકાંક્ષા હોય, તો તમારે તમારા અંતઃકરણને તે ઉત્કૃષ્ટ સ્થિતિના વિચારોથી જ ઘેરી લેવું જોઇએ. 'આપણી ઇચ્છિત અત્યુત્તમ અવસ્થા આપણને પ્રાપ્ત થઈ ચૂકી છે અને આપણે તે ઉત્કૃષ્ટ અવસ્થામાં જ વિહરીએ છીએ;' એવી ભાવનાઓને જ હૃદયમાં સ્થાન આપવું જોઇએ અને લોકો જેને મનોરાજ્યના નામથી ઓળખે છે, તે મનોરાજ્યની સૃષ્ટિને પોતાની ઇષ્ટ સ્થિતિના સંબંધમાં ઉત્પન્ન કરવું જોઇએ. એ મનોરાજ્યદ્વારા જ ઇષ્ટ વાર્તાને સફળ કરનારી મહતી શક્તિને ઉત્તેજન મળે છે. તમારા મનમાં તમે જાણે એક વિશાળ પ્રાસાદમાં વસો છો, એવા પ્રકારનો સંકલ્પ કરો એટલે તેના પરિણામે પ્રાસાદનિવાસની પરિસ્થિતિઓ ધીમે ધીમે તમારી આસપાસ એકત્ર થતી જશે અને તે તમારી પર્ણકુટીને પ્રાસાદના રૂપમાં ફેરવી નાખશે. પરંતુ એવી રીતે પ્રાસાદનિવાસનો સંકલ્પ કરતી વેળાએ પોતાના વર્તમાન પર્ણકુટીનિવાસની તમારા મનમાં ઘૃણા ન થવી જોઇએ, એ ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે;

કારણ કે, પોતાની વર્તમાન હીન સ્થિતિને સુધારવામાટે જે આચાર તથા વિચાર શાંત ચિત્ત તથા દૃઢ નિશ્ચયથી કરવામાં આવે છે, તે જ સત્ય મહત્ત્વાકાંક્ષા છે. અત્યારે તમારે નિરુપાયવશ પીતળની થાળીમાં ભોજન કરવું પડે છે, પરંતુ જ્યારે ચાંદીના થાળમાં ભોજન કરવાની તમારી ઇચ્છા થાય, તે વેળાએ અત્યારે ચાંદી અને સોનાના થાળમાં ભોજન કરનારાનો દ્વેષ કિંવા મત્સર તમારે કરવાનો નથી; કારણ કે, એ દુષ્ટ મનોવિકારો મહત્ત્વાકાંક્ષાને સફળ કરનારી મહતી શક્તિના હસ્તપાદાદિ અવયવોને તોડીને તેને અવયવહીન પંગુ બનાવી દે છે અને તેથી આપણી ચાંદી કે સોનાના થાળમાં ભોજન લેવાની મહત્ત્વાકાંક્ષા કદાપિ સફળ થઈ શકતી નથી.

મારો એક મિત્ર કે જે પોતાની આંતરિક શક્તિઓની સત્તાનું યોગ્ય જ્ઞાન ધરાવે છે અને જેનું જીવન પ્રત્યેક વિષયમાં તે આંતરિક શક્તિઓવડે જ ચાલ્યા કરે છે, તેણે એક સૂચના આવા સ્વરૂપમાં આપેલી છે કેઃ—"ધારો કે તમે એક ઘનઘોર અરણ્યમાંથી ચાલ્યા જાઓ છો અને તમે ત્યાં એક રીંછના પંજામાં સપડાઈ ગયા છો. હવે આવા સમયમાં જો તમે રીંછના ભયથી ભીત થઈ જાઓ, તો અવશ્ય માની લ્યો કે તેના પંજામાંથી તમારો છૂટકો થવો સર્વથા અશક્ય છે; પરંતુ જો તમે એકાગ્ર અને નિર્નિમેષ દૃષ્ટિથી તે રીંછને તાકીને જોયા કરો અને જરા પણ ભયભીત ન થાઓ, તો તે રીંછ તમને કોઈ પણ પ્રકારની હાનિ કરે તેમ નથી." આમાં જાણવા યોગ્ય રહસ્ય એ છે કે, વિપત્તિની વેળામાં જે કોઈ પણ ધૈર્યને ત્યાગી દે છે, તેની પાછળ વિપત્તિ હાથ ધોઇને પડે છે અને તેનું નિકન્દન કાઢી નાખે છે! પરંતુ જે મનુષ્યનો એવો નિશ્ચય હોય છે કે, 'મારી સ્થિતિપર મારો પૂર્ણ

અધિકાર છે;' તે મનુષ્ય પોતાની વિપત્તિપર વિજય મેળવતો રહે છે અને તે પોતાની વિપત્તિને સંપત્તિના સ્વરૂપમાં ફેરવી નાખે છે; તે પોતાની મહતી શક્તિરૂપિણી અજેય સેનાને સમરક્ષેત્રમાં લાવીને વિપત્તિરૂપ શત્રુનો, તેની છિન્નવિચ્છિન્નતા કરીને, પૂર્ણ પરાજય કરી નાખે છે.

આત્મશક્તિ અથવા પોતાના સામર્થ્યમાંની જે અચલ તથા દૃઢ શ્રદ્ધા તે જ યશઃપ્રાપ્તિનો એક માત્ર અને રામબાણ ઉપાય છે. પ્રત્યેક મનુષ્યના યશ અથવા અપયશ કિંવા જય અથવા પરાજયનો તેની પરિસ્થિતિપર આધાર હોતોજ નથી; કિંતુ એ સર્વથા મનુષ્યના પોતાના જ હાથમાં હોય છે. એ રહસ્ય જ્યારે સારી રીતે આપણા જાણવામાં આવી જાય છે, એટલે પછી આપણી પરિસ્થિતિને આપણી ઇચ્છા પ્રમાણેની કોઈ પણ પ્રકારની અનુકૂલ પરિસ્થિતિમાં પરિવર્ત્તિત કરી નાખવાની શક્તિ આપણને પ્રાપ્ત થઈ જાય છે. જ્યારે આપણને એ ગુપ્ત મહતી શક્તિનો બોધ થઈ જાય છે, અને તેને આપણે આપણા આચારવિચારમાં યોજવા માંડીએ છીએ, એટલે તેના યોગે આપણી જાગ્રત્ આંતરિક શક્તિઓને ઉત્તેજન મળે કે જે ઉત્તેજનથી સમસ્ત વિશ્વના નિયામક ગુરુત્વાકર્ષણ સમાન ગતિનો તે શક્તિઓમાં આવિર્ભાવ થાય છે અને તે શક્તિઓ બાહ્ય વિશ્વમાં વિસ્તરીને આપણી ઇચ્છિત વસ્તુઓને આપણા પ્રતિ આકર્ષવાના કાર્યમાં આપણી પરમ સહાયકાઓ થઈ પડે છે.

જનસમાજની બહુજનસંખ્યા આજકાલ—વર્ત્તમાન કાળમાં—એવી વસ્તુઓને શોધવાના પ્રયત્નમાંજ નિમગ્ન થયેલી દેખાય છે કે, જે વસ્તુઓ વ્યાવહારિક હોય અને જેમનો પ્રત્યેક દિવસના જીવનમાં ઉપયોગ કરી શકાય. આંતરિક મહત્સત્યોના નિયમોની

જેમ જેમ આપણે સૂક્ષ્મતમ પરીક્ષા કરતા જઈએ છીએ, તેમ તેમ આપણા જાણવામાં આવતું જાય છે કે, તે આંતરિક મહત્સત્યો માત્ર અત્યંત પ્રમુખતાથી વ્યાવહારિક—વ્યવહારમાં યોજવા યોગ્ય–છે, એટલું જ નહિ, પણ જો તેમના ગહનતમ અર્થનું અવલોકન કરવામાં આવે તો તેમના જેવી અન્ય કોઈ પણ સંપૂર્ણ વ્યાવહારિક વસ્તુ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતી જ નથી અને ધરાવશે પણ નહિ.

આ જગત્‌માં કેટલાક એવા મનુષ્યો પણ અસ્તિત્વ ધરાવે છે કે જેઓ પોતાની અત્યંત વ્યાવહારિકતાનો અતિશય ગર્વ ધરાવતા જોવામાં આવે છે; પરંતુ અનેકવાર એવું દૃશ્ય આપણને દૃષ્ટિગોચર થાય છે કે, જેઓ આવી વ્યાવહારિકતાનો પોતાના મનમાં લેશ માત્ર પણ વિચાર ન કરવા છતાં વિશ્વમાં અત્યાર સૂધીમાં જેટલા વ્યાવહારિક પુરુષો જાણવામાં આવ્યા છે તે સર્વ કરતાં વ્યાવહારિકતાના વિષયમાં આગળ વધી જાય છે. એથી વિરુદ્ધ જેઓ પોતાની વ્યાવહારિકતા વિશે બોલતાં અતિશય અભિમાન દર્શાવે છે, તેઓ વાસ્તવિક દૃષ્ટિથી જોતાં અત્યંત અલ્પ વ્યાવહારિક હોય છે. બીજા શબ્દોમાં કહીએ, તો કેટલેક અંશે તેઓ વ્યાવહારિક હશે ખરા; પરંતુ જીવનની સમસ્તતાનો જે અર્થ થાય છે, તે અર્થના સંબંધનો વિચાર કરતાં તો તેઓ સર્વથા અવ્યાવહારિક અથવા અવ્યવહારકુશળ જ જણાઈ આવે છે.

એક મનુષ્ય, જેટલી પૃથ્વી અત્યારે આપણા જાણવામાં આવેલી છે તે પૃથ્વીના સમસ્ત ભાગને એટલે કે સમસ્ત વિશ્વને પ્રાપ્ત કરી લે; તોપણ જો તેનો તેના પોતાના આત્મા સાથે પરિચય થયો ન હોય, તો એ સમસ્ત પૃથ્વીની પ્રાપ્તિથી પણ તેને શો લાભ મળવાનો હતો વારુ? અર્થાત્ હું કોણ છું, મારો આત્મા

શો પદાર્થ છે અને મારી શક્તિઓ શી છે, એનો જેણે જરા પણ વિચાર કરેલો હોતો નથી, તે મનુષ્યને વિશ્વની સમસ્ત અશાશ્વત જડ સંપત્તિની પ્રાપ્તિ થઈ જાય, તોય તેથી તેને કોઈ પણ પ્રકારના સત્ય શાશ્વત લાભની પ્રાપ્તિ થઈ શકતી નથી તે નથી જ. વર્તમાનકાળમાં એવા સમુદાયબદ્ધ લોકો દૃષ્ટિગોચર થાય છે કે જે બિચારા એ અશાશ્વત ભૌતિક સંપત્તિના નાદમાં નિમગ્ન થઇને તેના દાસાનુદાસ—બંદા ગુલામ—જ બન્યા રહે છે. જો કે તેઓ પોતાને સંપત્તિના સત્તાધીશ સ્વામી માને છે, પરંતુ વાસ્તવિકતાથી તો તેઓ તે સંપત્તિના સેવકો જ હોય છે. ભૌતિક સંપત્તિના એ આજ્ઞાધીન દાસાનુદાસો જ્યારે પોતાના ઇષ્ટ મિત્ર કિંવા પોતાના હિતૈષીઓનું જ કલ્યાણ નથી કરી શકતા, તો પછી 'वसुधैव कुटुंबकम्' જેવા પરમોદાત્ત તત્ત્વનું તો તેમને સ્વપ્નમાં પણ દર્શન ક્યાંથી થઈ શકે? અર્થાત્ તેમનાથી સમસ્ત સંસારની સમુન્નતિ કિંવા સાર્વજનિક કલ્યાણના કાર્યની સિદ્ધિ કદાપિ થઈ શકતી જ નથી અને થવાની પણ નથી. સંપત્તિ સાથે ગાઢ સંબંધ ધરાવનારા એટલે કે સંસારમાં જે કાંઈ છે તે સંપત્તિ જ છે, એમ માનનારા લોકો જ્યારે મૃત્યુના મુખમાં પડે છે, તે વેળાએ તેમની દશા અત્યંત શોચનીય તથા દયાજનક થઈ જાય છે; કારણ કે, તેમના આત્મા પોતાની સાથે એક કાણી કોડી અથવા ફૂટી બદામ પણ લઈ જઈ શકતા નથી. ભૌતિક સંપત્તિના એ પરમ અનુચરો પાસે આત્મિક સંપત્તિનો અંશ માત્ર પણ હોતો નથી. 'वसुधैव कुटुम्बकम्' જેવા અદ્વિતીય ગુણના સંપૂર્ણ અભાવના કારણથી તેમનાથી ભૂતદયાનું એક પણ પુણ્યમય કાર્ય કરી શકાતું નથી. તેમનો આત્મા ઉત્ક્રાન્ત અથવા પ્રગલ્ભ હોતો નથી; અને તેથી તેમની વૃત્તિઓ નિરન્તર અનુદાર તથા સંકુચિત

જ રહ્યા કરે છે. સારાંશ એટલો જ કે, અનેક પ્રકારની બહુ-મૂલ્ય આત્મિક સંપત્તિથી એ બિચારા નિરંતર વંચિતના વંચિત જ રહ્યા કરે છે. એ લોકો પોતાના સમસ્ત આયુષ્યનો કેવલ જડ દ્રવ્ય કિંવા જડ સંપત્તિના ઉપાર્જનમાં જ વ્યય કરી નાખે છે. આ દેહમાં જે ઉપાધિઓને આપણે વળગાડી લીધા છે, તે ઉપાધિઓ દેહના પાત સાથે જ નષ્ટ થઇ જવાના છે એટલે તેમનો નાશ થતાં આપણા અંતઃકરણમાં એકદમ પ્રકાશ ચમકવા માંડશે, એવી જો કોઇની ધારણા હોય તો તે ધારણા સર્વથા પ્રમાદપૂર્ણ છે; કારણ કે, કાર્યકારણભાવનો નિયમ સાર્વત્રિક અને સાર્વકાલિક છે. 'જેવું કરવું તેવું ભરવું' અથવા 'વાવો તેવું લણો' આદિ નિયમો જેવી રીતે ઐહિક આયુઃક્રમને માટે છે, તે જ પ્રમાણે પારલૌકિક આયુઃક્રમમાટે પણ એ જ નિયમો લાગૂ પડનારા છે. કથનનું તાત્પર્ય એટલું જ કે, જડદ્રવ્ય-સંચયની અત્યંત અભિલાષા જેવી આ લોકમાં હાનિકારક થાય છે, તેવીજ તે પરલોકમાં પણ હાનિકારક થઈ પડે છે એટલે કે, જડદ્રવ્યસંચયની એ અત્યંત અભિલાષા આ લોક અને પરલોક બન્ને લોકને બગાડનારી છે, એ નિર્વિવાદ વાર્ત્તા છે.

અશાશ્વત ભૌતિક સંપત્તિના સંચયની જે ટેવ આ દેહના અસ્તિત્વકાળમાં પડી જાય છે, તે ટેવનો આ દેહના અસ્તિ-ત્વનો લોપ થઈ ગયા પછી પણ નાશ થઈ શકતો નથી; અને તે ઉપરાંત તે સમયમાં આવી ટેવવાળા મનુષ્યને પોતાની અભિલાષાઓને પૂર્ણ કરવાનાં સાધનો પણ મળી શકતાં નથી. તે આ ટેવનો ગુલામ થયલો હોવાથી થોડા ઘણા સમય સૂધી તો પોતાના ચિત્તને બીજી કોઇ પણ વસ્તુઓમાં સંલગ્ન કરી શકતો નથી અને પોતાની ઇચ્છાઓને પૂર્ણ કરવામાટેની સામગ્રી

ન મળવાથી તેના અંતઃકરણમાં અસહ્ય અને અત્યંત કષ્ટ થયા કરે છે. પોતાની જે એકઠી કરેલી વસ્તુઓને-પોતાની ધનસંપત્તિને- તે પોતાની જ માનતો હતો, તે જ ધનસંપત્તિનો ઉડાઉ-અતિ-વ્યયી-લોકોના હસ્તે નાશ થતો જોઇને તો વળી તેના એ કષ્ટની પરિસીમા જ થઈ જાય છે. તે મૃત્યુપત્ર-વસીયતનામા-ની રૂએ પોતાની સ્થાવર તથા જંગમ સંપત્તિને બીજાના નામે ચઢાવી શકે છે, પરંતુ તે સંપત્તિના સદુપયોગ કિંવા દુરુપયોગના સંબંધમાં તેનાથી કાંઈ પણ વ્યવસ્થા કરી શકાતી નથી.

આ કારણથી જો કોઈ પણ જડ સંપત્તિઓને આપણે સદાને માટે આપણી પોતાની જ માની લઇએ, તો તે આપણો એક ભયંકર પ્રમાદ અથવા આપણી એક અસીમ મૂર્ખતા જ કહી શકાય ! જેવી રીતે પરમાત્માની વિપુલા પૃથ્વીમાંની કેટલાક વીઘા જેટલી જમીનને વાડ બાંધી લઇને કેટલાકો કહે છે કે આ જમીન તેમની છે; પણ ખરી રીતે જોતાં એ મૂર્ખતા નથી કે શું ? જે વસ્તુને આપણે સદાને માટે આપણા અધિકારમાં આપણી પાસે રાખી શકતા નથી, તે વસ્તુ આપણી પોતાની છે જ નહિ. જે વસ્તુઓ આપણા હાથમાં આવે છે તે એટલા માટે નથી આવતી કે, જેમ આપણે કહીએ છીએ તેમ, તેમને આપણે આપણી પોતાની જ મિલ્કત બનાવી લઇએ અને વળી એટલામાટે તો બિલ્કુલ જ નથી આવતી કે આપણે તેમને એકઠી કરીને રાખી મૂકીએ. તે વસ્તુઓના આપણા હાથમાં આવવાનો એટલો જ અર્થ છે કે, આપણે તેમનો ઉપયોગ કરીએ અને તે પણ બુદ્ધિમત્તા તથા દક્ષતાથી ઉપયોગ કરીએ. આપણે કેવળ કર્માધ્યક્ષ અથવા પ્રધાન છીએ અને એક કાર્યાધ્યક્ષ તરીકે આપણે જે કાંઇપણ આપણને સોંપવામાં આવ્યું હોય તેનો વ્યય આપણે કેવી રીતે

કરેલો છે, એનો બરાબર હિસાબ આપવાને બંધાયલા જ છીએ, અને એ હિસાબ આપણે આપવો જ પડશે. પ્રતિદાનનો જે એક મહાન્ નિયમ સમસ્ત જીવનમાં વહી રહ્યો છે તે આશ્ચર્યકારક રીતિથી સમસ્ત વિશ્વમાં પોતાના કાર્યને કરી રહ્યો છે; જો કે ઘણીકવાર આપણે તેને તેના સંપૂર્ણ સ્વરૂપમાં જાણી શકતા નથી; માત્ર એટલું જ નહિ, પણ જ્યારે તેનું કાર્ય આપણી પોતાની સાથે જ ચાલતું હોય છે તે વેળાએ પણ તેને ઓળખી શકતા નથી; તો પણ તે નિયમ તો પોતાના કાર્યને કરતો જ જાય છે; તેની કાર્યગતિનો કોઈ પણ કારણથી કયાંય લેશ માત્ર પણ અવરોધ થતો નથી અને ભવિષ્યમાં કદાપિ થવાનો પણ નથી.

જે મનુષ્યે ઉચ્ચતર જીવનનો સાક્ષાત્કાર કરેલો હોય છે, તેના મનમાં અપાર ધનસંચયની ઇચ્છા કદાપિ થતી જ નથી. તેમ જ તે કોઈ પણ વસ્તુને અધિકતાથી મેળવવા ઇચ્છતો જ નથી; માત્ર તે અમુક વસ્તુની પોતાની આવશ્યકતા જેટલી જ ઇચ્છા રાખે છે; કારણ કે, જ્યારે તે એ તત્ત્વને જાણી લે છે કે તેના પોતાના અંતરમાં જ ધનનો ભંડાર ભરેલો છે, એટલે પછી તેના મનમાં બાહ્ય ધનની કશી પણ મહત્તા રહેતી જ નથી. જ્યારે તે આ વાર્ત્તાને સારી રીતે સમજી જાય છે કે, તેના પોતાના અંતરમાં એક એવો ભંડાર નિરંતર તૈયાર છે કે તેમાંથી આવશ્યકીય સર્વ વસ્તુઓને જ્યારે ઇચ્છામાં આવે ત્યારે તત્કાળ મંગાવી લેવાની અને તેમને પોતાના હાથમાં રાખવાની શક્તિ તે ધરાવે છે; એટલે પછી તે જડ પદાર્થોને એટલે કે સંપત્તિ આદિને એકત્ર નથી કરતો; કારણ કે, ખરી રીતે તે સંગ્રહેલી વસ્તુઓ તેનામાટે જંજાળરૂપ થઈ પડે છે, તેને તે વસ્તુઓને સંભાળવાની દિવસ અને રાત ચિન્તા રાખવી પડે છે અને તેથી

તેના સમય તથા તેના વિચારો જીવનની મૂળ વસ્તુઓથી વિભક્ત થઇને અસત્ય વસ્તુઓમાં લીન થાય છે અથવા તો એમ પણ કહી શકાય કે, તે મનુષ્ય સર્વથી પ્રથમ આંતરિક રાજ્યને જ શોધે છે અને જ્યારે તેને તે આંતરિક રાજ્યની પ્રાપ્તિ થઈ જાય છે એટલે પછી બાકીની બીજી વસ્તુઓની પોતાની મેળે જ વિપુલતાથી તેને પ્રાપ્તિ થાય છે.

જેની પાસે કાંઈ ન હોવા છતાં પણ સર્વસ્વ હતું, તેવો એક મહાત્મા પુરુષ કહે છે કે: "એક ઊંટનો સોયના નાકામાં પ્રવેશ થવો જેટલા પ્રમાણમાં અશક્ય છે; તેટલા જ પ્રમાણમાં ધનાઢ્ય મનુષ્યને માટે સ્વર્ગના દ્વારમાં પ્રવેશ કરવાનું કાર્ય પણ અશક્ય અને કઠિન છે." આ વચનનું તાત્પર્ય એ છે કે, જો કોઈ મનુષ્ય પોતાના સમસ્ત સમયનો કેવળ આવશ્યકતાથી અધિક અને અગાધ ધન તથા બાહ્ય જડ પદાર્થોને મેળવવાના કાર્યમાં જ વ્યય કરી નાખે, તો પછી જેના યોગે સર્વ કાંઈ તેનું પોતાનું જ થઈ જાય છે તે અલૌકિક રાજ્યને પ્રાપ્ત કરવાનો અવકાશ જ તેને મળી શકતો નથી. તમે જ જણાવો કે, આ બેમાંથી કઈ વસ્તુ વધારે સારી અને ઉત્તમ છે વારુ? એક તો પ્રથમ લક્ષાવધિ અને કોટ્યવધિ રૂપિયાનો સંગ્રહ કરવો અને ત્યાર પછી તેમની ચિંતાને પોતાને હૈયે વળગાડી લેવી; કારણ કે, જ્યાં સંપત્તિનાં પગલાં થયાં એટલે તેની સાથે જ તેના રક્ષણની આવશ્યકતાનું પણ આગમન થાય છે; અને દ્વિતીય એવા નિયમો તથા એવી શક્તિઓને જાણી લેવી કે જેમના યોગે પ્રત્યેક વેળાયે આપણી પ્રત્યેક પ્રકારની આવશ્યકતા પૂરી થઈ જાય; એ જાણી લેવું કે, 'આપણને કોઇપણ વસ્તુથી વંચિત રાખવામાં આવશે નહિ;' તેમ જ એ વાર્ત્તાનું જ્ઞાન થઈ જવું કે, 'આપણામાં એવી શક્તિનો નિવાસ છે કે

તેના યોગે ગમે તે વેળાયે આપણી આવશ્યકીય વસ્તુઓને સંપૂર્ણ પ્રમાણુમાં પ્રાપ્ત કરવાને આપણે સમર્થ છીએ;' એ બે વાર્ત્તાઓ, એ બે વસ્તુઓમાંની કઈ વસ્તુ ઉત્તમ અને સન્માન્ય છે વારુ?

જે મનુષ્ય આ ઉચ્ચતર જ્ઞાનના રાજ્યમાં પ્રવેશ કરે છે, તેને પછી એ ચિન્તા હોતી જ નથી કે, આજકાલના આટલા બધા લોકોપર એક પ્રકારના જે ઉન્માદે પોતાનો પ્રબળ અધિકાર જમાવી લીધો છે, તે જ ઉન્માદનો અધિકાર મારાપર પણ શામાટે નથી થતો? જેવી રીતે મનુષ્ય પોતાના શરીરમાંના કોઈ રોગને ઘૃણાથી નિહાળે છે, તે જ પ્રમાણે તે જ્ઞાની મનુષ્ય એ અનાવશ્યક સંપત્તિસંગ્રહના કાર્યને ઘૃણાની દૃષ્ટિથી જ નિહાળે છે. જ્યારે આપણે ઉચ્ચતર શક્તિનો સાક્ષાત્કાર કરીશું, તે વેળાયે આપણે સત્ય જીવનમાં અધિક ધ્યાન આપવા માંડીશું અને જે આપણી સત્ય ઉન્નતિના કાર્યમાં સહાયક થવાને બદલે હાનિકારક જ થાય છે તે સંપત્તિ આદિના સંગ્રહકાર્યને નીચ તથા ત્યાજ્ય જ માનવા માંડીશું. અર્થાત્ સર્વદા અહીં પણ જીવનની અન્ય સર્વ દશાઓ પ્રમાણે જ મધ્યમ સ્થિતિમાં રહેવાની જ આવશ્યકતા છે; કારણ કે, મધ્યમ સ્થિતિમાંથી જ સત્ય સુખોપભોગનો સંભવ હોય છે.

સંપત્તિની પણ અમુક એક સીમા હોય છે; અને જો સંપત્તિ તે સીમાનું ઉલ્લંઘન કરીને આગળ વધી જાય છે, તો પછી કદાપિ તેનો ઉપયોગ થઈ શકતો જ નથી; અને જ્યારે આપણાથી તેનો ઉપયોગ નથી જ કરી શકાતો, એટલે પછી તે સંપત્તિ આપણામાટે સુખસાધકને બદલે સુખબાધક જ થઈ પડે છે અને આશીર્વાદને બદલે અભિશાપ આપનારી જ થાય છે! આપણી આસપાસ અત્યારે એવા જ મનુષ્યો વિસ્તરેલા

છે કે જેમનાં જીવન શિથિલ તથા વામન થઈ ગયેલાં છે; કારણ કે, તેમણે પોતાના જીવનનો અત્યંત અધિક ભાગ કેવળ સંપત્તિના સંગ્રહકાર્યમાં જ વીતાડી દીધો છે. તેઓ જો હજી પણ પોતાના અવશિષ્ટ જીવનનો બુદ્ધિમત્તાથી વ્યય કરે, તો અદ્યાપિ તેઓ પોતાના જીવનને આનન્દમંડિત તથા અતિશય સુન્દર બનાવી શકે તેમ છે.

જે મનુષ્ય પોતાના સમસ્ત જીવનમાં કેવળ ધનોપાર્જન અને ધનસંગ્રહ જ કરતો રહે છે અને જ્યારે મરણની વેળા આવી લાગે છે ત્યારે તે સમસ્ત ધનને પરોપકારનાં કાર્યોમાટે પાછળ છોડી જાય છે, તે મનુષ્યનું જીવન પણ ઉચ્ચ જીવન કરતાં બહુજ પતિત અને કનિષ્ટ પ્રકારનું હોય છે. "મેં તો આ ધનસંપત્તિનો મારા જીવનકાળમાં એટલામાટે જ સંગ્રહ કર્યો હતો કે મરણની વેળાયે એ સંપત્તિનો પરોપકારનાં સારાં કામોમાટે મારાથી ત્યાગ કરી શકાય!" આવા પ્રકારનો તેમનો બુદ્ધિવાદ સ્વીકારવા યોગ્ય નથી; કારણ કે, મારાં ખાસડાં ઘસાઇને ફાટવાની અણીપર આવી લાગ્યાં હોય તે વેળાયે હું તે કોઈ બીજા ગરીબ માણસને આપી દઉં, તો એ કાંઈ મારી દાનશીલતા અથવા ઉદારતા કહેવાય નહિ. સત્ય દાનશીલતા અથવા ઉદારતા તો એ જ છે કે, જે મનુષ્ય તપતા ઊન્હાળામાં પોતાના પરિવારના પાલનમાટે સત્ય નિષ્ઠાથી પરિશ્રમ કરીને પૈસા કમાતો હોય અને જેની પાસે પગમાં પહેરવાને જોડા ન હોય; તેવા ગરીબ માણસને ખરી લાગણીથી જોડાની એક સારી નવી જોડ ખરીદીને આપવામાં આવે. વળી જો એ જોડાની જોડ સાથે હું તેને મારા પ્રેમનો ઉપહાર પણ આપું, તો એથી તેને બમણા ઉપહારની પ્રાપ્તિ થાય છે અને મને બમણો આશીર્વાદ મળે છે; એ પ્રમાણે એથી આપનાર અને લેનાર ઉભયને લાભ થાય છે.

જે મનુષ્યોએ ધનનો અગાધ સંગ્રહ કરી રાખ્યો હોય, તેમણે તે ધનનો પોતાના જીવનકાળમાં જ પોતાના અવશિષ્ટ જીવનને તથા પોતાના વર્ત્તનને નિત્યપ્રતિ ઉત્તમ બનાવવાના કાર્યમાં વ્યય કરવો, એના જેવો તે સંચિત સંપત્તિનો બીજો કોઈ પણ યોગ્ય ઉપયોગ છે જ નહિ. આ માર્ગને સ્વીકારવાથી તે મનુષ્યનું જીવન દિવસાનુદિવસ સુધરતું જશે અને ઉન્નતિને પ્રાપ્ત થતું જશે. એથી વિરુદ્ધ વર્ત્તવાથી અંતે તેનામાટે એક એવો સમય પણ આવી લાગશે કે જ્યારે તે મનુષ્ય અગાધ ધનસંપત્તિને પાછળ મૂકીને મરી જશે, તે વેળાયે તેની એ કૃતિ જનસમાજમાં પાપના પરિણામરૂપ અને નિન્દાપાત્ર જ મનાશે.

અનેક મનુષ્યો કે જેઓ આજે મહાલયોમાં નિવાસ કરે છે, તેઓ વાસ્તવિક સુખમય જીવનના સંબંધમાં ભગ્ન પર્ણકુટીમાં વસનારા અતિદરિદ્ર અને દીન મનુષ્યો કરતાં પણ કંગાલ અને દુ:ખી જ હોય છે. કદાચિત્ કોઈ મનુષ્ય એક મહાલયનો સ્વામી અને તેમાં વસનારો હોઈ શકે છે, પરંતુ ખરી રીતે તો તે મહાલય તેનામાટે તો એક અનાથાલય સમાન જ હોય છે. જુઓ તો ખરા કે, પરમાત્માનો કેવો ઉત્તમ પ્રબંધ છે! અર્થાત્ જે વસ્તુને કેવળ સંચિત કરીને રાખી મૂકવામાં આવેલી હોય છે અને તેથી જે વસ્તુઓનો કોઇથી કાંઈ પણ ઉપયોગ કરી શકાતો નથી, તેમને વિખેરી નાખવામાટે અને નષ્ટભ્રષ્ટ કરવામાટે પરમાત્માએ ઉદ્ધઈ અને કીડાઓને ઉત્પન્ન કરેલાં છે અને તેઓ તે વસ્તુઓને નવેસરથી કામમાં લાવવા માટેના માર્ગને ઉત્પન્ન કરી દે છે!* એક બીજો

---

* પ્રાત:સ્મરણીય રાજર્ષિ ભર્તૃહરિ 'નીતિશતક'માં એક સ્થળે કહે છે કે: "ધનની દાન ભોગ અને નાશ, એ પ્રમાણેની ત્રણ ગતિઓ થાય છે; અર્થાત્ જે મનુષ્ય પોતાના સંચિત ધનનું દાન આપતો નથી

મહાન્ નિયમ પણ યથાર્થ કાર્ય કરતો રહે છે અને તેનું પરિણામ એ થાય છે કે, જે મનુષ્ય કેવળ ધનના સંચયમાં જ પોતાના સમસ્ત જીવનનો વ્યય કરતો હોય છે, તેની સર્વ મહતી શક્તિઓ અને સત્ય આનન્દને પ્રાપ્ત કરવામાટેના તેના બળની સતત ક્ષીણતા અને નષ્ટતા થયેલી જ જોવામાં આવ્યા કરે છે.

કેટલાક લોકો ઉચ્ચતર અને ઉત્તમતર વસ્તુઓથી પોતાને નિરંતર દૂર અને અલિપ્ત જ રાખતા રહે છે; કારણ કે, તેઓ સદાસર્વદા જૂની પુરાણી વસ્તુઓમાં જ પ્રેમ રાખનારા અને તેમને વળગી રહેનારા હોય છે. અર્થાત્ જો તેઓ તે જૂની વસ્તુઓ બીજાને આપી દે, તો તેમનામાટે નવીન વસ્તુઓની પ્રાપ્તિનો સંભવ માની શકાય. સંચય કરવાથી નિરન્તર એક કે બીજા પ્રકારની હાનિ થયા જ કરે છે તેમ જ તેનો વ્યય કરવાથી અને તે પણ બુદ્ધિમત્તાથી વ્યય કરવાથી નિરંતર નવીન લાભો મળતા રહે છે.

કિંવા તેનો ઉપભોગ કરતો નથી, તે મનુષ્યનું ધન તૃતીય ગતિને એટલે કે નાશને પ્રાપ્ત થાય છે." (શ્લોક ૪૩ મો). આ કારણથી જો ધન હોય તો દાન પણ આપવું અને તેનો ઉપભોગ પણ કરવો. યાચકોને વિપુલ ધન આપવાથી નિર્ધન થયેલો પુરુષ કેવો શોભે છે, એ વિષયમાં લખતાં વળી પાછા તેઓ કહે છે કે: "સરાણે ચઢાવાયલો મણિ, અસિ આદિથી ઘવાયલો પણ યુદ્ધમાં વિજયી થયેલો વીર પુરુષ, મદના ઝરવાથી ક્ષીણ થયેલો ગજરાજ, શરદૃઋતુમાં જેમના તીરપ્રાંતો સૂકાયલા છે તેવી સરિતાઓ, કામક્રીડામાં ચુંબન આદિથી મર્દિત બાલવનિતા અને જેમણે અર્થી (યાચક) જનોને પોતાનો વૈભવ આપી દીધો છે, એવા દાનશૂર પુરુષો એક સરખી રીતે જ શોભ્યા કરે છે." (શ્લોક ૪૪ મો). તાત્પર્ય એ જ કે, જો ગૃહમાં ધનની વિપુલતા હોય, તો તેનો દાન કિંવા પરોપકારનાં કાર્યોમાં અવશ્ય મનુષ્યે યોગ્ય વ્યય કરવો જ જોઇએ કે જેથી તે ધન નાશને પ્રાપ્ત થઇને નિરુપયોગી ન થઈ જાય.

જો વૃક્ષ અજ્ઞતા તથા લોભના કારણથી આ વર્ષનાં પર્ણોને, તે પર્ણોના કાર્યની સમાપ્તિ થવા છતાં પણ, પોતાના શરીરપર ધારણ કરી રાખે, તો તે વૃક્ષને વસન્ત ઋતુમાં પૂર્ણ તથા સુંદર નવીન જીવનની પ્રાપ્તિ કેમ કરીને થઈ શકે વારુ? અવનતિ ધીમે ધીમે જ થાય છે અને અન્તે મૃત્યુ મહારાજ આવી લાગે છે. હા, કદાચિત્ તે વૃક્ષનું અત્યારે જ મરણ થઈ જાય, તો તેના માટે એ જ ઉત્તમ છે કે, તે પોતાનાં જીર્ણ પર્ણો અને પોતાની જીર્ણ વસ્તુઓને જ વળગી રહે અને તેમનો ત્યાગ ન કરે; કારણ કે, મરણના કારણથી તેનામાં નવીન પર્ણોને ધારવાની શક્તિ રહેતી નથી. પરંતુ જ્યાં સુધી વૃક્ષમાંનું જીવન કાર્યકારક છે, ત્યાં સુધી તો એ જ આવશ્યક છે કે, તે જીર્ણ પર્ણોને ત્યાગી દે કે જેથી તેમના સ્થાનમાં નવીન પર્ણોનો આવિર્ભાવ થઈ શકે.

ધનાઢ્યતા આ વિશ્વનો નિયમ છે; એટલે કે, પ્રત્યેક પ્રકારની આવશ્યકતાની પૂર્ણતામાટે પોતાની મેળે જ સંપૂર્ણ સાધનો, જો તેમના માર્ગમાં કશી બાધા કરવામાં ન આવે, તો નિરંતર પ્રાપ્ત થતાં જ રહે છે. આપણામાટે જે પ્રાકૃતિક અને સમધારણ જીવન છે તે એ જ છે કે, નિરન્તર અનન્ત જીવન તથા અનંત શક્તિ સાથે પોતાની એકતાને અનુભવીને પોતાનું જીવન વીતાડતાં તેવા પૂર્ણ જીવન તથા તેવી પૂર્ણ શક્તિને પ્રાપ્ત કરી લેવી. અર્થાત્ જેના યોગે એ આપણા જાણવામાં આવી જાય કે, જે વસ્તુઓની આપણને આવશ્યકતા છે, તે વસ્તુઓનો ભરેલો ભંડાર તો આપણી પાસે જ છે, તે જ આપણું પ્રાકૃતિક અને સત્ય જીવન છે.

આટલામાટે કેવળ સંચય કરવાથી નહિ, કિન્તુ જે વસ્તુઓ આપણા હાથમાં આવે તેમનો બુદ્ધિમત્તાથી ઉપયોગ તથા

વ્યય કરવાથી જ નિરન્તર એક નવીન વસ્તુભંડાર આપણા હસ્તમાં રહ્યા કરશે અને એ નવીન વસ્તુભંડાર જૂના વસ્તુભંડાર કરતાં આપણી આવશ્યકતાઓમાટે અધિકતર લાભદાયક અને ઉપયોગી થઈ પડશે. એવી રીતે એ અનન્ત પરમાત્માના ઉત્તમોત્તમ ભંડારો કેવળ આપણને મળીને જ અટકી નહિ જાય, કિન્તુ આપણાદ્વારા તે ભંડારો અન્ય જનોને પણ અવ્યાહત મળતા રહેશે.

## ૧૦ ભવિષ્યવેત્તા, દ્રષ્ટા, ઋષિ અને વિશ્વોદ્ધારક થવાના નિયમો

મેં અત્યાર સુધી જે મહત્ સત્યના નિરૂપણને આપસમક્ષ રજૂ કરવાનો યત્ન કર્યો છે, તે વર્ણન મનુષ્યની અનુભૂતિ અથવા તો મનુષ્યની અંતર્દૃષ્ટિના આધારપર જ કરેલું છે. જેનો આધાર સર્વથા બીજાઓના શિક્ષણપર જ રહેલો હોય છે તેવી કોઇપણ વસ્તુ મારા આ ગ્રન્થમાં નિરૂપાયલી છે જ નહિ. આ શિક્ષણ તે મનુષ્યોનું છે કે જેમને ઈશ્વરીય પ્રેરણાનો લાભ મળી ચૂક્યો છે. આવો ત્યારે હવે આપણે સંસારમાંના મહાન્ તથા બુદ્ધિમાન્ વિચારકો તથા ઈશ્વરપ્રેરિત શિક્ષકોનાં વિચારો તથા શિક્ષણોના પ્રકાશમાં તે જ મહત્સત્યોનું અવલોકન કરીએ.

આ ગ્રન્થનાં પર્ણોમાં વિચાર વિશે અત્યાર સૂધી જે કાંઈ પણ લખવામાં આવ્યું છે, તેનો સારાંશ એ જ છે કે, **અનન્ત જીવન** સાથેની આપણી એકતાનો વિવેકપૂર્વક સચેતન સાક્ષાત્કાર કરવો અને આપણા અંતઃકરણને સંપૂર્ણતાથી તે દિવ્ય પ્રવાહના પ્રવેશમાટે ખુલ્લું રાખવું, એ જ માનવજીવનનું મહત્ અને કેન્દ્રસ્થાનીય સત્ય છે, એ તમારે નિરંતર સ્મરણમાં રાખવાનું છે. મહાત્મા **જેજસ્** ક્રાઇસ્ટે એક સ્થળે કહેલું છે કેઃ

"હું અને મારો પિતા એક જ છીએ!" અને તેના એ વચનથી, તેણે પોતાના પિતાના જીવન સાથેની પોતાની એકતાનો કેવો પરિચય પ્રાપ્ત કર્યો હતો, એ આપણે સ્પષ્ટતાથી જોઈ શકીએ છીએ. વળી તેણે કહેલું છે કેઃ "તમને ઉદ્દેશીને જે શબ્દો હું બોલું છું તે શબ્દોને હું પોતે ઉચ્ચારતો નથી, કિંતુ મારા અંતરમાં જે પરમપિતાનો નિવાસ છે તે જ એ કાર્ય કરી રહ્યો છે!" તેના આ દ્વિતીય વચનથી ક્રાઇસ્ટે, તે પોતે કાંઇ પણ કરી શકતો નહોતો, કિન્તુ તે પરમપિતા સાથેની તેની સંલગ્નતાના પરિણામે જ કાર્ય કરી શકતો હતો, એ તત્ત્વને કેટલી સીમાપર્યન્ત જાણી લીધું હતું, એનો આપણે સ્પષ્ટ સાક્ષાત્કાર કરી શકીએ છીએ. પુનઃ ક્રાઇસ્ટે કહ્યું છે કેઃ "મારો પિતા કાર્ય કરે છે અને હું પણ કાર્ય કરું છું." એનું બીજા શબ્દોમાં એ જ તાત્પર્ય નીકળે છે કેઃ "મારો પિતા શક્તિને મોકલે છે, હું તે શક્તિને ઝીલું છું અને તેની સાથે એકતાન અને એકધ્યાન થઇને કાર્ય કર્યા કરું છું."

વળી જેજ્સ ક્રાઇસ્ટે આગળ વધીને એટલે સૂધી કહેલું છે કે "તમો પ્રથમ ઇશ્વરીય સામ્રાજ્યને તથા તેનાં મહત્સત્યોને શોધો એટલે પછી અન્ય સર્વ વસ્તુઓની તમને પોતાની મેળે જ પ્રાપ્તિ થઈ જશે." આમ કહેવામાં તેનો પોતાનો આશય શો હતો, એ વિષે પણ તેણે આપણને અજ્ઞાનાન્ધકારમાં રહેવા દીધા નથી; કારણ કે, તેણે કહેલું છે કેઃ "સ્વર્ગ અહીં કે ત્યાં ક્યાંય અન્યત્ર છે, એમ કદાપિ કહેશો જ નહિ; કારણ કે, સ્વર્ગના સામ્રાજ્યનો તમારા પોતાના અંતરમાં જ વિસ્તાર થયેલો છે, એ તમે નથી જાણતા કે શું?" ક્રાઇસ્ટના શિક્ષણ અનુસાર ઇશ્વરીય રાજ્ય અને સ્વર્ગીય રાજ્ય એ બે પરસ્પર ભિન્ન નહિ, કિન્તુ એક જ છે એમ જ જણાય છે. હવે જો તેના શિક્ષણ અનુસાર સ્વર્ગીય

સામ્રાજ્ય આપણા પોતામાં જ રહેલું હોય, તો અન્ય શબ્દોમાં કહેતાં તેના કથનનો, "પરમપિતાના જીવન સાથેની તમારી એકતાનો સચેતન સાક્ષાત્કાર કરો!" આ પ્રમાણેનો જ નિશ્ચયાત્મક ભાવાર્થ નથી થતો કે શું? જ્યારે પરમાત્મા સાથેની આ એકતાનો તમને સાક્ષાત્કાર થશે, તે વેળાએ સ્વર્ગીય સામ્રાજ્યની તત્કાળ તમને પ્રાપ્તિ થશે અને તે પ્રાપ્તિ થતાંની સાથે જ અન્ય સર્વ વસ્તુઓ વિપુલતાથી તમને મળ્યા કરશે.

એક અતિવ્યયી–ઉડાઉ–પુત્રની કથા, જેજ઼સ ક્રાઇસ્ટના એ આદેશના એક સુંદર ઉદાહરણરૂપ હોવાથી તે અહીં આપવામાં આવે છે. એક પિતાનો એક અતિવ્યયી–ઉડાઉ–પુત્ર હતો અને તેણે તેની સર્વ સંપત્તિનો વિષયભોગવિલાસમાં વ્યય કરી નાખ્યો હતો. જ્યારે તે સુખ તથા આનંદને મેળવવાની લાલસાથી જડ વિષયભોગોને ભોગવી ભોગવીને થાકી ગયો, તે વેળાએ તેના જાણવામાં આવ્યું કે; 'આ જડ વિષયભોગવિલાસોએ કેવળ મને અસંતોષ જ આપ્યો છે; એટલું જ નહિ, પણ મને એક અજ્ઞ પશુની કોટિમાં જ લાવી મૂકયો છે.' જ્યારે આવા પ્રકારનું જ્ઞાન તેને થઈ ગયું એટલે પછી તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે; 'હવે હું અજ્ઞાનની નિદ્રામાંથી જાગ્રત થઇશ અને મારા પિતાના શરણમાં જઇશ!' અન્ય શબ્દોમાં કહીએ, તો જડ જગત્માંના વિષયભોગોના ભ્રમણમાં આવી રીતે થાકયા પછી અંતે તેના અંતર્યામી આત્માએ તેને જણાવ્યું કે: "તું કેવળ એક પશુ નથી. તું તારા પિતાનો પુત્ર છે. ઉઠ અને તારા પિતાના શરણમાં જા કે જે પિતા સર્વ વસ્તુઓને પોતાના હસ્તમાં ધારણ કરનારો છે!" પુનઃ મહાત્મા જેજ઼સ્ ક્રાઇસ્ટે એવી આજ્ઞા કરેલી છે કે: "આ પૃથ્વીપરના કોઇપણ મનુષ્યને

તમે પિતાના નામથી બોલાવશો નહિ; કારણ કે, તમારો પિતા એક છે અને તે સ્વર્ગમાં છે!" આ કથનથી એ સ્પષ્ટ જણાય છે કે, ઇશ્વરીય જીવન સાથે જ સત્ય જીવનનો અનન્ત સંબંધ છે અને મનુષ્યને ઇશ્વર પાસેથી સત્ય જીવનની પ્રાપ્તિ થાય છે, એ તત્ત્વ સારી રીતે તેના જાણવામાં આવી ચૂક્યું હતું. આ સંસારમાંનાં આપણાં માતાપિતા કેવળ આ શરીરનાં નિમિત્ત કારણો જ છે અને આપણે જેમાં વસીએ છીએ તે શરીરરૂપ ગૃહોને જ આપનારાં છે; સત્ય જીવનનું તો જે આપણો સત્ય પિતા છે તે પરમાત્માના અનન્ત જીવનમાંથી જ આપણામાં આગમન થાય છે.

એકવાર મહાત્મા જેજસ્ ક્રાઇસ્ટને કોઇએ આવીને એવા સમાચાર આપ્યા કે: "આપની માતા તથા આપના બંધુઓ બહાર ઉભેલાં છે અને તેઓ આપની સાથે વાર્તાલાપ કરવા અને મેળાપ કરવા ઇચ્છે છે." પરંતુ એ સમાચાર સાંભળતાં જ ક્રાઇસ્ટે પ્રશ્ન કર્યો કે: "મારી માતા કોણ છે અને મારા બંધુઓ કોણ છે? સ્વર્ગમાં મારો જે પિતા છે, તે પિતાની ઇચ્છા પ્રમાણે જે કોઇ પણ વર્ત્તે છે, તે જ મારો બંધુ છે, તે જ મારી ભગિની છે અને તે જ મારી માતા છે."

એવા અનેક મનુષ્યો છે કે જેઓ સગપણના બંધનમાં નિરંતર જકડાયલા જ રહ્યા કરે છે. પરંતુ અહીં આપણે સારી રીતે સ્મરણમાં રાખવાનું છે કે, જેઓ આપણી સાથે રક્તના બંધનથી બંધાયલાં છે, તેઓ જ કેવળ આપણાં સગાં સંબંધી નથી. આપણાં ખરાં સગાં અને સંબંધીઓ તો તે જ છે કે, જેઓ આપણી સાથે માનસિક, આત્મિક અને તાત્ત્વિક સંબંધથી સંધાયલાં છે. આ પૃથ્વીને પેલે તીરે વસનારાં પણ આપણાં

નિકટનાં સંબંધીઓ હોવાનો સંભવ છે; કારણ કે, તેમને ભલે આપણે આપણી દૃષ્ટિથી કદાપિ જોયાં પણ ન હોય, છતાં પણ આકર્ષણનો સતત ગતિમાન્ અને કદાપિ ન અટકનારો મહાન્ નિયમ છે તે આકર્ષણના નિયમવડે જીવનના આ સ્વરૂપમાં કે પછી અન્ય સ્વરૂપમાં આપણે તેમના પ્રતિ આકર્ષાઇએ, તો તેમાં અશક્ય કિંવા અસંભવનીય જેવું કાંઈ પણ નથી.

મહાત્મા જેજસ્ ક્રાઇસ્ટે તેના 'આ સંસારમાં કોઈ પણ મનુષ્યને તમે પિતાના નામથી બોલાવશો નહિ; કારણ કે, તમારો પિતા એક છે અને તે સ્વર્ગમાં છે!' એ પ્રમાણેના ઉપદેશ કિંવા આદેશમાં ઈશ્વરના પિતૃત્વના ગુપ્ત આશયને દર્શાવેલો છે. અને જો ઈશ્વર સમાનભાવથી સર્વનો પિતા હોય, તો એમાં જ આપણને આપણા પરસ્પર બંધુભાવ કિંવા વિશ્વબંધુત્વનો આશય સ્પષ્ટતાથી જણાઈ આવે છે. પરંતુ એના કરતાં પણ એક ઉચ્ચતર ભાવના છે અને તે એ કે ઈશ્વર તથા મનુષ્યની પરસ્પર સંપૂર્ણ એકતા છે; અને એ ભાવનાથી એ તો સ્વયમેવ સિદ્ધ થઈ જાય છે કે, સમસ્ત માનવજાતિની પરસ્પર એકતા હોવી જ જોઇએ. જ્યારે આપણે આ સત્યને જાણી જઇએ છીએ, તે વેળાએ આપણે અત્યન્ત સ્પષ્ટતાથી જોઈ શકીએ છીએ કે, જેટલા પ્રમાણમાં **અનંત જીવન** સાથેની આપણી એકતાનો આપણે સાક્ષાત્કાર કરીએ છીએ અને ઈશ્વર પ્રતિ આગળ વધીએ છીએ; તેટલા જ પ્રમાણમાં આપણે સમસ્ત માનવજાતિને એ સાક્ષાત્કારના કાર્યમાં સહાયક થઇએ છીએ અને તેમ કરીને સર્વ મનુષ્યોને ઈશ્વર પ્રતિ આગળ વધારીએ છીએ.

મહાત્મા જેજસ્ ક્રાઇસ્ટે જ્યારે એ પ્રમાણેનાં વચનો ઉચ્ચાર્યાં કે: 'જ્યાં સુધી તમો સર્વથા અલ્પવયસ્ક બાળકો સમાન

નહિ થઈ જાઓ, ત્યાંસુધી તમો સ્વર્ગના સામ્રાજ્યમાં પ્રવેશ કરી શકવાના નથી !' તેમ જ "મનુષ્યજીવનનો કેવળ રોટલાપર જ આધાર નથી; કિન્તુ જે શબ્દો પરમાત્માના શ્રીમુખમાંથી નીકળે છે, તેમાંનો પ્રત્યેક શબ્દ જ તેના જીવનનો આધાર છે;" ત્યારે એમાં તેનો એ જ આશય સમાયલો હતો કે, મનુષ્યના **અનંત જીવન** સાથેના સત્ય સંબંધને વ્યક્ત કરવો. આ વચનોમાં તેણે એવા એક અત્યંત મહત્ત્વના સત્યનો પ્રકાશ કરેલો છે કે જે સત્યને અદ્યાપિ આપણે મેળવી શક્યા નથી, એટલું જ નહિ, પણ તેને મેળવવાના કાર્યનો જોઇએ તેવો આરંભ માત્ર પણ કર્યો નથી. આ વચનોથી મહાત્મા **જેજસ્ ક્રાઇસ્ટે** આપણને એ જ શિક્ષણ આપેલું છે કે, આ ભૌતિક જીવનને પણ કેવળ જડ અન્નના યોગે ટકાવી શકાય તેમ નથી; કિન્તુ જેટલા પ્રમાણમાં તે **અનંત જીવન** સાથેના સંબંધની વૃદ્ધિ કરવામાં આવે છે, તેટલા જ પ્રમાણમાં તેના યોગે શરીરનાં બંધારણ અને શરીરની કાર્યક્ષમતાની સ્થિતિમાં પણ સુધારણા થવાથી ભૌતિક જીવન પણ વિશેષ દૃઢ થાય છે. જે લોકોનાં અંતઃકરણો શુદ્ધ છે, તે લોકો ધન્ય છે; કારણ કે તેઓ પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે અથવા અન્ય શબ્દોમાં કહીએ, તો આ સમસ્ત વિશ્વમાં તેઓ કેવળ ઈશ્વરના વિસ્તારને જ જોયા કરે છે; કારણ કે, એવા મહાત્માઓ ઈશ્વરવિના અન્ય કોઈ પણ વસ્તુની ભાવના રાખતા નથી અને તેથી સર્વત્ર તેમને ઈશ્વર અને ઈશ્વર જ દેખાયા કરે, તો તે સર્વથા સ્વાભાવિક તથા નૈસર્ગિક જ છે.

શ્રી **મનુ** ભગવાને કહેલું છે કે: "જે મનુષ્ય પોતાના આત્મામાં સર્વ પ્રાણીઓના ઉચ્ચતમ આત્માનો સાક્ષાત્કાર કરી લે છે અને સર્વ જીવોને સમાન દૃષ્ટિથી જ દેખે છે, તે મનુષ્ય

સર્વોત્કૃષ્ટ આનન્દને પ્રાપ્ત કરી શકે છે." એથેનેસિયસે* એમ કહ્યું હતું કે:-"આપણે આ રક્તમાંસમય ચર્મવેષ્ટિત શરીરમાં રહીને પણ દેવ થઈ શકીએ છીએ." આપણે અત્યારે જે સત્યના વિચારમાં પ્રવૃત્ત થયેલા છીએ, તે મહત્ સત્ય જ્યારે ગૌતમ બુદ્ધની પદવીને પ્રાપ્ત થયો તે વેળાના તેના ઉપદેશમાં પણ વ્યાપેલું દેખાય છે. ગૌતમના ઉપદેશનો આશય એવો છે કે: "લોકો જે બંધનમાં પડેલાં છે તેનું કારણ એ છે કે, તેમણે અદ્યાપિ પોતાના અહંભાવનો ત્યાગ કર્યો નથી. ભિન્નતાના ભાવોને દૂર કરીને એમ જ સમજી લેવું જોઇએ કે, મનુષ્ય તથા સર્વશક્તિમાન્ એક જ છે. આજ મહાત્મા ગૌતમ બુદ્ધના ઉપદેશનો સાર છે; કારણ કે, **અનંત** પરમાત્મા સાથે એકતા કરવી એ જ મહાત્માઓનું મંતવ્ય હતું, છે અને નિરંતર રહેવાનું.

હવે જ્યારે આપણે આપણા પોતાના કાળના નિકટમાં આવીએ છીએ, એટલે આપણે ઉચ્ચજ્ઞાનપ્રકાશથી પ્રકાશિત દ્રષ્ટા ઈમેન્યુઅલ્ સ્વેડન્બોર્ગ્ને† પણ એમ જ બોલતો સાંભળીએ

---

* એથેનેસિયસ્ નામક એક ગ્રીક તત્ત્વજ્ઞ થઈ ગયો છે.

† ઇમેન્યુઅલ્ સ્વેડન્બોર્ગ (Emanuel Swedemborg) નો જન્મ ઈ. સ. ૧૬૮૮ માં સ્ટોક હોમ્ નામક સ્થાનમાં થયો હતો અને તેનો સ્વર્ગવાસ લંડનમાં ઈ. સ. ૧૭૭૩ માં થયો હતો. એ એક મહાન્ વૈજ્ઞાનિક પદાર્થવિજ્ઞાનશાસ્ત્રી અને ધર્મના કેટલાક વિષયોનો ઉત્તમ લેખક હતો. ઈ. સ. ૧૭૪૩ સુધીનો પોતાનો સર્વ સમય તેણે વિજ્ઞાનશાસ્ત્રવિષયક જ્ઞાનને વધારવાના કાર્યમાં જ વીતાવ્યો હતો અને તેના પરિણામે તેને વિજ્ઞાનના વિષયમાં સારી મહત્તા પ્રાપ્ત થઈ હતી. પરંતુ ત્યારપછીનાં વર્ષોમાં તેના જીવનક્રમમાં અચાનક મહત્ પરિવર્તન થઈ ગયું હતું. તે લંડનમાં હતો અને તેના પોતાના કથન પ્રમાણે તેણે કેટલાંક આંતરિક દર્શનોનો સાક્ષાત્કાર કર્યો હતો. એ આંતરિક દર્શનો કિંવા સ્વપ્નમાં

છીએ કે: "અનંત પ્રવાહને જેટલા પ્રમાણમાં ઝીલવાને આપણે યોગ્ય થઇએ છીએ, તેટલા પ્રમાણમાં તે પ્રવાહ આપણામાં અને આપણાદ્વારા કાર્ય કરવા માંડે છે." "ફ્રેન્ડ્ઝ" નામક એક ધર્મમંડળની ઉપાસનાનું તત્ત્વ પણ એ જ હતું કે: "જેટલા પ્રમાણમાં મનુષ્યનો આત્મા ઈશ્વરપ્રતિ વળેલો હોય છે, તેટલા જ પ્રમાણમાં ઈશ્વર અથવા પરમાત્મા મનુષ્યના આત્મામાં વ્યક્ત થઇને બોલવા માંડે છે." જ્યારે પ્રેરિત અને દ્રષ્ટા જેજસ ક્રાઇસ્ટ જીવિત અવસ્થામાં આપણી સાથે કૉન્કૉર્ડમાં વસતો હતા, તે વેળાએ તેણે જે આ શબ્દો ઉચ્ચાર્યા હતા કે: 'આપણે સર્વે તે અનંત જીવનના મહાસાગરના પ્રવેશપથો જ છીએ;' તે વેળાએ તેના આશય એવા જ હતા કે, તે અનંત જીવનના મહાસાગરમાંના આંતરિક પ્રવાહને ઝીલવાથી જ તે પોતે પ્રેરિત મહાત્મા કિંવા દ્રષ્ટા થઈ શકયો હતો.

સકલ વિશ્વના ઇતિહાસમાં આપણે જે સ્ત્રીઓ તથા પુરુષોને સત્ય પ્રજ્ઞા તથા સત્તાના મહારાજ્યમાં પ્રવેશેલાં અને તેના પરિણામે આનંદ તથા શાંતિને ભોગવતાં જોઇએ છીએ; તે સર્વેએ આ ઉચ્ચતમ શક્તિની અનુભૂતિમાં જ પોતાનાં જીવનો વીતાડેલાં છે; એટલે કે, તેઓ પરમાત્મા સાથેની પોતાની એકતાને અનુભવી ચૂકેલાં છે. સાધુ ડેવિડ્* એક મહાબલિષ્ટ તથા

---

કેટલાંક અત્યંત આશ્ચર્યકારક સત્યોનો તેના સમક્ષ પ્રકાશ થયો હતો. કેટલાકોની એવી માન્યતા છે કે, તેના કથનની સત્યતા વિશે કશી શંકા છે જ નહિ; અને પોતાનાં જે પુસ્તકોમાં તેણે પોતાના જે સિદ્ધાન્તોને વ્યક્ત કરેલા છે, તે પુસ્તકોમાં ઉચ્ચતર આત્મજ્ઞાનનો પ્રકાશ સ્પષ્ટ દેખાઈ આવે છે. રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટે એ મહાત્માના એક બે ગ્રંથોના ગુર્જર અનુવાદો કરેલા છે.

* જુડાહ્ જાતિનો ઇ. સ. થી ૧૦૦૦ વર્ષ પૂર્વે થઈ ગએલો એક પ્રખ્યાત મહાત્મા.

શક્તિમાન્ પુરુષ હતો અને તે જેટલા પ્રમાણમાં ઈશ્વરીય ધ્વનિને સાંભળતો હતો તેટલા જ પ્રમાણમાં તેનો આત્મા ઈશ્વરની સ્તુતિમાં લીન થઈ જતો હતો અને તે ઈશ્વરીય ધ્વનિની આજ્ઞા પ્રમાણે જ કાર્ય કરતો હતો. જ્યારે આ કાર્યમાં તેનો કોઈ વાર કાંઈ પ્રમાદ થઈ જતો હતો, તે વેળાએ તેનો આત્મા દુઃખ તથા અશાંતિથી રોયા કરતો હતો. આ જ વાર્ત્તા પ્રત્યેક રાષ્ટ્ર તથા લોકોના સંબંધમાં ઘટી શકે તેમ છે. જ્યાં સુધી ઇસ્રાયલનાં* સંતાનો ઈશ્વરને માનતાં રહ્યાં હતાં અને તેની આજ્ઞાનુસાર ચાલતાં રહ્યાં હતાં, ત્યાં સુધી તેઓ સમૃદ્ધિશાલી, સંતુષ્ટ તથા શક્તિમાન્ રહ્યાં હતાં અને કોઈ પણ ઘટના તેમનાથી વિરુદ્ધ થઈ નહોતી; પરંતુ જ્યારે તેઓ ઈશ્વરને પોતાના આદિકારણરૂપ ન માનીને પોતાની શક્તિપર જ આધાર રાખવા લાગ્યાં, ત્યારથી જ તેમના પરાજયનો આરંભ થયો, તેઓ બન્ધનમાં પડ્યાં અથવા તો સર્વથા હતાશ થઈ ગયાં.

જેઓ ઈશ્વરની આજ્ઞાને સાંભળે છે અને તદનુસાર પોતાની કૃતિ કરે છે, તેઓ ધન્ય છે. એ ઈશ્વરની આજ્ઞાના યથાર્થ પાલનથી તેમને સર્વ પદાર્થોની પ્રાપ્તિ થાય છે. જેટલા પ્રમાણમાં આપણે તે ઉચ્ચતર પ્રકાશ અનુસાર આપણા જીવનને વીતાડીએ છીએ, તેટલા જ પ્રમાણમાં આપણે અધિક બુદ્ધિમાન્ તથા અધિક દક્ષ થઇએ છીએ, એવો વિશ્વનો એક અપરિવર્ત્તનીય અને મહાન્ નિયમ જ છે.

સમસ્ત વિશ્વના આજપર્યન્તના ઇતિહાસમાં ઋષિમહર્ષિ,

---

* ઇસ્રાયલ એ યહૂદી જાતિના આદિ પુરુષનું નામ છે; અને એથી જ પૂર્વે યહૂદીઓ ઇસ્રાયલિટ્સના નામથી ઓળખાતા હતા. હજી પણ તેમને કેટલાક લોકો ઇસ્રાયલ નામથી ઓળખે છે.

ધર્મસંચાલકો તથા વિશ્વોદ્ધારકોએ જે ઉચ્ચતમ અવસ્થાને પ્રાપ્ત કરેલી છે, તે કેવળ આ સર્વ પ્રકારે સ્વાભાવિક ઈશ્વરીય નિયમને અનુસરવાનું જ ફળ છે. તેઓ સર્વ એ વાર્તાને સારી રીતે જાણી ગયા હતા કે તેમની પરમાત્મા સાથે સર્વ પ્રકારે એકતા જ છે; એટલે કે, તેમને પરમાત્મા સાથેની તેમની પોતાની એકતાનો સંપૂર્ણ સાક્ષાત્કાર થઈ ચૂક્યો હતો. પરમાત્મા તો સર્વને સમભાવથી જ નિહાળનારો છે. પરમાત્મા એવા ધર્મસંચાલકો, દ્રષ્ટાઓ, ઋષિમહર્ષિઓ તથા જગદુદ્ધારકોને ઉત્પન્ન કરતો નથી; કિંતુ જે કોઈ પણ તેના શુદ્ધ સ્વરૂપને ઓળખી લે છે અને તેની સાથે પોતાની સંપૂર્ણ એકતા કરી લે છે, તે એ **અનન્ત** સાથેની એકતાના સાક્ષાત્કારમાં રહીને તેના પરિણામે એક ધર્મસંચાલક, દ્રષ્ટા, ઋષિમહર્ષિ કિંવા વિશ્વોદ્ધારક મહાત્મા થઈ જાય છે. પરમાત્મા કોઈ એક વિશિષ્ટ જાતિ કિંવા કોઈ એક વિશિષ્ટ રાષ્ટ્રનો પક્ષપાતી પણ નથી; તે તો સર્વ જાતિઓ અને સર્વ રાષ્ટ્રોને સમાન દૃષ્ટિથી જ નિરખનારો છે. તેના ખાસ ચૂંટી કાઢેલા મનુષ્યો કોઈ છે જ નહિ; કિન્તુ જે કોઇપણ જાતિ કિંવા રાષ્ટ્ર ઈશ્વરમાં શ્રદ્ધા રાખીને તેને માનવા લાગે છે, તે તેની તે શ્રદ્ધાના પરિણામે ઈશ્વરની ચૂંટી કાઢેલી જાતિ અથવા ઈશ્વરના પ્રિયકર રાષ્ટ્ર તરીકે પોતાના જીવનને વ્યતીત કરવાના સામર્થ્યને પ્રાપ્ત કરી લે છે.

વિશ્વનો અત્યાર સૂધીનો જે ઇતિહાસ આપણા જાણવામાં આવ્યો છે, તેમાં અન્ય યુગ અથવા સ્થાનથી ચમત્કારોના ભિન્ન યુગ કિંવા ભિન્ન સ્થાનનું ક્યાંય નિરૂપણ કરાયલું જોવામાં આવ્યું નથી. અર્થાત્ જે કૃતિઓને આપણે ચમત્કારોના નામથી ઓળખીએ છીએ, તે ચમત્કારો તો જો તેમને અનુકૂળ પરિસ્થિતિ પ્રાપ્ત

થઈ જાય, તો સર્વ સ્થાનોમાં અને સર્વ કાળમાં એકસરખી રીતે જ થયા કરે છે. જો એ ચમત્કારમાટેના નિયમોનું યથાર્થ પાલન કિંવા અનુસરણ કરવામાં આવે, તો એ ચમત્કારો જેવી રીતે પૂર્વકાળમાં થતા હતા તે જ પ્રમાણે આજે પણ થઈ શકે તેમ છે. આપણે એમ નિરન્તર સાંભળ્યા કરીએ છીએ કે, જે લોકોએ પરમાત્મપથનું અનુસરણ કરેલું હતું, તે લોકો મહાશક્તિશાળી અને બલાઢ્ય થઈ ગયા છે; પરંતુ વાસ્તવિકતાથી જોતાં તો મહાશક્તિશાલિતા તથા બલાઢ્યતામાં પણ કાર્ય અને કારણનો અનુક્રમ જ વ્યાપેલો દૃષ્ટિગોચર થાય છે.

પરમાત્મા પોતે કોઇને પણ સમૃદ્ધિશાળી બનાવતો નથી; કિન્તુ જે મનુષ્ય ઈશ્વરને સ્વીકારે છે અને ઈશ્વરના ઉચ્ચતર નિયમો અનુસાર પોતાના જીવનને વ્યતીત કરે છે, તે પોતાની મેળે જ સમૃદ્ધિશાળી થઈ જાય છે. સૉલોમન્* તેની ઇચ્છા પ્રમાણેની વસ્તુને ચૂંટી કાઢવાનો અને તે વસ્તુ માગી લેવાનો પ્રસંગ આપવામાં આવ્યો હતો; એ પ્રસંગે વિચારનિર્ણયની ઉત્તમતાના યોગે તેણે કેવળ ઈશ્વરીય પ્રજ્ઞા નામક વસ્તુની જ યાચના કરી હતી. પરંતુ જ્યારે તેણે એ ઈશ્વરીય પ્રજ્ઞાની યાચના કરી

* સોલોમન્–Solomon–ઇસ્રાયલોનો રાજા હતો અને ડેવિડ્નો પુત્ર તથા ઉત્તરાધિકારી હતો. જેવો તેનો રાજવૈભવ અગાધ અને અલૌકિક હતો તેવી જ તેની પ્રજ્ઞા પણ અદ્વિતીય અને લોકોત્તર મનાતી હતી. તેણે જેરૂસેલમ્‌માં જે દેવાલય બંધાવ્યું હતું તે અદ્યાપિ 'સોલોમનના મંદિર' ('Solomon's Temple') ના નામથી વિખ્યાત છે. તેના રચેલા જૂના બાઇબલમાંના એક ગીતને "સોલોમન્ સંગીત" (Song of Solomon') ના નામથી ઓળખવામાં આવે છે અને તેને અત્યન્ત આદર તથા પૂજ્ય ભાવની દૃષ્ટિથી જોવામાં આવે છે. તેના ચરિત્રનું બાઇબલમાં વિસ્તારથી નિરૂપણ કરાયલું છે.

તે વેળાએ તે પોતાના અંતઃકરણમાં સારી રીતે જાણી ગયો હતો કે, એ ઈશ્વરીય આજ્ઞામાં જ અન્ય સર્વ વસ્તુઓનો સમાવેશ થયેલો છે. આપણને વારંવાર એમ કહેવામાં આવે છે કે, ઈશ્વરે ફેરોના* અંતઃકરણને કઠોર કરેલું હતું; પરંતુ આ વચનમાં આપણે વિશ્વાસ રાખી શકતા નથી; કારણ કે, ઈશ્વર કોઇના અંતઃકરણને કઠોર કરતો જ નથી. ફેરોએ પોતાના અંતઃકરણને પોતે જ કઠોર કરી મૂક્યું હતું અને ફેરોના પોતાના એ દોષનો વિનાકારણ ઈશ્વરના શિરપર આરોપ કરવામાં આવ્યો હતો. પરન્તુ જ્યારે ફેરોએ પોતાના અંતઃકરણને કઠોર કરીને ઈશ્વરની આજ્ઞાનો અનાદર કર્યો ત્યારે તેનું પરિણામ એ થયું કે, તેના રાજ્યમાં તત્કાળ પ્લેગ મહારાજનું આગમન થયું અને તેણે સર્વનાશનો આરંભ કરી દીધો. અહીં પણ આપણને કાર્યકારણ-ભાવનો સંબંધ પ્રત્યક્ષ દેખાઈ આવે છે. આથી વિરુદ્ધ જો ફેરોએ ઈશ્વરની આજ્ઞાને સાંભળી હોત, તે આજ્ઞાનો આદર કર્યો હોત અને તે આજ્ઞા પ્રમાણે વર્ત્તન રાખ્યું હોત, તો પ્લેગ જેવા શત્રુઓની તેના રાજ્યમાં કદાપિ પધરામણી થાત જ નહિ, એ નિઃસંશય છે.

આપણે આપણા પોતાના ઉત્કૃષ્ટ મિત્રો પણ થઈ શકીએ છીએ અને આપણા પોતાના નિકૃષ્ટ શત્રુ પણ થઈ શકીએ છીએ†

* ફેરો શબ્દનો મૂળ અર્થ સૂર્ય છે. એ એક ઇજિપ્શિયન્ શબ્દ છે કે જેનો હિબ્રુ ભાષામાં સ્વીકાર કરાયો હતો અને હિબ્રુ ભાષામાં એ શબ્દનો, બાઇબલ્માં જે ભિન્ન ભિન્ન આઠ અથવા દશ પુરુષોને ઇજિપ્ટ (મિસર)ના રાજાઓ તરીકે વર્ણવેલા છે, તે મિસરના રાજાઓના અર્થમાં પ્રયોગ કરાયલો છે. એ પછીથી મિસરના રાજાઓ 'ટૉલેમી'ની સાધારણ સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા હતા.

† ભગવાન્ શ્રી કૃષ્ણે પણ શ્રીમદ્ભગવદ્ગીતામાં એ જ ઉપદેશ કરેલો છે કેઃ–

જેટલા પ્રમાણમાં આપણે આપણા પોતાના અંતરમાંના સર્વોત્કૃષ્ટ આંતરિક તત્ત્વના મિત્ર થઇએ છીએ, તેટલા જ પ્રમાણમાં આપણે સર્વના મિત્ર થઈ શકીએ છીએ; અને તે જ પ્રમાણે જેટલા પ્રમાણમાં આપણે આપણા અંતરમાંના સર્વોત્કૃષ્ટ આંતરિક તત્ત્વ સાથે શત્રુતાના સંબંધને વધારીએ છીએ, તેટલા જ પ્રમાણમાં તેના પરિણામે આપણે સર્વના શત્રુભાવને આપણા શિરપર વ્હોરી લઇએ છીએ. સારાંશ એ જ કે, જેટલા પરિમાણમાં ઉચ્ચતમ શક્તિઓના પ્રવેશમાટે આપણે આપણાં અંતઃકરણોનાં દ્વારને ખુલ્લાં રાખીએ છીએ અને તે ઉચ્ચતમ શક્તિઓને આપણામાં અને આપણા દ્વારા વ્યક્ત કિંવા પ્રકટ થવા દઇએ છીએ; તેટલા જ પ્રમાણમાં એ જ પ્રેરણાઓથી મનુષ્યોને આપણે આપણી સાથે ચલાવી શકીએ છીએ એટલે કે એક રીતે આપણે આપણા માનવબાંધવોના ઉદ્ધારક થઈ શકીએ છીએ; અને એ જ પ્રમાણે આપણે સર્વ એક બીજાના પરસ્પર ઉદ્ધારક છીએ અથવા તો થઇએ છીએ. આવી રીતે ખરેખર આપણે વિશ્વોદ્ધારકોમાંના એક વિશ્વોદ્ધારકની પદવીને પ્રાપ્ત કરી લઇએ છીએ.*

---

" उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः" ॥

અ. ૬ ઠ્ઠો; શ્લોક ૫ મો.

એનો અર્થ એવો થાય છે કે: " આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો; કિન્તુ આત્માનો નાશ ન કરવો; કારણ કે, (નિરભિમાની) આત્મા જ આત્માનો બંધુ છે અને (કાર્યકારણસંઘાતાભિમાની) આત્મા જ આત્માનો પરમવિઘાતક શત્રુ છે." અર્થાત્ પ્રસ્તુત ગ્રન્થકારે ઉપર્યુક્ત વાક્ય શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના આ શ્લોકના આશયના આધારે જ લખેલું છે, એમ સ્પષ્ટ દેખાઈ આવે છે.

* આપણામાં પણ જે એક "**નર નરકી કરની કરે, નર નારાયણ હોય!**" એ પ્રમાણેનું સર્વસાધારણ વચન દીર્ઘકાળથી પ્રચલિત

## ૧૧ સર્વ ધર્મોનું મૂળ તત્ત્વ–વિશ્વમાન્ય ધર્મ

જે મહત્ સત્યનો આપણે અત્યારે વિચાર કરી રહ્યા છીએ, તે મહત્ સત્ય જ સર્વ ધર્મોનું એક માત્ર સર્વત્ર વ્યાપક મૂળતત્ત્વ અથવા આધારતત્ત્વ છે. આપણે એ મહત્ સત્યને પ્રત્યેક ધર્મમાં નિહાળી શકીએ છીએ. આ મહત્ સત્યના સંબંધમાં સર્વ ધર્મોની સર્વથા એકવાક્યતા જ છે; અર્થાત્ એના સંબંધમાં કદાપિ કોઇનો મતભેદ થવાનો સંભવ છે જ નહિ. હિન્દુ, મુસલ્માન, ખ્રીસ્તી કિંવા અન્ય કોઇ પણ ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયિજનોની આ પ્રતિપાદિત મહત્સત્યના વિષયમાં કદાપિ કશી પણ મતભિન્નતા હોતી જ નથી. લોકોમાં જે મતભેદ, વાદવિવાદ અને ટંટાબખેડા થતા જોવામાં આવે છે, તે તેમના પોતાના ક્ષુદ્ર મતના દુરભિમાનના યોગે તથા સર્વથા નીચ અને ક્ષુલ્લક વિષયોના સંબંધમાં જ ઉદ્ભવે છે; પરંતુ જો ખરા અને મહત્ત્વના આદિતત્ત્વનો વિચાર કરવામાં આવે, તો તે આદિતત્ત્વ સાર્વત્રિક તથા સર્વવ્યાપક હોવાથી તેના સંબંધમાં સ્વમતના દુરભિમાનમાટેનું કારણ રહેતું જ નથી; અને તેથી એ મહત્ સત્ય સર્વમાન્ય છે, એમ તત્કાળ જણાઈ આવે છે. વિગ્રહ તથા અસ્વસ્થતાનું બીજ આસુરી સંપત્તિમાં તથા પોતાના ક્ષુદ્ર મતવિષયક દુરાગ્રહમાં જેવું રહેલું હોય છે, તેવું

---

છે, તે સાધારણ વચનમાં પણ કેટલું અને કેવું અદ્ભુત રહસ્ય સમાયલું છે, તેની પ્રસ્તુત ગ્રંથમાંના ઉપર્યુક્ત વિવેચનથી અત્યંત સ્પષ્ટ કલ્પના કરી શકાય છે. આ તત્ત્વ આધ્યાત્મિક જ્ઞાનના જન્મસ્થાન ભારતવર્ષના લોકોમાટે કાંઇ નવીન નથી; પરન્તુ એક પાશ્ચાત્ય તત્ત્વજ્ઞના મુખથી પવિત્ર આર્યોના આધ્યાત્મિક તત્ત્વોનું આ સબળ સમર્થન થયેલું છે, એ જ માત્ર આપણામાટે એક નવીનતા છે. આપણે ઇચ્છીશું કે, આપણામાંની પ્રત્યેક વ્યક્તિ પરમાત્માનો સાક્ષાત્કાર કરીને નરમાંથી નારાયણ થાય અને આધ્યાત્મિક ઉન્નતિના શિખરપર વિરાજવાના સૌભાગ્યને પ્રાપ્ત કરી શકે!

એકતા તથા સ્વસ્થતાનું બીજ દૈવી સંપત્તિમાં તથા સર્વમાન્ય મૂળ તત્ત્વ મહત્સત્યમાં રહેલું છે, એમાં લેશ માત્ર પણ સંશય નથી.

કોઈ એક સ્થાનમાંના લોકો તેમના ભિન્ન ભિન્ન મતોના કારણથી નિત્ય પોતપોતામાં લડતા ઝગડતા હોય; તોપણ જે વેળાએ તે સ્થાનમાં ભયંકર જલપ્રલય, દુષ્કાળ અને મહામારી જેવા ભયાનક પ્રસંગો આવીને ઊભા રહે છે, તે વેળાએ ત્યાંના સર્વ લોકો પોતાના વ્યક્તિવિષયક સર્વ વિગ્રહોને ત્યાગીને પોતાના શિરપર આવી પડેલા સાર્વજનિક મહત્સંકટને ટાળવાના કાર્યમાં એકતાથી પ્રવૃત્ત થઈ જાય છે; અને એવાં દશ્યો વારંવાર આપણા જોવામાં આવ્યા કરે છે. આવા પ્રસંગે તેમનાપર આવી પડેલા મહત્ સંકટનો સંબંધ એક જ ક્ષુદ્ર વ્યક્તિ સાથે હોતો નથી, કિન્તુ તે સંકટ સાથે સર્વ વ્યક્તિઓનો સમાન સંબંધ હોય છે અને તે જ તેમની એ એકતા તથા અભિન્નતાનું કારણ થાય છે. વિવાદ, વિગ્રહ, મારામારી, લૂટ, ખૂન અને કાપા કાપી, એ સર્વ કાર્યો, ઉત્ક્રાંતિના યત્નને આદરતી આપણી અશાશ્વત ભૌતિક પ્રકૃતિનાં લક્ષણો છે; અર્થાત્ તેમનું કારણ જેવું નશ્વર તેવુંજ તેમનું કાર્ય પણ નશ્વર જ હોય છે. પરંતુ ભૂતદયા, સાર્વજનિક પ્રેમ તથા સર્વોપયોગી થવામાટેના આંતરિક ભાવનો પ્રવાહ, એ કાર્યો, આપણી પૂર્ણ ઉત્ક્રાંત તથા શાશ્વત આત્મિક પ્રકૃતિનાં હોવાથી, અત્યંત મહત્ત્વનાં તથા ચિરસ્થાયિ છે.*

* પ્રખ્યાત ઉર્દુભાષાભિજ્ઞ કવિરાજ હાલી ‘રુબાઇયાતે હાલી’ નામક ગ્રંથમાં એક સ્થળે કહે છે કે:—

“તૂફાનમેં હય્ જબ જહાજ઼ ચક્કર ખાતા;
જબ ક઼ાફ઼િલા વાદીમેં હય સર ટકરાતા;
અસ્બાબકા આસરા હય જબ ઉઠ જાતા;
વ્હાં તેરે સિવા કોઈ નહીં યાદ આતા!”

દેશભક્તિ એક સુંદર વસ્તુ છે અને પ્રશંસનીય ગુણ છે; અને તેથી જો આપણે આપણી જન્મભૂમિમાં પ્રેમ રાખતા હોઇએ, તો તે અતિશય ઉત્તમ છે; છતાં જે પ્રશ્ન છે તે એ જ છે કે, અન્ય દેશોમાં મારો જે પ્રેમ હોય છે, તેના કરતાં મારી પોતાની જન્મભૂમિમાં મારો અધિક પ્રેમ શામાટે હોવો જોઇએ? જો આપણા હૃદયમાં કેવળ આપણા દેશ વિશેનો પ્રેમ અને અન્ય દેશો વિશે કેવળ દ્વેષ જ રહ્યા કરે, તો અવશ્ય આપણું હૃદય અત્યંત ક્ષુદ્ર, સંકુચિત તથા મર્યાદિત જ હોવું જોઇએ; માત્ર એટલું જ નહિ, પણ આપણી એવી એકપક્ષીય દેશભક્તિ તે સત્ય દેશભક્તિના નામને પાત્ર છે કે કેમ, એ પણ સંશયાત્મક જ થઈ પડે છે. પરંતુ એથી વિરુદ્ધ જેટલા પ્રમાણુમાં સ્વદેશમાં આપણો પ્રેમ હોય છે, તેટલા જ પ્રમાણુમાં પરદેશ પ્રતિ પણ આપણા પ્રેમનો પ્રવાહ વહેવા માંડે, તે વેળાએ જ આપણા અંતઃકરણની ક્ષુદ્રતા તથા અદૂરદર્શિતાનો લોપ થાય છે, અંતઃકરણ ઉદાર તથા વિકસિત થાય છે અને તેમ થતાં આપણી દેશભક્તિ સત્ય દેશભક્તિના નામને પાત્ર થયેલી કહેવાય છે.

પરમાત્મા આ અનંત વિશ્વમાંના સર્વ જીવોનો જીવ છે; તે સર્વાધારભૂત અને મહચ્છક્તિરૂપ છે તથા સર્વ જીવોને પ્રેરણા

---

અર્થાત્–"જ્યારે તૂફાનમાં સપડાઇને નૌકા ચક્કર ખાવા મંડે છે, જે વેળાએ કાફલો રેતીના રણમાં સપડાઇને અતિશય પીડાય છે અને જ્યારે સંરક્ષણની સર્વ આશાઓનો સર્વથા લોપ થાય છે, તે વેળાએ હે પરમાત્મન્! તારા વિના બીજા કોઇનું સ્મરણ થતું નથી!" એટલે કે, આવા સાર્વજનિક સંકટમાં સર્વને કેવળ એક જ મહત્ સત્યરૂપ પરમાત્માનું સ્મરણ થાય છે અને તેના યોગે વ્યક્તિગત મતભિન્નતાનો સર્વથા લોપ થઈ જાય છે. આવી એકતા જો નિરંતર ટકી રહે, તો તો તે આ સંસારમાં સ્વર્ગની છટાને લાવી બતાવે છે.

કરીને તેમના હસ્તે સર્વ ક્રિયાઓ કરાવનારો પણ તે જ છે; આવા પ્રકારની પરમેશ્વરવિષયક માન્યતામાં કોઇનો પણ મત-ભેદ થાય તેમ નથી; તેમ જ એ મતના સંબંધમાં કોઇની પણ નાસ્તિકય બુદ્ધિ થવાનો બહુ જ ન્યૂન સંભવ છે. લોકો જેમને ચાર્વાકપંથી અથવા પાખંડવાદી તરીકે ઓળખે છે, તે પાખંડ-વાદીઓમાંના સેંકડે નવ્વાણુ ટકા જેટલા લોકો સત્ય પરમાત્માના સંબંધ અને સત્ય ધર્મની દૃષ્ટિથી નિહાળતાં લેશ માત્ર પણ નાસ્તિક હોતા નથી. પરમેશ્વર તથા ધર્મના સંબંધમાં અનેક લોકોની જે અનેક ભ્રામક તથા પ્રમાદમૂલક માન્યતાઓ હોય છે, તે માન્યતાઓને જેઓ સર્વથા અમાન્ય કરે છે, તેમને લોકો—ધર્માન્ધ લોકો—નાસ્તિક કહીને બોલાવે છે. આવા ધર્મચક્ષુમંડિત નાસ્તિકો આ સૃષ્ટિમાં અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે, એમાટે અવશ્ય પરમાત્માને આપણે ધન્યવાદ જ આપવો ઘટે છે. કોઈ પણ સત્પુરુષને કિંવા સચ્ચરિત્રા સ્ત્રીને કદાપિ ન શોભે તેવા રાજસ તથા તામસ ગુણોનો પરમાત્માના શિરપર આરોપ કરીને 'સત્યનારાયણ'ની કથાના લખનારે તે કથામાં આલેખેલા પરમાત્માના વિદ્રૂપ તથા રાક્ષસીય ચિત્રમાં વિચારશીલ તથા વિવેકી મનુષ્યોની શ્રદ્ધા કેમ કરીને બંધાય વારુ? બાળકો કયાંક જરા પણ ભૂલ્યા એટલે ઘાલી માથામાં ધૂળ, દેખાડ્યો તેમને દાબ અને લીધો તેમની પાસેથી વૈરનો બદલો! આવા પ્રકારનાં જંગલી તથા રાક્ષસીય આચરણો પ્રત્યેક સુશિક્ષિત તથા સભ્ય માતા પિતાને અત્યંત નિંદ્ય તથા ત્યાજ્ય જ ભાસે છે. પોતાનાં સંતાનોને આવી પશુતા તથા ક્રૂરતાથી વર્તાવનારાં જે કોઈ પણ રાક્ષસીય વૃત્તિનાં માતાપિતા હોય છે, તેમને સર્વ સુશીલ અને સભ્યજનો ધિક્કારે છે, એ તો નિત્ય આપણા જોવામાં આવ્યા જ કરે છે. અર્થાત્ યઃકશ્ચિત્ મનુષ્યને પણ જે

સ્વભાવ ત્યાજ્ય જણાય છે, તે ક્રૂર તથા રાક્ષસીય સ્વભાવનો આરોપ સદ્ગુણોની પરમ પવિત્ર મૂર્ત્તિ અને અપાર કરુણાના અધિષ્ઠાન વિશ્વપિતાના શિરપર, એક શીરાના લોભી તથા ક્રોધિષ્ટ મનુષ્ય કરી બેસે અને તેના સંબંધમાં એક લાંબી લચક કથા લખી નાખે, તો તે અસંભવનીય કથામાં વિચારી મનુષ્યોની શ્રદ્ધા ન બંધાય, એ સર્વથા સ્વાભાવિક જ છે. અલબત, તે શીરાનો ભૂખ્યો કથાકાર અને તેના અંધ અનુયાયીઓ એ કથાને ન માનનારા લોકોને નાસ્તિક કહેવાના, પરંતુ એના યોગે તે વિવેકી મનુષ્યોની આસ્તિકતામાં લેશ માત્ર પણ ન્યૂનતા થવાનો સંભવ હોતો નથી.

ધર્માન્ધ લોકોની દૃષ્ટિમાં જે લોકો ભયંકર નાસ્તિક તરીકે સિદ્ધ થયેલા છે, તેઓ જ સત્ય ધર્મના સન્મિત્રો છે. એ નાસ્તિકો સમાન પરમાત્માના અન્ય કોઈ પણ અનન્ય તથા આજ્ઞાંકિત સેવકો છે જ નહિ. એકંદર માનવજાતિનું સત્ય તથા શાશ્વત કલ્યાણ એમના હસ્તે જ થાય છે અને તેથી તેઓ માનવજાતિના પણ સત્યહિતૈષી સેવકો છે. તે સમયમાં, સર્વત્ર વ્યાપેલી શુષ્ક કર્મિષ્ટતા, પશુહિંસા તથા તેવા જ પ્રકારની અનેક કાર્યપરંપરાઓ વિરુદ્ધ બળવો જગાડીને તેમનો વિધ્વંસ કરનાર મહાત્મા ગૌતમ બુદ્ધ પણ ધર્માન્ધ તથા ધર્મોન્મત્ત લોકોની દૃષ્ટિમાં તો પાખંડવાદી નાસ્તિકોનો શિરોમણિ જ સિદ્ધ થયો હતો; ક્રાઇસ્ટ તથા હુઝરત મહમ્મદ પયગંબરને પણ તેમના સમકાલિક તથા અંધપરંપરાથી ચાલનારા લોકોએ નાસ્તિકોના અગ્રેસરની જ પદવી આપી હતી. આનું મૂળ કારણ એ જ હતું કે, તેઓ પરંપરાથી ચાલતી આવેલી રૂઢિઓ તથા અયોગ્ય માન્યતાઓના અંધ અનુયાયી નહોતા; અને એ કારણથી જ તેમનો

અનેક પ્રકારે છળ કરવામાં આવ્યો હતો. પરંતુ જ્યારે સત્ય જ્ઞાનનો પ્રકાશ થયો અને ઈશ્વરીય જ્યોતિ ચમકવા લાગી, તે વેળાયે એ જ નાસ્તિકશિરોમણિઓને લોકો મહાત્મા માનવા લાગ્યા. દેશનો દેશ અથવા એમ જ કહો કે સમસ્ત સંસાર તેમના પરમપવિત્ર ઉપદેશના શ્રવણમાટે ઉત્કંઠિત થઈ ગયો અને કોટ્યવધિ મનુષ્યો તેમના અનુયાયી થયા. મહાત્મા ગૌતમ બુદ્ધના ઉપદેશના પરિણામે દેશમાં અહિંસાની વિજયધ્વજા ફરકવા લાગી અને તેથી પશુપક્ષીઓ પણ નિર્ભય થઇને સુખપૂર્વક વિચરવા લાગ્યાં. તાત્પર્ય એટલું જ કે નાસ્તિક તરીકે ઓળખાયલા મહાત્મા બુદ્ધના અવતારથી સંસારનું જેવું અવર્ણનીય કલ્યાણ થયું છે; તેના પરમપવિત્ર ઉપદેશોદ્વારા લોકોના અંતઃકરણમાં જેવા પવિત્ર ભાવોનો ઉદય થયો છે; તેવા કલ્યાણ અને તેવા પવિત્ર ભાવોનો ઉદય પોતાને ધર્મધુરન્ધર માનનારા અને આસ્તિકતાનો ભયાનક આડંબર બતાવનારા મનુષ્યોથી ક્યાંય કરી શકાયો નથી અને કરી શકાવાનો પણ નથી.

જે મહત્ તથા શાશ્વત સત્યને આર્ય અને અનાર્ય તથા આસ્તિક અને નાસ્તિક તેમ જ ખ્રીસ્તી કે મુસલ્માન સર્વ ધર્મ તથા સર્વ દેશના લોકો અભિન્નતાથી સ્વીકારે છે, તે જ આ વિશ્વનું સત્ય રહસ્ય છે. જ્યારે આપણે એ દિવ્ય તત્ત્વને આપણા જીવનક્રમમાં ગ્રથિત કરી દઇએ છીએ; તે વેળાયે આપણા ક્ષુદ્ર મતભેદ, આપણા પારસ્પરિક દ્વેષ તથા આપણા અનર્થો ક્ષુદ્ર હોવાના કારણથી શીઘ્ર જ નષ્ટ થઈ જાય છે. એ મહત્ સત્ય અનુસાર આપણું આચરણ થવા માંડે, એટલે પછી શિવાલય અને વિષ્ણુમંદિર, ક્રિશ્ચિયન્ ચર્ચ અને મુસલ્માનોની મસ્જિદ તેમ જ બૌદ્ધ વિહાર અને જૈન ઉપાશ્રય એ સર્વ સ્થળો આપણી ધર્મદષ્ટિને એક

સરખી રીતે પૂજ્ય તથા પવિત્ર દેખાવા માંડે છે. અર્થાત્ તે વેળાયે પછી એમાંના કોઇ પણ ધર્મમંદિર કિંવા ધર્મસ્થાનમાં જઇને ઇશ્વરની ઉપાસના કરવામાં આપણને કોઈ પણ પ્રકારનો વિરોધ દેખાતો નથી; માત્ર એટલું જ નહિ, પણ આપણા અંતઃકરણની એ ઉન્નત અવસ્થાના યોગે આપણું પોતાનું ગૃહ અથવા તો અરણ્ય આદિમાં આપણે જ્યાં હોઇએ તે સ્થાન આપણા ઉપાસનામંદિરના સ્વરૂપને ધારણ કરી લે છે. સત્ય ઉપાસનાને કેવળ આત્મા તથા પરમાત્માની જ આવશ્યકતા હોય છે. જો બાહ્ય ઉપકરણો તથા અવાંતર સાધનોનો અભાવ હોય, તો તેથી ઉપાસનાનું કાર્ય અટકી પડે છે, એવું કાંઈ છે જ નહિ. ઉપાસના એટલે આત્મા તથા પરમાત્માનું સંમેલન. એ આત્મા તથા પરમાત્માના સંમેલનનાં કાળ તથા સ્થળ કાંઈ નિયત કરવામાં આવ્યાં નથી. અર્થાત્ પ્રત્યેક જન પોતાના અનુકૂળ કાળ તથા અનુકૂળ સ્થળમાં એ સંમેલન કરવાને સંપૂર્ણ સ્વતંત્ર છે.

ઉપર્યુક્ત વિશ્વધર્મીય આદિ તત્ત્વનો સર્વ જનો એકવાક્યતા તથા મુક્ત કંઠથી સ્વીકાર કરે છે. એ દિવ્ય રહસ્ય સાર્વત્રિક, સાર્વકાલિક અને શાશ્વત છે. એવી અનેક વસ્તુઓ છે કે જેમના સંબંધમાં સર્વ જનોની સમાન એકવાક્યતા થઈ શકતી નથી; અર્થાત્ જે વસ્તુઓ થોડી ઘણી વ્યકિતઓના લાભની કિંવા અમુક એક વિશિષ્ટ કાળ અથવા પ્રસંગને જ લાગૂ પડનારી હોય છે, એવી વસ્તુઓ વિશે નિરન્તર મતભેદ ચાલતો આપણા જોવામાં આવ્યા કરે છે. વિશ્વધર્મનું રહસ્ય જેમના જાણવામાં આવેલું નથી હોતું, તેવા લોકોની દૃષ્ટિ અત્યંત સંકુચિત તથા મર્યાદિત હોય છે; અને તેથી તેવા લોકોને જે તેમનો પોતાનો સ્વીકૃત ધર્મ તે જ ઇશ્વરપ્રણીત ધર્મ અને તેમના ધર્મનો પ્રવર્ત્તક તે જ

કેવળ ઈશ્વરે ધર્મસ્થાપનામાટે મોકલેલો અવતારી પુરુષ છે, એમ જ ભાસ્યા કરે છે. ધર્માન્ધ મુસલ્માનોનો એવો નિશ્ચિત અભિપ્રાય હોય છે કે, કેવળ ‘કુરાન’ જ ઈશ્વરપ્રણીત ધર્મગ્રંથ છે અને કેવળ મહંમદ સાહબ જ ઈશ્વરના પયગંબર છે; એ જ પ્રમાણે માત્ર ‘બાયબલ’ જ ઈશ્વરપ્રણીત ધર્મપુસ્તક છે અને કેવળ ક્રાઇસ્ટ જ જગત્પિતા પરમાત્માનો પુત્ર છે; એવા ઉદ્‌ગારો પ્રત્યેક ધર્માન્ધ ક્રિશ્ચિયનના મુખમાંથી નીકળ્યા કરે છે. અર્થાત્ જે સ્થિતિ ધર્માન્ધ મુસલ્માન તથા ક્રિશ્ચિયનોની છે, તેજ સ્થિતિ ધર્માન્ધ હિન્દુ, બૌદ્ધ, જૈન તથા અન્ય સર્વ મતવાદીઓની છે, એમ સમજી લેવાનું છે. હવે જો પ્રત્યેક ધર્મના અનુયાયીઓ પોતપોતાના ધર્મગ્રંથને ઈશ્વરપ્રણીત અને પોતપોતાના ધર્મપ્રવર્ત્તકને ઈશ્વરીય પુરુષ તરીકે માને, તો તેમાં અયોગ્યતા જેવું કાંઈ પણ નથી; પરંતુ આ વિશ્વમાં આપણા ધર્મગ્રંથ સમાન અન્ય પણ અનેક ઈશ્વરપ્રણીત ધર્મગ્રંથો અસ્તિત્વ ધરાવે છે અને આપણા ધર્માચાર્ય જેવા જ અન્ય ધર્મોના પ્રવર્ત્તકો પણ ઈશ્વરીય પુરુષો જ છે, એ રહસ્યને એ મોભાગ્ર બુદ્ધિના લોકો સમજી શકતા નથી, એ જ તેમનો પ્રમાદ છે અને એ જ તેમના સંકુચિત મનનું મર્યાદિતત્વ તથા અદૂરદર્શિત્વ છે, એ નવેસરથી કહેવાની કશી પણ આવશ્યકતા નથી.

અપૌરુષેય તથા પવિત્ર મનાયલા સર્વ ધર્મગ્રંથો એક જ પરમાત્મા પાસેથી પ્રાપ્ત થયેલા છે. પરમાત્મા પોતાના મુખદ્વારા બોલે તો સારું, એવી સદિચ્છાને ધારણ કરીને પરમાત્માના સતત નિવાસમાટે જેમણે પોતાનાં અંતઃકરણોને પવિત્ર કરીને યોગ્ય કર્યાં હતાં, તેવા પવિત્ર પુરુષોના મુખમાંથી નીકળેલા તે હૃદયસ્થ પરમાત્માના જે શબ્દો, તેજ ઈશ્વરનાં વચનો છે; અને

તે વચનોને એકત્ર કરીને લખી રાખવામાં આવ્યાં, તે જ સર્વ ધર્મગ્રંથો છે. એ સર્વ ધર્મપ્રવર્તકો કિંવા ધર્મસંસ્થાપકો સર્વ પ્રકારે સમાન યોગ્યતાવાળા હોય છે, એમ માની લેવાનું નથી; કારણ કે, એમનામાંના કેટલાકોના સાત્ત્વિક ગુણો પૂર્ણ ઉત્ક્રાન્ત થઇને દૈવી સંપત્તિ તથા બ્રાહ્મી સ્થિતિ પર્યન્ત પહોંચી ગયેલા હોય છે અને બીજા કેટલાકોનો અદ્યાપિ પૂર્ણ વિકાસ થવાનો જ હોય છે. એ પૂર્ણ સ્થિતિનો કેવળ અંતઃકરણને પરમાત્માભિમુખ કરવાના પરિમાણપર જ આધાર રહેલો હોય છે. **હિબ્રુ** ધર્મશાસ્ત્રમાંનો એક પ્રેરિત લેખક કહે છે કેઃ "**પ્રજ્ઞા** જ ઇશ્વરીય શક્તિનો શ્વાસ છે!" અને એ **પ્રજ્ઞા** પ્રત્યેક કાળમાં અથવા પ્રત્યેક યુગમાં પવિત્ર આત્માઓમાં પ્રવેશ કરીને તેમને ઇશ્વરના તેમ જ મહાપુરુષો—ધર્મપ્રવર્ત્તકો—ના મિત્ર બનાવી દે છે.*

જેટલાં આપણે આર્યજનો છીએ તેટલાં જ માત્ર ઇશ્વરનાં પ્રિયપાત્રો છીએ અને સમસ્ત ભૂતલમાં જે કોઈ પવિત્રતમ

---

* શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કેઃ—

"यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे" ॥

શ્રીમદ્ ભગવદ્ગીતા; અ. ૪ થો; શ્લોક ૭ અને ૮.

એનો ભાવાર્થ એવો થાય છે કે; "હે અર્જુન, જ્યારે જ્યારે ધર્મની ક્ષીણતા થાય છે અને અધર્મની પ્રબળતા થાય છે, ત્યારે ત્યારે હું જન્મને ધારણ કરું છું. (૭) સાધુજનોના સંરક્ષણમાટે અને દુષ્ટજનોના દમનમાટે તેમ જ ધર્મની સંસ્થાપના કરવામાટે હું યુગયુગમાં (પ્રત્યેક યુગમાં) અવતારને ધારણ કરું છું." આનો ભાવાર્થ પણ એ જ સૂચવે છે કે ઈશ્વર કાલબદ્ધ તથા સ્થાનબદ્ધ નથી.

પુણ્યભૂમિ હોય તો તે કેવળ આપણી આ ભરતભૂમિ જ છે, એમ બોલનારા જેમ કેટલાક આર્યજનો છે; તે જ પ્રમાણે કેવળ મુસલ્માનો જ ખુદાના પ્યારા બંદા છે અને વિશ્વમાં કેવળ અરબસ્તાન જ પવિત્ર ભૂમિ છે, એમ બોલનારા મુસલ્માનો તથા કેવળ જેરૂસેલમ્ જ પુણ્યક્ષેત્ર છે અને કેવળ ક્રિશ્ચિયનો જ ઈશ્વરના કૃપાપાત્ર જીવો છે, એમ પોકાર કરનારા ક્રિશ્ચિયનોની સંખ્યા પણ કાંઈ જેવી તેવી કે નાનીસૂની નથી. પરંતુ કેવળ હૃદયની સંકીર્ણતાના પરિણામે જ તેમના મુખમાંથી આવા ઉદ્ગારો નીકળ્યા કરે છે; કારણકે, ઈશ્વર એક વિશિષ્ટ સમયમાં, પૃથ્વીના એક વિશિષ્ટ ભાગમાં અને વિશાળ માનવજાતિની એક વિશિષ્ટ શાખામાં જ પ્રકટ થાય છે, એ માન્યતા સર્વથા પ્રમાદપૂર્ણ છે. આ ભૂતલમાંના સર્વ કાળના અને સર્વ સ્થાનમાંના લોકોની તે વિશ્વપિતાને એકસરખી જ ચિન્તા હોય છે, એ તત્ત્વને લોકો ભૂલી જાય છે. એ ઉપરાંત ભિન્ન ભિન્ન કાળના તથા ભિન્ન ભિન્ન સ્થાનોમાંના લોકોની પરિસ્થિતિ ભિન્ન ભિન્ન હોવાથી તેમના આત્મોન્નતિના માર્ગરૂપ ધર્મો પણ ભિન્ન ભિન્ન હોવા જ જોઇએ, એ વાર્ત્તા કોઈ પણ વિચારશીલ મનુષ્યના લક્ષમાં આવી શકે તેમ છે; અને તેવી જ આ જગચ્ચાલકની યોજના હોવાનું પણ પ્રત્યક્ષ દેખાઈ આવે છે. આ યોજના તેણે અમુક એક વિશિષ્ટ કાળના અથવા અમુક એક સ્થાનમાંના મુઠ્ઠીભર લોકોમાટે જ કરેલી છે, એમ માનવું તે પક્ષપાતરહિત, સર્વજ્ઞ તથા સમદષ્ટિ પરમાત્માના શિરપર સર્વથા અસંભવનીય આરોપ કર્યા સમાન જ કહી શકાય. પરમાત્મામાં એકપક્ષીયતા, ચૂંટણી કિંવા એકલપેટાપણું હોય, એમ સૃષ્ટિ નિયમનોના સર્વ વિષયોમાંના એક પણ વિષયમાં આપણે જોઈ શકતા નથી. પરમેશ્વરના કોઈ પણ નિયમનો

અપવાદ છે જ નહિ. તેની પદ્ધતિ સર્વ કાળમાં અને સર્વ સ્થાનમાં સર્વથા એકસરખી જ છે. આ લોકમાં કેટલાક રાજાઓના રાજ્યમાં જેમ સચિવ, સૈનાધ્યક્ષ, કોષાધ્યક્ષ તથા કંચુકી આદિ પદવીઓ વંશપરંપરાને માટે અપાયલી હોય છે, તેવો પ્રકાર ઈશ્વરના રાજ્યમાં કયાંય પણ હતો નહિ, છે નહિ અને ભવિષ્યમાં થવાનો પણ નથી; કિન્તુ પરમાત્માના આ વિશાળ રાજ્યમાંના નિસર્ગતઃ સમસમાન અધિકારસંપન્ન પ્રજાજનોમાંના જે કોઈ લોકો સાત્ત્વિક ગુણો તથા દૈવી સંપત્તિનો અધિકાર મેળવે છે, તેઓ જ પરમાત્માના સચિવ, સૈનાધ્યક્ષ, કોષાધ્યક્ષ તથા કંચુકી આદિની પદવીઓને પ્રાપ્ત કરી શકે છે.

જ્યારે આ સત્યનો આપણને સંપૂર્ણ સાક્ષાત્કાર થઈ જાય છે એટલે પછી સર્વ ધર્મના લોકો આપણને એકસરખી રીતે પ્રિય લાગવા માંડે છે. આપણે જે જે મનુષ્યોના સંબંધમાં આવીએ, તે તે મનુષ્યો ગમે તે ધર્મને પાળતા હોય, છતાં તેઓ ધર્મના સત્ય રહસ્યને જાણે છે, એમ જો તેમના આચરણથી આપણા જોવામાં આવે, તો તેઓ આપણને આપણા બંધુ સમાન જ દેખાય છે. લોકોના સ્વધર્મવિષયક અભિમાનની જેટલા પ્રમાણમાં ક્ષીણતા થશે, અને સત્યવિષયક અભિમાનની જેટલા પ્રમાણમાં બલિષ્ટતા થશે, તેટલા જ પ્રમાણમાં અન્યધર્મીયોને ફોસલાવીને, ઠગીને કિંવા અત્યાચાર કરીને ધર્મભ્રષ્ટ કરવાનો અથવા પોતાના ધર્મમાં લાવવાનો લોકોનો ઉન્માદ પોતાની મેળે જ ઓછો થતો જશે અને તેમ થતાં અત્યારે જે કેટલાક લોકો અન્યધર્મીયોને વટલાવવાના કાર્યમાં પોતાની બુદ્ધિનો, પોતાના સમયનો તથા પોતાના ધનનો દુરુપયોગ કરી રહ્યા છે, તે દુરુપયોગ તેઓ કરશે નહિ; કિંબહુના અન્યધર્મીયોને તેમના

ધર્મોનાં મહત્તત્ત્વો તથા ગૂઢ રહસ્યો સમજાવીને જેને જે ધર્મ-માર્ગ અનુકૂળ ભાસે તે માર્ગને જ તેણે સ્વીકારવો અને આત્મોન્નતિની પ્રાપ્તિ કરી લેવી, આમ કહીને તેઓ તનુમનધનથી અને અંતઃકરણપૂર્વક અન્યધર્મીયોને તેમની ધર્મપ્રાપ્તિમાં સહાયતા કરવા માંડશે. સાત્ત્વિક ગુણોની વૃદ્ધિ કરીને તથા અંતઃકરણને પવિત્ર કરીને આત્મોન્નતિની પ્રાપ્તિ કરવી, એ જ પ્રત્યેક ધર્મનો મુખ્ય હેતુ છે. પરંતુ સર્વ ધર્મો એક જ કાળના અને એક જ દેશના લોકોમાટે નિર્માણ થયેલા ન હોવાથી તે એક જ હેતુને સાધવામાટેની ભિન્ન ભિન્ન કાળની તથા ભિન્ન ભિન્ન સ્થળની પદ્ધતિઓ, ભિન્ન ભિન્ન પરિસ્થિતિ પ્રમાણે, સગવડ પ્રમાણે તથા લોકોની માન્યતા અનુસાર, ભિન્ન ભિન્ન જ હોય છે. પરંતુ એ સર્વ સાધનો અશાશ્વત તથા ગૌણ હોવાથી વિશ્વધર્મીય મનુષ્યને એ સાધનોમાં અધિક ધ્યાન આપવાની આવશ્યકતા જણાતી નથી. તેનું ધ્યાન તો મુખ્ય શાશ્વત અને સર્વશ્રેષ્ઠ ધર્મતત્ત્વમાં જ નિરંતર સંલગ્ન થયેલું હોય છે. એ પ્રધાન તત્ત્વ પ્રત્યેક સત્ય ધર્મમાં તેને સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. આ આદિ તત્ત્વ સર્વ ધર્મોમાં એકસરખી રીતે મળી આવે છે; એટલું જ નહિ, પણ સર્વ ધર્મોમાં તેને સમાન યોગ્યતાથી જ સ્વીકારવામાં આવે છે. ભિન્ન ભિન્ન ધર્મમાં જે ભેદ અને વૈચિત્ર્ય દૃષ્ટિગોચર થાય છે, તે આ મહત્ સત્યવિષયક નહિ, કિન્તુ આચાર અને સંસ્કાર જેવી ગૌણ વસ્તુવિષયક જ હોય છે. ભિન્ન ભિન્ન ધર્મના અનુયાયીઓ ઉત્ક્રાન્તિના એક જ સોપાનપર હોય, એમ કદાપિ સંભવે જ નહિ; અને તેથી જ ભિન્ન ભિન્ન ધર્મના આચાર તથા સંસ્કાર તે તે કાળ તથા સ્થળને અનુકૂળ થાય તેવા ભિન્ન ભિન્ન પ્રકારના જ હોય છે, એ

તે ઉપર જણાવેલું છે જ. મને એકવાર એક મનુષ્યે પૂછ્યું કેઃ "કેમ મહાશય તમારો ધર્મ કયો છે વારુ?" એ પૃચ્છકના અપ્રગલ્ભ તથા સંકુચિત વિચારો પ્રતિ ઘૃણા થવાથી મેં તેને શાંતિપૂર્વક ઉત્તર આપ્યું કેઃ "બંધો, સચ્ચિદાનંદ પરમાત્મા જેવી રીતે એક છે, તેવી જ રીતે તેનો ધર્મ પણ એક જ છે. તે જે બ્રહ્મધર્મ કિંવા વિશ્વધર્મ છે, તે જ મારો ધર્મ છે, તે જ તારો ધર્મ છે અને તે જ સમસ્ત વિશ્વનો ધર્મ છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં હિન્દુ, મુસલ્માન, પારસી અને ક્રિશ્ચિયન્સ્ આદિના ધર્મો જે ભિન્ન ભિન્ન દેખાય છે, તેનું કારણ હું તને જણાવું છું તે જાણી લે. જો તું તારા આ પાઘડી, અંગરખા અને ધોતિયાથી બનેલા પોશાકને ત્યાગીને એક મુસલ્માન કિંવા યૂરોપીયન્ જેવા પોશાકને ધારી લે, તો તેથી જેવી રીતે તારું બાહ્ય સ્વરૂપ બદલાઈ જાય છે, તે જ પ્રમાણે ભિન્ન ભિન્ન ધર્મના પ્રવર્ત્તકોએ તે તે કાળની તથા સ્થળની પરિસ્થિતિને અનુકૂળ થાય તેવા ભિન્ન ભિન્ન પોશાકો વિશ્વધર્મને પહેરાવેલા હોવાથી તેમનાં બાહ્ય સ્વરૂપો ભિન્ન ભિન્ન થઈ ગયાં છે. આ બાહ્ય સ્વરૂપની ભિન્નતાના યોગે તે સર્વ ધર્મોનું આંતરિક સ્વરૂપ એક હોવા છતાં પણ સામાન્ય લોકો તેને ઓળખી શકતા નથી. પરંતુ જે મનુષ્ય- તને સારી રીતે ઓળખતો હોય, તે તારા એ મુસલ્માની અથવા યૂરોપીયન્ પોશાકના કારણથી તને કોઈ બીજા જ મનુષ્ય તરીકે ઓળખવાનો નથી; તે જ પ્રમાણે જેમનાં અંતઃકરણો સંસ્કૃત થયેલાં હોય છે, જેમની બુદ્ધિ સૂક્ષ્મ થયલી હોય છે અને જેમના વિચારો ઉદાત્ત થયેલા હોય છે; તેવા સર્વ ઉદારાત્મા પુરુષો વિશ્વધર્મના અભિન્ન અંતરંગને, અનેક પંથરૂપ તેમનાં ભિન્ન ભિન્ન બહિરંગોથી પૃથક્ કરીને, તત્કાળ ઓળખી કાઢે

છે. પરંતુ જેમના વિચારો સંકુચિત હોય છે તેમનામાં એ સર્વ ધર્મોના સારરૂપ વિશ્વધર્મના સત્ય સ્વરૂપને ઓળખી લેવાની શક્તિનો સર્વથા અભાવ જ હોય છે; અને તેટલામાટે જ આચાર તથા સંસ્કાર આદિ ધર્મનાં બાહ્ય અંગોથી આગળ તેમની દૃષ્ટિ વધી શકતી નથી. કર્મકાંડના પાંજરામાં પોતાને પૂરી રાખવાથી તેઓ અનુદાર તથા એકલપેટા થઈ જાય છે. એ લોકો ગમે તેવા અને ગમે તેટલા કર્મકાંડી હોય, તો પણ તેઓ ખરા ધાર્મિક તો નથી જ હોતા; કારણ કે જે તત્ત્વ સર્વકાલિક અને સાર્વત્રિક ન હોય, તે ધર્મતત્ત્વ જ નથી અને જે વિશ્વવ્યાપક ન હોય, તે ખરો ધર્મ જ નથી.

પારસીઓના ધર્માચાર્ય જરથોસ્ત કહે છે કે: "હે જગદીશ્વર, તારા સમક્ષ પહોંચવામાટે પ્રથમ ભિન્ન ભિન્ન મનુષ્યો ભિન્ન ભિન્ન માર્ગોને સ્વીકારીને નીકળ્યા હોય, છતાં તારા સમક્ષ પહોંચવાનો જે એક જ મોટો રાજમાર્ગ છે, તે માર્ગમાં જ અંતે તે સર્વ પગરસ્તા આવીને મળતા હોવાથી તે સર્વ મનુષ્યો અંતે તો એક જ માર્ગમાં આવી લાગે છે!" એક બુદ્ધાનુયાયી સાધુ પુરુષ કહે છે કે:-"પરમેશ્વરે પાથરેલો ગાલીચો અતિશય વિશાળ છે અને તેણે ગાલીચામાં પૂરેલા રંગો પણ અત્યંત સુંદર છે. શુદ્ધ અંતઃકરણવાળો મનુષ્ય ઈશ્વરના સર્વ ધર્મોને એકસરખી રીતે જ પૂજ્ય માને છે." એક ચીની ધર્મપ્રવર્તક કહે છે કે: "ઉચ્ચ અને નીચ; શ્રીમાન્ અને દરિદ્ર તથા આર્ય અને અનાર્ય એ ભેદો અમારા ધર્મપંથને લેશ માત્ર પણ માન્ય નથી. આકાશ જેવી રીતે સમાનતાથી પોતામાં સર્વનો સમાવેશ કરે છે અને જળ જેવી રીતે સર્વને સમાનતાથી નિર્મલ કરી નાખે છે, તેવો જ અમારો ધર્મ પણ સર્વથા સમદૃષ્ટિ જ છે. ઉદારચરિત મહાત્માઓની દૃષ્ટિ નિરં-

તર ભિન્ન ભિન્ન ધર્મોમાંના મહત્સત્યમાં તથા સત્યની એકવાક્યતામાં જ સંલગ્ન થયેલી હોય છે. પરંતુ જે લોકો ક્ષુદ્રદષ્ટિ તથા અનુદાર હોય છે, તેઓ એક ધર્મની અન્ય ધર્મ સાથે કયા વિષયમાં ભિન્નતા છે અને તેમનામાં પરસ્પર શા શા ભેદો રહેલા છે, એનો જ નિરંતર શોધ કર્યા કરે છે." એક હિન્દુ મહાત્માએ કહેલું છે કેઃ—"એક સંકુચિત વિચારનો મનુષ્ય જ એમ પૂછે કે, આ અન્ય મનુષ્ય આપણી પોતાની જાતિનો કિંવા આપણા પોતાના ધર્મનો છે કે કોઈ વિજાતીય અને વિધર્મીય છે? પરંતુ જેમનામાં વિશ્વપ્રેમનો નિવાસ હોય છે, તેઓ તો સમસ્ત વિશ્વને સર્વ પ્રકારે પોતાના કુટુંબ સમાન જ પ્રમાણે છે."* એક ક્રિશ્ચિયન્ મહાત્મા કહે છે કેઃ "પૂજામાટેનાં પુષ્પો કદાચિત્ અનેક જાતિનાં હોય, તો પણ પૂજા તો એક જ હોય છે; તેમજ જેની પૂજા કરવાની છે તે પરમેશ્વર પણ એક જ છે. સ્વર્ગનાં દ્વાર અનેક હોવાથી જેને જે દ્વાર અનુકૂળ જણાય તે દ્વારમાંથી તેણે સ્વર્ગમાં પ્રવેશ કરવાનો છે.† આપણે સર્વ મનુષ્યો એક જ વિશ્વપિતાનાં સંતાન હોવાથી જેમ આપણા મૂળમાં ઐક્ય રહેલું છે તેમ આપણા પરિણામમાં પણ એકતા જ રહેલી છે." એક આધુનિક મહાત્મા જણાવે છે કેઃ

---

* "अयं निजः परो वेति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ॥"

એટલે કે: "આ મારો છે અને આ પારકો છે, એવી ગણના કેવળ લઘુ વિચારવાળા મનુષ્યોની જ હોય છે; કિન્તુ જેઓ ઉદારચરિત પુરુષો હોય છે તેઓ તો વસુધા–સંસાર–ને પોતાના કુટુંબ સમાન જ માને છે."

† આજથી લગભગ અઢાર ઓગણીસ વર્ષ પૂર્વે 'ઈશ્વર એક છે' એ વિષયના મેં આઠ દોહરા રચ્યા હતા અને તે દોહરા એક માસિકપત્રમાં પ્રકટ પણ થયા હતા. તે દોહરાનો આશય પણ લગભગ આવો જ હોવાથી તે અહીં આપવામાં આવે છેઃ—

"આ ભૂતલમાં વસતાં સર્વ મનુષ્યો પરમેશ્વરનાં ઔરસ સંતાનો હોવાથી તેનો પ્રેમ સર્વમાં સમાન જ છે. પૂર્વના લોકોની આત્મોન્નતિ માટે જેટલી પ્રેરણાની આવશ્યકતા હતી તેટલી ઉચિત અને વિજ્ઞાન વિષયક પ્રેરણા તેણે તત્કાળ લોકોને કરી હતી અને અત્યારના લોકોને પણ તે આવશ્યકીય તથા ઉચિત પ્રેરણા કરી રહ્યો છે, એ નિર્વિવાદ છે."

ટેનિસન્ કવિ કહે છે કે: "એક વાર હું નિદ્રામાં હતો તે વેળાયે, મોટા મોટા અને સુંદર પાષાણોને એકપર એક રચીને હું જાણે એક મહાન્ અને ભવ્ય દેવાલયની રચના કરી રહ્યો છું, એવા પ્રકારનું મને એક સ્વપ્ન લાધ્યું. રચના કરતાં કરતાં સ્વપ્નસૃષ્ટિમાંનું તે દેવાલય એટલું તો ઉચ્ચ અને વિશાળ થઈ

---

"પરમેશ્વર હિન્દુ કહે, કહે ખુદા મોમીન;
ખ્રીસ્તી ગૉડ કહી સદા, રહે ભક્તિમાં લીન.
અન્થ કહે સંસ્કૃત વિશે, ફારસીમાંહિ કિતાબ;
પાણી ને વૉટર તથા, કોઈ કહે છે આબ.
ભિન્નભિન્ન ભગવાનનાં, ભલે હોય એ નામ;
મનમાં નિશ્ચય મેં કર્યો, તે રહીમ તે રામ!
ખ્રીસ્તી જો હું થાઉં, તો કરે મુસલ્માં રોષ;
થાઉં મુસલ્માં તો શિરે, હિન્દુ મૂકે દોષ.
ત્યજું ન મારો ધર્મ હું, નિન્દું નહિ પરધર્મ;
જ્યાં ઈશ્વર છે એક ત્યાં, શાને વિગ્રહકર્મ?
હે ઉદાર સજ્જન! સદા, ત્યાગી ધર્મવિવાદ;
અનંત ઈશ્વરને ભજો, મારી મનઃપ્રમાદ.
ભિન્ન વર્ગ બહુ હોય છે, નાટકશાળામાંય;
નાટ્યપ્રયોગ સર્વને, તદ્યપિ એક જણાય.
તેમજ ધર્મો ધારજો, પણ પરમેશ્વર એક;
અનંત સાથે એકતા, રાખો ધરી વિવેક!'

ગયું કે, હિન્દુ, જૈન, બૌદ્ધ, મુસલ્માન, ક્રિશ્ચિયન્ અને યહૂદી ઇત્યાદિ લોકોનાં ધર્મમંદિરોમાંનું એક પણ ધર્મમંદિર એ દેવાલયની બરાબરીનું હતું નહિ. એ ભવ્ય મંદિર સર્વથા સાદી અને સરળ બાંધણીનું હતું, એનાં સર્વ દ્વારો ખુલ્લાં હતાં અને દશ દિશામાંથી એમાં પરમેશ્વરના નિઃશ્વાસો કોઈ પણ પ્રકારના અવરોધ વિના પ્રવેશ કરતા હતા. દિવ્ય તથા શાશ્વત સત્ય, પૂર્ણ શાંતિ, અતુલ પ્રેમ અને શુદ્ધ ન્યાય, ઇત્યાદિ તે સુવિશાળ તથા સાદા મંદિરમાંની પૂજ્ય તથા આરાધ્ય દેવ તથા દેવીઓ હતાં."

મનુષ્યના આત્માને શુદ્ધ તથા શાશ્વત આનંદ આપનાર સત્ય ધર્મ સમાન અન્ય કોઈ પણ વસ્તુ નથી. વિશ્વધર્મનો સત્ય મર્મ જેના જાણવામાં આવી ગયેલો હોય છે, તે સૂતકી જેવો ઉદાસીન, શોકાકુલ તથા અકળાયલા જેવો કદાપિ હોતો નથી; કિન્તુ તે તો સદાશાંત, સદાસુખી તથા નિત્યાનંદમય જ હોય છે. સત્ય ધર્મ એટલો બધો મોહક છે કે, તેની કદાપિ કોઇને ઘૃણા થતી જ નથી. આજકાલ ધર્મવિષયક અનાસ્થા તથા અશ્રદ્ધાનો જે વિસ્તાર થયેલો છે, તેનું નિર્મૂલન કરવાની જેમની ઇચ્છા હોય, તેમણે લોકસમુદાયને સત્ય ધર્મતત્ત્વનો પરિચય કરાવી દેવો, એટલે તેમની એ ઇચ્છા પોતાની મેળે જ સફળ થઈ જશે. આપણે કોણ છીએ, આપણો અને પરમાત્માનો પરસ્પર શો સંબંધ છે, આપણો ઇતર જીવો સાથે શો સંબંધ છે, આપણાં સત્ય કર્ત્તવ્યો કયાં છે અને અનંત પરમાત્માસાથેની આપણી એકતા કેટલી છે; ઇત્યાદિ વાર્ત્તાઓ લોકોને સમજાવી દેવાના કાર્યમાં જો ધર્મગુરુઓ તથા ધર્મોપદેશકો પોતાનાં તનુમનધનનો વ્યય કરવા માંડે, તો અત્યારની ધર્મવિષયક અનાસ્થા તથા અશ્રદ્ધાનું નિર્મૂલન થવામાં એક પળ માત્રનો પણ વિલંબ

થાય તેમ નથી. અને એ પછી લોકોની ધર્મપ્રવૃત્તિનો પ્રવાહ એવા તો બલથી વહેવા માંડશે કે ધર્મગુરુઓ તથા ધર્મોપદેશકોનાં વ્યાખ્યાન તથા સંકીર્તનોમાં લોકોના પ્રચંડ સમુદાયો આવવા માંડશે અને અત્યારનાં ધર્મમન્દિરોમાં તેમનો સમાવેશ થવો પણ અશક્ય થઈ પડશે. સત્ય ધર્મના મર્મને જાણનારા એ ભાવિક લોકોનો આનંદ ગગનમાં પણ સમાશે નહિ અને એ વિશ્વધર્મમાં પ્રત્યેક જનની જે શ્રદ્ધા થશે તે બળાત્કારે બોલાવેલા 'રામ રામ' જેવી ભાડૂતી શ્રદ્ધા તો નહિ જ હોય. સર્વ મૂળ ધર્મોની પરીક્ષા એટલી જ છે કે, તે ધર્મો આ સંસાર-માટે અને વર્ત્તમાન સમયમાંના પ્રતિદિવસ—નિત્ય—ના જીવન-માટે કેટલા પ્રમાણમાં ઉપયુક્ત તથા લાભકારક છે. જો કોઈ ધર્મ આ પરીક્ષામાં ઉત્તીર્ણ ન થાય, તો એમ જ સમજવું જોઇએ કે તે ધર્મ છે જ નહિ. આપણને એક એવા ધર્મની આવશ્યક્તા છે કે જે આપણા આ સંસારમાંના પ્રતિદિવસના જીવનમાં જ પરમોપયોગી થઈ શકે. આવા ધર્મ વિના અન્ય કોઈ પણ ધર્મમાં સમયનો વ્યય કરવો તે અમૂલ્ય સમયનો દુરુપયોગ કરવા સમાન જ છે; કારણ કે, એથી સમયના દુરુપયોગ વિના અન્ય કોઈ પણ લાભની પ્રાપ્તિ થઈ શકતી નથી. જો આપણે આપણા પોતાના પ્રતિદિવસના સમયનો અત્યંત વિવેકપૂર્વક તથા બુદ્ધિ-મત્તાથી ઉત્તમ કાર્યોમાં વ્યય કરીએ, તો તેના યોગે આપણું જીવન અત્યંત સુખમય થવાનો સંપૂર્ણ સંભવ છે; અને જો આપણે એ પ્રમાણે ન વર્ત્તી શકીએ, તો પછી આપણે આપણા કોઈ પણ કાર્યમાં વિજય મેળવી શકીએ તેમ નથી.*

---

* સત્સંગતિના મહિમાને વર્ણવતાં રાજર્ષિ ભર્તૃહરિએ 'નીતિશતક'ના ૨૩ મા શ્લોકમાં કહેલું છે કે:—

## ૧૨ વિશાળ વૈભવની સદ્યઃપ્રાપ્તિ

એવો એક પ્રશ્ન મને વારંવાર પૂછવામાં આવે છે કે, આ **અનંતાનુભૂતિ**નો કિંવા અનંતના સાક્ષાત્કારનો યોગ્ય માર્ગ કયો છે? એ સાક્ષાત્કારના વિષયમાં રહેલાં તત્ત્વો તો ખરેખર બહુ જ સુન્દર તથા સત્ય છે; પરંતુ જે વસ્તુને પ્રાપ્ત કરવાથી આવાં સુંદર પરિણામોને પ્રાપ્ત કરી શકાય છે, તેમને આપણે આપણા નિત્યના આચરણમાં કેવી રીતે લાવી શકીએ, એનો કોઈ ઉપાય છે ખરો કે નહિ?

---

"जाड्यं धियो हरति सिंचति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिम्
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ?" ॥

એટલે કે: "સજ્જનનો સમાગમ બુદ્ધિની જડતાને હરે છે; વાણીમાં સત્યને સિંચે છે; સન્માન તથા સમુન્નતિનો સાક્ષાત્કાર કરાવે છે, પાપોને કાપી નાખે છે; ચિત્તને પ્રસન્ન કરે છે; અને દશ દિશામાં કીર્ત્તિને વિસ્તારે છે; અર્થાત્ સત્સંગતિ મનુષ્યોના કયા કાર્યને સિદ્ધ નથી કરતી વારુ?" સર્વ કાર્યોને સિદ્ધ કરે છે, એ જ તાત્પર્ય છે.

નિત્યના વ્યવહારમાં પણ પદે પદે સત્સંગતિનો બહુ જ સારો ઉપયોગ થાય છે અને તેથી અનેક લાભો થાય છે એવો રાજર્ષિ ભર્તૃહરિએ સત્સંગતિનો મહિમા વર્ણવેલો છે; પરંતુ એ કવ્યુક્તિ સદ્ધર્મને પણ અક્ષરે અક્ષર લાગૂ પડી શકે છે. સદ્ધર્મના યોગે પારલૌકિક કલ્યાણ તો થાય છે જ, પરંતુ સંસારમાંનાં નિત્ય કૃત્યો પણ ઉત્કૃષ્ટતાથી કરી શકાય તેવું શિક્ષણ આપીને આપણા શાશ્વત કલ્યાણને સિદ્ધ કરનારી સદ્ધર્મસંગતિ સમાન અન્ય કોઈ પણ સત્સંગતિ છે જ નહિ. સંસારને ઉત્કૃષ્ટ કરવામાટેની પૂર્ણ યોગ્યતાનો જે પોતાના અનુયાયિજનોમાં આવિર્ભાવ કરે છે, તે જ સદ્ધર્મ છે. જે ધર્મમાં એ ક્ષમતા નથી, તે ધર્મ ધર્મ નામને પાત્ર જ નથી. વિશ્વધર્મ અથવા બ્રહ્મધર્મ આ પરીક્ષામાં સંપૂર્ણતાથી ઉત્તીર્ણ થઈ

એ ક્ષમા; શાંતિ; ભૂતદયા; સત્ય; ક્રોધ, દ્વેષ તથા મત્સરના અભાવ; અહિંસા અને અંતઃકરણશુદ્ધિ આદિ સદ્ગુણોને સાધ્ય કરી લેવાનો જે માર્ગ તે એક પ્રકારનો યોગ જ છે. પરંતુ અમે જે માર્ગ બતાવવાના છીએ, તે માર્ગ પતંજલિ સમાન મહર્ષિના દર્શાવેલા હઠયોગ જેવો જરા પણ કઠિન નથી; કિન્તુ આજ-કાલના આપણામાંના અલ્પમતિ, અલ્પશક્તિ તથા અલ્પજીવી મનુષ્યોમાટે પણ સવથા સુખસાધ્ય થઈ પડે, એવો જ તે અમારો દર્શાવેલો યોગમાર્ગ છે. તે માર્ગ આ પ્રમાણે છે; જે દૈવી ગુણોને પોતાના અંગમાં લાવવાના હોય, તે દૈવી ગુણોનું જ તમે અખંડ મનન તથા ચિન્તન કરતા રહો અને અષ્ટૌપ્રહર તેના અને તેના જ નિદિધ્યાસમાં નિમગ્ન રહ્યા કરો. જયારે એ ચિંતન તથા મનનરૂપ હૃદયમંદિરનાં દ્વારો ઉઘડી જાય છે એટલે દૈવી ગુણો તે હૃદયમંદિરમાં આવીને વિરાજમાન થાય છે. ઉપરના ભાગમાં જળાશય અને નીચેના ભાગમાં ક્ષેત્ર, એવી

---

શકે છે અને તેનાં ઉત્કૃષ્ટ ફળોને ચાખવાનો લાભ આ લોક તથા પર-લોકમાં સદાસર્વદા એકસરખી રીતે જ મળ્યા કરે છે. વિશ્વધર્મની એટલી બધી યોગ્યતા છે કે, તદ્દ્વારા સત્ય સ્વાર્થ તથા સત્ય પરમાર્થ એ ઉભય વસ્તુઓને સાધ્ય કરી શકાય છે; એટલે જે ધર્મથી એ ઉભય વસ્તુને સાધ્ય ન કરી શકાય, તેવા કોઈ પણ ધર્મને આચરવામાં જો બહુમૂલ્ય સમયને વીતાડવામાં આવે, તો તે સમયનો સર્વથા દુરુપયોગ જ કરાય છે, એમ જ માનવાનું છે. જે અમૂલ્ય તથા અક્ષય જીવન આપણને પ્રાપ્ત થયેલું છે, તે જીવનના પ્રત્યેક ક્ષણની જો આપણે યોગ્ય ચિન્તા રાખીએ, તો તે આપણા જીવનનો આપણા હાથે થતો સદુપયોગ છે અને આ કાર્યમાં આલસ્ય તથા નિશ્ચિન્તતા રાખવી, એના જેવું આત્મવિઘાતક કૃત્ય આ સંસારમાં બીજું કોઈ શોધ્યું પણ મળી શકે તેમ નથી. આપણે ઇચ્છીશું કે, સર્વના જીવનનો સદ્ધર્મની સિદ્ધિના કાર્યમાં જ વ્યય થાઓ અને સર્વને ઐહિક તથા પારલૌકિક પૂર્ણતાની પ્રાપ્તિ થાઓ!

જ્યાં રચના હોય છે ત્યાં જેવી રીતે ઉપરના જળાશયમાંનું જળ પોતાની મેળે જ નીચેના ક્ષેત્રમાં આવ્યા કરે છે; તે જ પ્રમાણે અંતઃકરણોનાં ચિન્તન તથા મનનરૂપ દ્વારો ઉઘાડાં હોય, તો આપણા અંતઃકરણમાં દૈવી ગુણો સહજ પ્રવેશ કરી શકે છે; કારણ કે, નીચા પ્રદેશમાં વહી જવાનો જળનો જેવો સ્વભાવ છે, તે જ પ્રમાણે મનુષ્યના શુદ્ધ અંતઃકરણમાં પ્રવેશ કરીને ત્યાં રમમાણ થવું, એ દૈવી ગુણોનો સ્વભાવ જ છે. આપણો પરમાત્માસાથે શો, કેવો અને કેટલો સંબંધ છે, એનું અત્યાર સુધી અનેકવાર અને અનેક પ્રકારે કરાયલું વર્ણન વાંચકોના ધ્યાનમાં તો રહ્યું હશે જ. બ્રહ્માત્મૈકયની પ્રાપ્તિ કેવી રીતે કરી લેવાની છે, એ વિશે લખતાં અમે પુનઃ પુનઃ એ જ કહેલું છે કે, મુમુક્ષુ જનોએ સર્વથી પ્રથમ પોતાનાં અંતઃકરણોને શુદ્ધ કરવાં જોઇએ; કારણ કે, જો અંતઃકરણો શુદ્ધ થયેલાં હોય, તો જ તેમાં દૈવી ગુણોના બીજનું પોષણ થઈ શકે છે. ચિન્તન તથા મનન-રૂપ યોગાભ્યાસવડે દૈવી ગુણોને ગ્રહણ કરવાની શક્તિ તથા પાત્રતાનો આપણા અંતઃકરણમાં આવિર્ભાવ થાય છે; અને તે ગુણોનો આપણામાં આવિર્ભાવ થાય તો સારું એવી ઉત્કટ ઇચ્છા હોવા સાથે, તે ગુણો આપણને અવશ્ય પ્રાપ્ત થશે જ, એવી જો દૃઢ શ્રદ્ધા પણ હોય, તો સર્વ દૈવી ગુણોની શીઘ્ર જ આપ-ણને પ્રાપ્તિ થઈ જાય છે અને આપણે અનંતસાથેની એકતાને અનુભવવાના ભાગ્યને અવશ્ય મેળવી શકીએ છીએ. આ વાર્ત્તા નિર્વિવાદ હોવાથી એ વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી.

પ્રથમારંભે આ યોગાભ્યાસમાટે એકાંત સ્થળની અધિક આવશ્યકતા હોય છે. તમારી ઇન્દ્રિયોને ક્ષુબ્ધ કરનારા બાહ્ય

વિષયોના યોગે જે સ્થાનમાં તમારા મનમાં ચંચળતા થવાનો સંભવ હોય, તે સ્થાનનો ત્યાગ કરીને સર્વથા શાંત તથા એકાંત સ્થળમાં ઉપર કહ્યા પ્રમાણે દૈવી ગુણોના મનન તથા ચિંતનમાં એકાગ્ર ચિત્તથી તમારે તમારા થોડાક સમયનો વ્યય કરવો જોઇએ. સત્ય તથા સંપૂર્ણ શાંતિ કેવળ પરમાત્મા પાસે જ રહેલી છે, એ તમારે નિરંતર ધ્યાનમાં રાખવાનું છે. જેના યોગે તે શાંતિમૂર્તિનો તમારા હૃદયમંદિરમાં સતત નિવાસ થઈ શકે એટલી પાત્રતા તથા ગ્રાહકતાને તમારે તમારા અંતઃકરણમાં લાવવાની આવશ્યકતા છે. મારા આત્માને પરમાત્મા પોતાનું નિત્યનું અધિષ્ઠાન કરશે, એવી દૃઢ ઇચ્છા અને તે ઇચ્છા અવશ્ય પૂર્ણ થશે જ, એવી દૃઢ શ્રદ્ધા રાખવાની વળી સર્વથી અધિક આવશ્યકતા છે. આપણો આત્મા પરમાત્માનું અધિષ્ઠાન ક્યારે થયો છે, એ ઘટના તત્કાળ આપણા જાણવામાં આવી જાય છે; કારણ કે, તેનો લોકોત્તર તથા અવર્ણનીય પ્રભાવ તત્કાળ આપણા મન તથા શરીરમાં સર્વત્ર દેખાવા માંડે છે. આપણા યોગાભ્યાસની સમાપ્તિ થતાં આપણને જ્યારે બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ થાય છે એટલે પછી શાંત, સ્થિર તથા સર્વપ્રકાશક પરમાત્મજ્યોતિ આપણા અંતરમાં પ્રકટેલી છે, એવો આપણને ડગલે ને પગલે અનુભવ થયા કરે છે; અને તે અનુભવ એ કે, એ સમય પર્યન્ત આપણા આત્માની ઇચ્છા એક હોય તો મનની ઇચ્છા બીજી જ હોવાની અને શરીરદ્વારા કાર્ય વળી ત્રીજું જ થવાનું, એવી રીતે આત્મા, મન તથા શરીર એ ત્રણેની ત્રણ જૂદી જૂદી દિશાઓ હોવાની સ્થિતિનો સર્વથા લોપ થઈ ગએલો દેખાય છે અને તે ત્રણે હવે સર્વથા એક તંત્ર તથા એક સંપથી વર્ત્તતાં આપણા જોવામાં આવ્યાં કરે છે. આપણો આત્મા, મન અને શરીર એ ત્રણ

મધ્યેની એ વિસંવાદિતાનો લોપ થતાં જેવી રીતે તે ત્રણેની પૂર્ણ એકતા થાય છે, તે જ પ્રમાણે આપણી અન્ય જનો સાથે જે કાંઈ પણ વિસંવાદિતા હોય છે, તે સર્વનો પણ લય થતાં સમસ્ત વિશ્વસાથે આપણી સંપૂર્ણ એકતા થયેલી આપણા જોવા તથા જાણવામાં આવ્યા કરે છે. બ્રહ્મ તથા આત્માની એકતાનો જે સાક્ષાત્કાર તે જ કૈલાસપ્રાપ્તિ, વૈકુંઠપ્રાપ્તિ, સ્વર્ગપ્રાપ્તિ, ગોલોકપ્રાપ્તિ કિંવા અન્ય કોઈ પણ ઉત્તમ લોકની પ્રાપ્તિ છે, એમ નિશ્ચયપૂર્વક માનવાનું છે. આ બ્રાહ્મી સ્થિતિની જ્યાં એક વાર પ્રાપ્તિ થઈ ગઈ એટલે પછી જેવી રીતે આ પૃથ્વી અનંત આકાશમાં ગમે ત્યાં ભ્રમણ કરતી હોય, તો પણ તેનું વાતાવરણ તેને કદાપિ ત્યાગતું નથી, તે જ પ્રમાણે આપણે હિમાલયના શિખરપરના કોઈ એક નિર્જન વનમાં હોઇએ, કોઈ સાધારણ ગામડામાં હોઇએ કે ઘન મનુષ્યવસતિવાળા કોઈ વિશાળ નગરમાં હોઇએ, તથાપિ તે બ્રાહ્મી સ્થિતિ આપણને ત્યાગીને કોઈ પણ કાળ કિંવા કોઈ પણ સ્થાનમાં એક નિમેષ માત્રને માટે પણ દૂર થતી નથી. બ્રહ્મ તથા આત્માની એકતાના સાક્ષાત્કારથી પ્રાપ્ત થયેલું આપણું લોકોત્તર સૌન્દર્ય, આપણા અંતરમાં થતી દૈવી પ્રેરણાઓ અને આપણી મહતી શક્તિ એ સર્વ આપણામાં એક સરખી રીતે અને સદૈવ નિવાસ કરી રહે છે.

દૈવી ગુણોનાં ચિન્તન, મનન તથા નિદિધ્યાસમાટે જે શાંત તથા એકાંત સ્થળની વિશેષ આવશ્યકતા હોય છે, તે કેવળ યોગાભ્યાસના પ્રારંભકાળમાં જ; જ્યારે આપણો યોગાભ્યાસ પરિપકવ થઈ જાય છે, એટલે પછી ભલેને આપણે બજારના કોલાહલના મધ્યમાં ઊભા હોઇએ, તો ત્યાં પણ આપણે

આપણા મનને બાહ્ય વિષયમાંથી કાઢીને એક ક્ષણ માત્રમાં જ મનની એકાગ્રતા કરી શકીએ છીએ. યોગાભ્યાસની પરિપકવ દશામાં જેવી રીતે અન્ય સ્થાનમાં તે જ પ્રમાણે બજારમાં પણ તે પરમાત્મા જ આપણો ઉપદ્રષ્ટા, અનુમંતા તથા પ્રેરક છે, એ વાર્તાને આપણે કદાપિ ભૂલી જતા નથી. એ દશામાં આપણે ગમે ત્યાં ગયા હોઇએ, છતાં ત્યાં અનંત જીવન, અનંત પ્રેમ, અનંત જ્ઞાન, અનંત શાંતિ, અનંત શકિત અને અનંત સમૃદ્ધિ-વડે મંડિત પરમાત્મમૂર્તિનો નિદિધ્યાસ સતત અને અખંડ આપણા અંતઃકરણમાં થયા જ કરે છે; અને તેનો કદાપિ નામ માત્રને માટે પણ ભંગ થતો નથી. જેમને આવી સ્થિતિ પ્રાપ્ત થયેલી હોય છે, તેમને '**નિત્યાભિયુક્ત**'* કહેવામાં આવે છે અને એ '**નિત્યાભિયુક્ત**' જનોનું પરમાત્મચિન્તન કદાપિ બંધ પડતું જ નથી. તેમનું પરમાત્મા સાથે સતત સાન્નિધ્ય રહ્યા કરે છે. સત્ય બ્રાહ્મણ થવું તે એ જ છે તથા ખરેખરી દ્વિજત્વ-પ્રાપ્તિ અને સત્ય ઉપનયન પણ એ જ છે. " जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते" એવું એક સ્મૃતિવાકય છે અને તે સર્વથા યથાર્થ છે, સત્ય છે. આપણી પશુવૃત્તિઓ તો આ નરદેહને

---

* "अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् " ॥

શ્રીમદ્ભગવદ્ગીતા; અ. ૯ મો; શ્લોક ૨૨ મો.

એટલે કે: "જે જનો અનન્યભાવથી (અન્ય કોઇમાં લેશ માત્ર પણ ભાવ રાખ્યા વિના) મારું જ ચિન્તન કરતા કેવળ મને જ ભજે છે, તે 'નિત્યાભિયુક્ત' જનના **યોગ** તથા **ક્ષેમ**ને હું જ વહન કરું છું. એટલે કે તે અનન્ય ભકતોમાટે હું જ સર્વ પ્રકારની ચિન્તા વેઠું છું અને તેઓ તો નિશ્ચિન્ત જ રહે છે." આમ શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે.

ધારણ કરતાંની સાથે જ આપણને પ્રાપ્ત થાય છે; પરંતુ દૈવી વૃત્તિની પ્રાપ્તિ એમ સહજ થતી નથી. જો દૈવી વૃત્તિઓની પ્રાપ્તિ કરવી હોય, તો જગદ્‌ગુરુ અને જગત્પિતા જે પરમાત્મા છે તેની સમક્ષ જઇને આપણે આપણાં અંતઃકરણોને પ્રકાશિત કરનારા ગાયત્રીમંત્રની તેની પાસેથી સંસ્કારપૂર્વક દીક્ષા લેવી જોઇએ. એ આપણું ઉપનયન થઈ જાય અને એ દીક્ષા આપણા અંતઃકરણમાં ઠસી જાય એટલે પછી આપણા પશુસ્વભાવનો એથી લોપ થાય છે અને તત્કાળ આપણામાં દેવત્વનો આવિર્ભાવ થતો દેખાય છે. આ દેવત્વ અથવા ઇશ્વરત્વનો જ્યાં આપણામાં પ્રસાર થઈ ગયો કે તરત જ આપણા સર્વ પુરુષાર્થ સિદ્ધ થઈ જાય છે; આપણે જીવન્મુક્ત થઇએ છીએ અને આપણને શાશ્વત કિંવા અનંત જીવનની પ્રાપ્તિ થાય છે. પરમાત્માને ઓળખવો અથવા જાણવો, એ જ સર્વ ધર્મોની ઇતિકર્તવ્યતા છે. અર્થાત્ પરમાત્માને જ્યાં આપણે ઓળખી લઇએ એટલે પછી આ સંસારમાં જે કાંઈ આપણે સાધવાનું હતું તે સાધી લીધું છે, એમ જ આપણે સમજી લેવાનું છે. આવી રીતે સ્વર્ગ તથા મુક્તિ એ ઉભય વસ્તુઓ આપણા આ જન્મમાં અને આ સંસારમાં જ પ્રાપ્ત કરી લેવા યોગ્ય હોવા છતાં તેમની પ્રાપ્તિની ભાવિ આશાપર આપણે શામાટે આધાર રાખીને લમણે હાથ દઈ બેસી રહેવું, એ સમજી શકાતું નથી.

બ્રહ્મ તથા આત્માની એકતાને અનુભવવાની જેમની ઉત્કટ ઇચ્છા છે અને આપણી તે ઇચ્છા સફળ થવી જ જોઇએ, એવો જેમનો દઢતમ વિશ્વાસ છે, તે સર્વને આ જન્મમાં અને ઇહ-લોકમાં જ બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ થઈ જાય છે. આપણું અંતઃ-કરણ દૈવી ગુણાભિમુખ થાય અને તેને પ્રાપ્ત કરી લેવાના કાર્યમાં

આપણે લાગી જઇએ, એટલે પછી આજે નહિ તો કાલે તે દવી ગુણોનું અવશ્ય આપણામાં આગમન થાય છે અને ત્યાર પછી ધીમે ધીમે આપણામાં તેમનો પૂર્ણ વિકાસ પણ થતે જાય છે. એકવાર પર્વતપર ચઢવાનો આપણો નિશ્ચય દઢ થઈ જાય અને તત્કાળ આપણે પર્વતપર ચઢવાનો આરંભ કરી દઇએ, એટલે પછી અલ્પ કે અધિક કાળમાં આપણે તે પર્વતના શિખરપર જઈ પહોંચીએ છીએ. માત્ર પર્વત પૂર્વ દિશામાં હોય અને આપણે પશ્ચિમ દિશાના માર્ગને સ્વીકારી લઇએ, તો તે એક જૂદી વાત છે; અર્થાત્ આ અસત્ય માર્ગને આપણે જેટલા વધારે પ્રમાણમાં કાપીએ તેટલા જ પ્રમાણમાં તે પર્વતથી વધારે અને વધારે દૂર થતા જઇએ, તો તે સ્વાભાવિક જ છે. સુપ્રસિદ્ધ જર્મન્ કવીશ્વર ગોથેએ એક સ્થળે એવા ઉદ્દ્ગાર કાઢ્યા છે કેઃ—"જે કાંઇ પણ કરવામાટેનો તમે દઢ સંકલ્પ કર્યો હોય, તે કાર્યનો આ ક્ષણે જ આરંભ કરી દો; જે કાર્ય કરવાની તમારામાં ક્ષમતા હોય અથવા તો જે કાર્ય તમે કરી શકશો એવી તમારી ધારણા હોય, તે કાર્યનો અત્યારે જ પ્રારંભ કરી દો. હિંમતમાં બુદ્ધિ શક્તિ તથા અદ્દ્ભુત ચમત્કૃતિનો નિવાસ છે; એટલે વિલંબ કેવળ આરંભનો જ છે; તે કાર્યમાં તમે પોતાને સંલગ્ન કરે એટલે મન વેગયુક્ત થશે અને જ્યાં કાર્ય આરંભાયું કે તે સફળ થયું જ છે, એમ તમારે સમજી લેવું."

મહાત્મા સિદ્ધાર્થ બુદ્ધે કહેલું છે કેઃ "સત્ય શું છે, એ હવે મારા જાણવામાં આવી ગયું છે અને તેથી બુદ્ધ થવાનો મારો જે સદ્ધેતુ છે, તેને સિદ્ધ કરવાના માર્ગમાં હું પ્રવૃત્ત થાઉં છું." આ નિશ્ચયના બળથી અલ્પ કાળમાં જ સિદ્ધાર્થ કુમાર બુદ્ધ તરીકે પ્રકાશમાં આવ્યો હતો અને તે આ લોકમાં તથા

આ જન્મમાં જ નિર્વાણને પ્રાપ્ત કરી શક્યો હતો. કોઈ પણ મનુષ્ય આ લોકમાં અને આ જન્મમાં જ નિર્વાણને પ્રાપ્ત કરી શકે તેમ છે, એવી બુદ્ધે પોતાના ગ્રંથમાં અનેકવાર ઘોષણા કરેલી છે; અને એ કારણથી જ લોકો તેને જગદ્‌ગુરુ, વિશ્વોદ્ધારક તથા ધર્મતત્ત્વપ્રકાશક આદિ નામોથી સંબોધે છે, અને એ કારણથી જ આજે કોટ્યવધિ લોકો તેના અનુયાયી તરીકે પોતાને ઓળખાવે છે.

'વિશ્વપિતાનું કાર્ય મારે કરવાનું છે અને એ જ મારા જીવનની ઇતિકર્તવ્યતા છે;' આવો ક્રાઇસ્ટનો નિશ્ચય થવાથી તે જ કાર્યને તેણે સ્વીકારી લીધું અને તેના આવા દૃઢ નિશ્ચયના યોગે જ તેને પરમાત્મા સાથેની તેની એકતાનો સાક્ષાત્કાર થયો. જેજસ્ ક્રાઇસ્ટને જે બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ થઈ તે આ જન્મમાં જ થયેલી હોવાથી 'તેને પ્રાપ્ત કરી લેવાની જે કોઈ પણ ઇચ્છા રાખશે અને યત્ન કરશે, તેને તે બ્રાહ્મી સ્થિતિ આ સંસારમાં અને આ અવતારમાં જ પ્રાપ્ત થશે,' એ પ્રમાણેનાં વચનો ક્રાઇસ્ટે પોતાના શ્રોતાઓને વારંવાર સંભળાવ્યાં છે અને તેથી તેનો સ્થાપેલો ધર્મપંથ આજ પર્યન્ત સજીવન રહી શક્યો છે; એ કારણથી જ આજે લક્ષાવધિ લોકો તેના અનુયાયી છે અને ભવિષ્યમાં પણ રહેવાના. આ વિશ્વમાંના સર્વ ધર્મો, સર્વ પંથો અને સર્વ ધર્મગ્રન્થોને શોધી શોધીને શોધવામાં આવે, તોપણ–

"अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥"

એ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં વર્ણવાયલા તત્ત્વ સમાન સર્વ પ્રકારે વ્યવહારોપયોગી, સર્વથા સરળ તથા ગહન અર્થયુક્ત અન્ય કોઈ પણ ધર્મતત્ત્વ અન્યત્ર ક્યાંય પણ મળી શકે તેમ

છે જ નહિ. નિજ મતના અભિમાનથી જે મનુષ્ય અંધ નથી થયો અને અહીં સુધીનાં અમારાં સર્વ પ્રતિપાદનોને જેણે સંપૂર્ણ ધ્યાનમાં રાખેલાં છે, તેવો પ્રત્યેક મનુષ્ય આ ભગવદુક્તિ—યુક્તિવાદ—ની પરીક્ષામાંથી કેટલી ઉત્તમતાથી ઉત્તીર્ણ થાય છે અને એના આધારભૂત નિયમો કેવાં તથા કેટલા પ્રમાણમાં સાર્વત્રિક અને શાશ્વત છે, એ વાર્ત્તાને તત્કાળ સમજી શકે તેમ છે.

ઉપર્યુક્ત ભગવદુક્તિના સત્યના સજીવન, મૂર્તિમત્ તથા બોલતા ચાલતા દૃષ્ટાન્તરૂપ અનેક પુરુષો સાથે મારો પરિચય થયેલો છે. દૈવી ગુણોના ચિંતન તથા નિદિધ્યાસવડે તે દૈવી ગુણોનો પોતામાં આવિર્ભાવ કરીને તે સત્પુરુષો તેમના આ જન્મમાં જ બ્રહ્મ સાથેની તેમની પોતાની એકતાને અનુભવે છે. તેમના આયુઃક્રમના સાધારણથી સાધારણ વિષયોમાં પણ કેવળ પરમાત્મા જ તેમનો ઉપદ્રષ્ટા તથા અનુમંતા થયેલો હોય છે. બ્રહ્મ સાથેની પોતાની એકતાને નિત્ય જાગ્રત તથા અવિચળ રાખીને પોતે નિરન્તર 'નિત્યાભિયુક્ત' થઈ રહેવું એટલી જ માત્ર તેમની ચિન્તા હોય છે. અન્ય સર્વ કાર્યોમાં પરમાત્મા જ તેમનો માર્ગદર્શક હોય છે અને તે જ તેમને પદે પદે જે આવશ્યકીય હોય તે પ્રેરણા કર્યા કરે છે. તેમના યોગ અને ક્ષેમનો સર્વ ભાર પરમાત્માએ પોતે જ પોતાના શિરપર ઉપાડી લીધેલો હોવાથી તેમના ભંડારો સદાસર્વદા ઇષ્ટ સમૃદ્ધિવડે ભરેલા જ હોય છે; તેમને કદાપિ કોઈ પણ વસ્તુની ન્યૂનતા હોતી નથી. તેમને જે વસ્તુની આવશ્યકતા હોય છે, તે વસ્તુ તેમના સમક્ષ હાથ જોડીને હાજર થઈ જાય છે, એવી જ તેમની સ્થિતિ હોય છે. "શું કરું અને કેમ કરું?" એ નવાક્ષરી મંત્રને જપવાનો પ્રસંગ તેમને કદાપિ પ્રાપ્ત થતો જ નથી. તેઓ પોતાના જીવનને અત્યંત નિશ્ચિન્તતા-

થી જ વીતાડ્યા કરે છે. સર્વસમર્થ હરિ આપણો ત્રાતા છે અને તેણે જ આપણા યોગ તથા ક્ષેમનો સર્વ ભાર પોતાના શિરપર ઊપાડી લીધો છે, તો પછી આપણે યોગક્ષેમ આદિની ચિન્તા શામાટે રાખવી જોઇએ ? આવો જેમનો દૃઢ નિશ્ચય થઈ ગયો હોય, તેઓ નિરન્તર નિશ્ચિન્ત શામાટે ન રહે વારુ ? એ 'નિત્યાભિયુક્ત' સત્પુરુષોના યોગક્ષેમને પરમેશ્વર ઉત્કૃષ્ટતાથી ચલાવ્યા કરે છે, એ વાર્ત્તા જો તે સત્પુરુષોનાં ચરિત્રોનું કિંચિત્ સૂક્ષ્મ અવલોકન કરવામાં આવે, તો તત્કાળ કોઇના પણ જાણવામાં આવી શકે તેમ છે. એ 'નિત્યાભિયુક્ત' મંડળમાંના જે થોડાક મહાત્માઓ અમારા પરિચયમાં આવેલા છે, તેમનો યોગક્ષેમ કેટલાક પ્રસંગે તો એવી અદ્ભુત તથા અગમ્ય યોજનાથી પરમાત્માદ્વારા ચાલતો અમારા જોવામાં આવ્યો છે કે તે પ્રસંગોના વૃત્તાન્ત અત્યંત મનોરંજક થઈ પડે તેવા છે; પરંતુ સ્થળસંકોચના કારણથી તે વૃત્તાન્તો અમારાથી અહીં આપી શકાય તેમ ન હોવાથી અમે નિરુપાય છીએ. એક તો ઉપર્યુક્ત ભગવદુક્તિ ભૂમિમાંનાં પ્રત્યક્ષ પ્રમાણો પ્રમાણે સ્વયંસિદ્ધ હોવાથી તેમને સિદ્ધ કરી બતાવવામાટે બાહ્ય પ્રમાણોની આવશ્યકતા છે જ નહિ અને બીજું જે કોઈના મનમાં એ ભગવદુક્તિના સત્યવિશે કાંઈ શંકા હોય, તેણે પોતે જ 'નિત્યાભિયુક્ત' થઇને એ શંકાનું નિવારણ કરી લેવું એટલે એથી એની સત્યતાનો પોતાની મેળે જ નિશ્ચય થઈ જવાથી કરકંકણને જોવામાટે દર્પણની આવશ્યકતા રહેવાની જ નથી. 'નિત્યાભિયુક્ત' થવું એટલે સૃષ્ટિમાંની દૈવી યોજના તથા સૃષ્ટિગત દૈવી નિયમ સાથે પોતાની એકતા કરી લેવી. એ એકતા થઈ જવાથી આપણી સંસારયાત્રા અત્યન્ત સુખકારક થઈ પડે છે. આપણા આયુઃક્રમરૂપ રથના માર્ગમાંના સર્વ

ખાડા ખાબોચિયાં તથા કાંટા અને પાષાણ ઇત્યાદિનો એ એકતાના યોગે લોપ થાય છે અને તે માર્ગ રેલ્વેના લોહમાર્ગ જેવો સુખકર થઈ જાય છે. આમ થવા પછી જેવી રીતે ભરતી અને ઓટ; ઉદય અને અસ્ત; ઉન્હાળો અને શિયાળો અથવા ગ્રહતારા આદિનાં ભ્રમણ આદિ નૈસર્ગિક કાર્યો દૈવી નિયમાનુસાર કોઈ પણ પ્રકારના કોલાહલ વિના થયાં કરે છે, તે જ પ્રમાણે આપણા આયુષ્યનું ક્રમણકાર્ય પણ કોઈ પણ પ્રકારના કોલાહલ વિના જ થતું રહે છે.

આજે આપણા આ સંસારમાં સર્વત્ર જે સંઘર્ષણ, અનિશ્ચિતતા, રોગ, યાતના, ભીતિ, અવરોધ અને પ્રતિસ્પર્ધા તથા સંકટ આદિ અનેક અનિષ્ટ વસ્તુઓનો ભયંકર કોલાહલ વ્યાપેલો આપણા જોવામાં આવ્યા કરે છે; તે બીજા કશાનું જ નહિ, કિન્તુ આપણે દૈવી નિયમોનું ઉલ્લંઘન કરીને તે દૈવી નિયમો સાથે વિસંવાદી થતા જઇએ છીએ, તેનું જ પરિણામ છે. જ્યાં સુધી આપણે એ દૈવી નિયમોનું ઉલ્લંઘન કરતા રહીશું ત્યાં સુધી ઉપર્યુક્ત સર્વ અનિષ્ટો કદાપિ આપણાથી દૂર થવાનાં નથી. મહાસરિતાનો બળવાન્ પ્રવાહ જે દિશામાં વહન કરતો હોય છે, તેથી વિરુદ્ધ દિશામાં તરવાનું જે કોઈ પણ કુસાહસ કરે છે, તે પ્રથમ ગભરાઈ જાય છે, તેની દુર્દશા થાય છે અને તેના પ્રાણ પણ જોખમમાં આવી પડે છે, એ તો સર્વના જાણવામાં છે જ; પરંતુ એથી વિરુદ્ધ જે મનુષ્ય પ્રવાહની દિશામાં જ જવાના વિચારથી તે સરિતાના પ્રવાહમાં પડે છે, તેને પોતાના ઇચ્છિત સ્થાનમાં પહોંચી જતાં સુધી હાથ પગોને અફાળવાનો પણ પરિશ્રમ વેઠવો પડતો નથી; કારણ કે, તે પ્રવાહના વિલક્ષણ બળથી જ તે પોતાની ઇષ્ટ

દિશાપ્રતિ ધકેલાતો જાય છે. પરમાત્મા સાથે એકતા કરી લેવી એટલે એ જ કે, આ દૈવી નિયમરૂપ મહાસરિતાના પ્રવાહમાં પોતાને સંમિલિત કરીને તે પ્રવાહની દિશામાં જ વહન કરવું. એવી રીતે તે મહાપ્રવાહમાં સંયુકત થવાથી આપણાં આપ્ત ઇષ્ટો સાથે, આપણા જાતિબાંધવો સાથે અને આપણા દેશબાંધવો સાથે આપણું જે ઐકય તથા સખ્ય થાય છે, તે સર્વથા અલૌકિક અને અદ્વિતીય જ હોય છે; માત્ર એટલું જ નહિ, પણ એના યોગે સમસ્ત ચરાચર વિશ્વ સાથે પણ આપણો મૈત્રીભાવ બંધાઈ જાય છે. અર્થાત્ શરીર, મન અને આત્મા એ આપણી જે વિશિષ્ટ પ્રકૃતિત્રયી છે તેમનું પણ પરસ્પર ઐક્ય તથા સખ્ય થઈ જાય છે, એ ભિન્નતાથી કહેવાની આવશ્યકતા નથી. આ ત્રયીની જ્યાં સુધી એકતા થયેલી નથી હોતી, ત્યાં સુધી આપણા જીવનને સ્વસ્થતા તથા પૂર્ણતાની પ્રાપ્તિ કદાપિ થઈ શકતી નથી તે નથી જ.

આપણે ઈશ્વરીય નિયમના અનુગામી થઇએ છીએ એટલે તત્કાળ પશુવૃત્તિઓનું આપણામાંનું પ્રાબલ્ય નષ્ટ થઈ જાય છે અને પશુસ્વભાવના દાસ્યબંધનમાંથી આપણે સદાને માટે છૂટી જઇએ છીએ. એ પશુવૃત્તિઓને પદભ્રષ્ટ કરવાનું કાર્ય આપણી બુદ્ધિ તથા આપણી ઉચ્ચતર મનોવૃત્તિઓ દ્વારા જ થતું હોય છે. આપણી સાત્ત્વિક વૃત્તિ સંસારરૂપ રાજ્યની ઉત્કૃષ્ટ વ્યવસ્થા રાખે છે અને સર્વત્ર ઉત્તમ પ્રભાવ પાડીને સંસારરૂપ રાજ્યનાં સર્વ સૂત્રો આત્મારામ મહારાજના વરદ હસ્તમાં સમર્પી દે છે. ત્યાર પછી સમસ્ત રાજ્યનો કાર્યભાર દૈવી સંપત્તિરૂપ મહારાજ્ઞી તથા દૈવી ગુણરૂપ યુવરાજના તંત્રથી ચાલવા માંડે છે. જ્યાં આવા રાજ્યકાર્યભારનો આરંભ થયો એટલે પછી

આપણું જીવન અનંત આનંદ, અનંત શક્તિ તથા અનંત સૌન્દર્ય-વડે મંડિત થઈ જાય છે; અને આપણા જીવનની અપૂર્ણતા તથા એકપક્ષીયતાનો સર્વથા લોપ થાય છે. એનું કારણ એ છે કે, તેનો કાર્યભાર એકલા શરીરની કિંવા એકલા મનની અથવા તો એકલા આત્માની ઇચ્છાપર અવલંબી રહેતો નથી; કિન્તુ જેવી રીતે અંગ્રેજી રાજ્યપદ્ધતિમાં પ્રજાની બે સભાઓ તથા રાજા એવી રીતે ત્રણની એકત્ર ઇચ્છા પ્રમાણે રાજ્યકાર્યભાર ચાલે છે, તે જ પ્રમાણે આપણા જીવિતનો કાર્યભાર પણ શરીર, મન તથા આત્મા એ ત્રયીની એકત્ર ઇચ્છાથી જ ચાલવા માંડે છે. અને ત્યાર પછી શરીર આત્મોન્નતિના કાર્યમાં વિઘાતક થઈ પડે છે, એ પ્રમાદમૂલક માન્યતાના યોગે પ્રચારમાં આવેલાં અપવાસ, પંચાગ્નિસાધન તથા ધૂમ્રપાન જેવાં દેહને કષ્ટ આપીને તથા શુષ્ક કરીને જર્જરિત કરી નાખનારાં સાધનો આપણને સર્વથા નિરુપયોગી તથા ત્યાજ્ય જ ભાસવા માંડે છે. તે જ પ્રમાણે શારીરિક શક્તિ, દૃઢતા, કાઠિન્ય અને સૌષ્ટવ ઇત્યાદિની વૃદ્ધિ કરીને જો દેહની પૂર્ણ ઉન્નતિ કરવાની હોય, તો મન તથા આત્મા પ્રતિ લેશ માત્ર પણ લક્ષ આપવું નહિ, એવી જે આજ સુધી અનેક જનોની માન્યતા છે, તે પણ આત્મોન્નતિમાટે દેહને દંડવાની માન્યતા પ્રમાણે જ પ્રમાદમૂલક છે, એવો આપણો નિઃસંશય નિશ્ચય થઈ જાય છે. આત્મોન્નતિમાટે દેહની વિડંબના કરવી એ જેવી રીતે આપણને અનાવશ્યક તથા અવિચારમૂલક જણાય છે, તેવી જ રીતે દેહની સત્ય તથા સંપૂર્ણ ઉન્નતિમાટે આત્મા તથા મનની વિડંબના કરવાનો પ્રકાર પણ અનાવશ્યક તથા અવિચારમૂલક જ દેખાય છે. આ ઉભય માર્ગો અત્યાચાર-મય હોવાથી 'अति सर्वत्र वर्जयेत्' એ લોકમાન્ય કિંવદંતી અનુસાર

એકસરખી રીતે જ સામ્ય સિદ્ધ થાય છે. આપણી ખરેખરી ઉન્નતિમાટે શરીર, મન અને આત્મા એ ત્રણે પદાર્થો સર્વથા એકસરખી રીતે આવશ્યક તથા મહત્ત્વનાં છે; અને એટલા-માટે જેની આત્મોન્નતિ કરી લેવાની ઇચ્છા હોય, તેણે એ ત્રણ-માંથી એક પણ વસ્તુનો અનાદર કરવાનો નથી. ઉપર્યુક્ત ઉભય અત્યાચારોના મધ્યમાંનો જે પક્ષ છે તે જ જીવિતસાફલ્યનો સત્ય માર્ગ છે. આ માર્ગમાં વિચરનારા પુરુષો મિતાચારી જ હોય છે. પોતાના આત્મા, મન તથા શરીર એ ત્રણ પદાર્થો તો શું, પરંતુ આ વિશ્વમાં પરમેશ્વરે જે કાંઈ પણ ઉત્પન્ન કરેલું છે, તે સર્વ આપણા કલ્યાણ તથા આપણા ઉપયોગમાટે જ ઉત્પન્ન કરેલું છે; માત્ર તે સર્વ પદાર્થોનો ઉપયોગ દક્ષતાથી કરવો જોઇએ, એમ જ તે મિતાચારી પુરુષોને ભાસ્યા કરે છે. મિતાચારીઓની કર્મેન્દ્રિયો તથા જ્ઞાને-ન્દ્રિયોની શક્તિ તેમના તે મિતાચારના પરિણામે વધારે અને વધારે બળવતી થતી જાય છે. તેમના શરીરની સ્થૂલતા તથા જડતાનો લોપ થાય છે અને તેમનું શરીર વધારે અને વધારે શુદ્ધ, કોમળ તથા સૂક્ષ્મ થવા માંડે છે. મિતાચારી થવા પૂર્વે તેમની કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયોની શક્તિનું જે પ્રમાણ હોય છે, તેના કરતાં મિતાચારી થવા પછી તેમની કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયોની શક્તિ અનંતગણા પ્રમાણમાં વધી જાય છે. આ શક્તિનું પરિણામ એ થાય છે કે, જે દિવ્યલોક અત્યાચારી મનુષ્યને સદા અગમ્ય તથા અગોચર હોય છે, તે દિવ્યલોક મિતાચારીઓમાટે સ્વાભાવિક જ આ જડ દેહમાં જ સુગમ્ય તથા ગોચર થઈ જાય છે. જેમની ઇન્દ્રિયશક્તિ અલ્પ હોય છે તેમનો ગોચર લોક પણ અલ્પ હોય છે; અને જેમની ઇન્દ્રિયશક્તિ મહતી તથા વિશેષ વિકાસને પામેલી હોય છે, તેમનો ગોચર લોક પણ તેટલા જ પ્રમાણમાં

મહાન્ તથા વિકસિત થયેલો હોય છે. જેમના ગોચર લોકની મર્યાદાઓ અતિ વિસ્તૃત થએલી હોય છે, તેવા લોકોને જ સાધારણ મનુષ્યો દિવ્યદષ્ટિ મહાત્મા કહીને ઓળખે છે. મિતાચારના પ્રભાવથી જ્યાં એકવાર દિવ્ય દૃષ્ટિ તથા દિવ્ય શક્તિની પ્રાપ્તિ થઈ ગઈ એટલે પછી આપણને સૃષ્ટિના ઉચ્ચતર નિયમોનું જ્ઞાન પણ પ્રાપ્ત થઈ જાય છે. એમ થયા પછી લોકો કહે છે તેવી દિવ્ય દૃષ્ટિ તથા અદ્ભુત શક્તિ અમુક એક મહાત્મામાં હતી કે નહિ, એ વિશેની નકામી માથાફોડમાં આપણે આપણા સમયનો કદાપિ દુરુપયોગ કરતા નથી; કારણ કે, દિવ્ય ઘટનાઓને જાણવાની તથા દિવ્ય કાર્યોને કરવાની શક્તિ આપણને પોતાને જ પ્રાપ્ત થયેલી હોય છે અને તેથી બીજાઓ પાસેથી મેળવેલા વાસી અને એઠા જ્ઞાનવડે સામાન્ય જનોને માર્ગ બતાવવા જેવી આપણી સ્થિતિ હોતી નથી. આપણે લોકોને જે કાંઈ પણ કહીએ છીએ તેનો આપણને અનુભવ થયેલો હોય છે અને તેથી આપણું તે કથન સર્વથા નિશ્ચયાત્મક જ હોય છે. કેટલીક ઘટનાઓ તથા કેટલીક વાર્ત્તાઓ એવી હોય છે કે જે કહેવા તથા સાંભળવાથી જરા પણ સમજી શકાતી નથી અને તેથી જો તેમના જ્ઞાનની પ્રાપ્તિ કરી લેવી હોય તો તેમનો અનુભવ જ કરવો પડે છે; વળી અમુક એક પ્રકારનું આચરણ કરવામાં આવે, તો જ તે અનુભવ મળી શકે છે અને તે વાર્ત્તાના સત્ય જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકે છે. 'देवो भूत्वा देवान् यजेत' 'અર્થાત્ દેવ થઈને દેવોને યજો !' એવા અર્થનું જે એક શ્રુતિવાક્ય છે, તેનો ગર્ભિત આશય પણ એ જ છે. જ્યાં સુધી આપણે પોતે દેવ નથી થયા ત્યાં સુધી દેવપૂજાના સત્ય મર્મને આપણે કદાપિ જાણી શકતા નથી. જ્યાં સુધી આપણે હરિ ન થઇએ, અને

જ્યાં સુધી આપણી પ્રત્યેક કૃતિ તથા આપણા પ્રત્યેક વિચારમાં હરિગુણ ન ઝળકી નીકળે, ત્યાં સુધી આપણે સત્ય **હરિકીર્ત્તન** કરી શકવાના નથી તે નથી જ. કેટલાક વિશ્વમાન્ય સંતજનોએ કરેલાં કીર્ત્તન જ ખરાં હરિકીર્ત્તન હતાં અને તેનું કારણ એ હતું કે તેઓ પોતે જ હરિમૂર્ત્તિ થઈ ગયા હતા. તેમનામાંના હરિગુણની પૂર્ણતાનો તેમનાં આચરણો પદે પદે પરિચય કરાવતાં હતાં. અત્યારના ઉદરંભર મહાત્મા (?)નાં કીર્ત્તનો એટલે સત્ય કીર્ત્તનનાં શબો જ હોય છે; કારણ કે, આજકાલના ઘણાખરા હરિદાસ મહાત્માઓમાં ઈશ્વરત્વનો ગંધ માત્ર પણ હોતો નથી.

આપણે મિતાચારી થતાંની સાથે જ આપણી કર્મેન્દ્રિયો, જ્ઞાનેન્દ્રિયો, બુદ્ધિ તથા આપણા આત્માની સર્વ શક્તિઓ પૂર્ણ વિકાસને પામે છે. અન્ય કોઇની પણ સહાયતા વિના આપણને પોતાની મેળે જ દિવ્ય નિયમો તથા દિવ્ય સત્યનું જ્ઞાન થવા માંડે છે. અર્થાત્ આપણે અતીન્દ્રિયજ્ઞાની થઈ જઇએ છીએ. ત્યાર પછી આપણે જે કોઇના પણ સંબંધમાં આવીએ છીએ, તે સર્વને આપણા પ્રત્યક્ષ ઉદાહરણના યોગે આપણા સમાન થવાની બુદ્ધિ થાય છે. જેવી રીતે કસ્તૂરીના લોકોત્તર પરિમલનું તેની સમીપ આવનાર પ્રત્યેક વ્યક્તિની ઘ્રાણેન્દ્રિયમાં પરિણામ થાય છે, તે જ પ્રમાણે આપણી સમક્ષ આવનારા પ્રત્યેક મનુષ્યના મનમાં આપણી આત્મોન્નતિનું સુપરિણામ થયા વિના રહેતું જ નથી. કસ્તૂરીના પરિમલથી ઘ્રાણેન્દ્રિય સંતૃપ્ત થતાં જેવી રીતે લોકોત્તર આનંદ થાય છે, તે જ પ્રમાણે આપણા આત્મામાંથી નીકળતા તથા દશ દિશામાં એકસરખી રીતે પ્રસરતા દિવ્ય દ્રવ્યનો જે કોઇને પણ સંપર્ક થાય છે, તે સર્વના મનમાં વિલક્ષણ સ્ફૂર્ત્તિનો આવિર્ભાવ થતાં તેઓ

એક પ્રકારના અપ્રતિમ આનંદને અનુભવે છે. આ કારણથી જ તુલસીદાસ જેવા મહાત્માઓએ કહેલું છે કેઃ—

"એક ઘડી આધી ઘડી આધીકી પુનિ આધ;
તુલસી સંગત સંતકી, કટે કોટિ અપરાધ!"

સજ્જનોના ઉન્નત આત્માને કસ્તૂરીની ઉપમા જેટલા પ્રમાણમાં યોગ્ય છે, તેટલા જ પ્રમાણમાં દુર્જનોના અવનત આત્માને ગટરની ઉપમા જ ઉચિત તથા સમર્પક છે. ગટરપાસે જનાર મનુષ્યનું માથું ગટરમાંથી નીકળતા દુર્ગંધવડે જેવી રીતે ભમી જાય છે અને તેને ત્રાસ થાય છે; તે જ પ્રમાણે દુર્જન મનુષ્યના અવનત આત્મામાંથી નીકળતા દુષ્ટ દ્રવ્યોના સંપર્કથી તેની સાથે સંબંધ ધરાવનારા પ્રત્યેક મનુષ્યની આત્મિક હાનિ થાય છે. ઉન્નત આત્મામાંથી સતત નીકળતા દિવ્ય તેજનો પ્રભાવ એવો તો અદ્ભુત તથા વિલક્ષણ હોય છે કે જે કોઈ પણ તત્સમીપ જાય છે તેને ઉચ્ચ પ્રેરણા થતાં અવશ્ય આત્મોન્નતિના માર્ગમાં તેની પ્રવૃત્તિ થાય છે. અર્થાત્ સજ્જનસંમેલન સર્વને જ કલ્યાણકારક થાય છે અને અવનત આત્મામાંથી નિરંતર નીકળતા ગાઢ અંધકારનો પ્રભાવ એવો તો અધમ હોય છે કે તેના સંબંધમાં આવનારની બાધક અને અધિક અવનતિ જ થતી રહે છે.

હિન્દુસ્તાનના, આગ્નેય દિશામાંના દ્વીપસમૂહોમાંના, કેટલાક મશાલાના બેટો વિશે સમુદ્રનિવાસી નાવિકો વારંવાર એમ જણાવે છે કે, તે બેટો દૃષ્ટિથી ન દેખાતા હોય તો પણ શાંત સાગરપૃષ્ઠપર તે બેટમાંનાં ચંદન, તજ અને લવંગ ઇત્યાદિકનાં વૃક્ષોપરથી આવતા સુગંધયુક્ત વાયુના યોગે તે બેટો બહુ નિકટમાં જ હોવા જોઇએ, એમ તત્કાળ જણાઈ આવે છે. સુવૃક્ષોના પરિમલથી નિકટમાં આવનારની ઘ્રાણેન્દ્રિયને સંતૃપ્ત કરીને તેમનામાં

ઉત્તેજના તથા આનંદને પ્રેરનારા તે બેટા સમાન જે મનુષ્યના આત્મા પોતાના સદ્દગુણુવડે લોકોને સદૈવ પ્રોત્સાહન તથા આનંદ આપ્યા કરે છે, તે જ આત્મા ખરેખર ધન્ય છે! આવા પવિત્રાત્મા મનુષ્યો જ્યાં જ્યાં જાય છે, ત્યાં ત્યાંના લોકોના હૃદયમાં તેમના સદ્દગુણોનો છાપ તત્કાળ પડી જાય છે. ચંદ્રનો ઉદય થતાં સમુદ્રમાંની ઓટનો અંત આવી જાય છે અને સૂર્યનો ઉદય થતાં નિશાગત અંધકારનો લય થાય છે; અને તે ઓટ તથા અંધકારના સ્થાનમાં ભરતી તથા પ્રકાશનો આવિર્ભાવ થાય છે; તે જ પ્રમાણે દૈવી ગુણુમંડિત પુરુષોનું જ્યાં આગમન થાય છે, ત્યાંથી વિપત્તિ તથા દીનતા પલાયન કરી જાય છે અને ત્યાં સંપત્તિ તથા સૌખ્યની રેલ છેલ થતી દેખાય છે. એ મહાત્માઓ જ્યારે માર્ગમાં ચાલ્યા જતા હોય તે વેળાયે જો કોઈ અપંગ, રોગગ્રસ્ત કિંવા પાપાત્મા પ્રતિ દયાથી દૃષ્ટિપાત કરે છે, અથવા તો તેમની બાજૂમાં ચાલ્યા જતા કોઈ મનુષ્યપર તેમની છાયા પડી જાય છે, તો તે વેળાયે તે સર્વને જાણે પરમાત્મા જ તેમને આવી મળ્યા હોયની! એ પ્રમાણેનો જ ભાસ થવા માંડે છે. એ સત્સમાગમના યોગે તેમને વિલક્ષણ ઉત્સાહનો સાક્ષાત્કાર થતાં નવીન ઉત્તેજના આવેલી જણાય છે અને તેમના મનનું અલૌકિક સમાધાન થઈ જાય છે. સત્સમાગમનું સુપરિણામ જેવું મનુષ્યના મનમાં થાય છે, તેવું જ તે મનુષ્યેતર જાતિ એટલે કે પશુ પક્ષી આદિના મનમાં પણ થયા કરે છે. આ વિલક્ષણ પ્રભાવને પોતામાં ખેંચી લાવવાની શક્તિ કૃપાનિધિ પરમાત્માએ આપણામાંના પ્રત્યેક મનુષ્યને આપેલી છે, એ વાર્ત્તા આપણા મનમાં દૃઢ થઈ જાય એટલે પછી આપણો આનંદ એટલો બધો છલકાઈ જવા માંડે છે કે, ત્રિલોકમાં પણ તેનો સમાવેશ થઈ શકતો નથી. પરમાત્મા

સાથે આત્માની એકતા થતાં જ્યાં બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ થઈ એટલે પછી આપણુને જે બ્રહ્માનન્દ થાય છે, તે બ્રહ્માનંદના ઉત્સાહમાં આવા આશયના ઉદ્‌ગારો પોતાની મેળે જ આપણા મુખમાંથી નીકળવા માંડે છે; "આપણુને શાશ્વત જીવિતની પ્રાપ્તિ થયેલી છે; ચરાચર વિશ્વમાંની સર્વ વસ્તુઓ દૈવી દેખાવા માંડી છે; આપણે જે કાંઈ આરોગીએ છીએ તે અમૃતમય થયેલું છે અને જે કાંઈ પીએ છીએ તે પેય પણ પીયૂષમય જ છે. ઇન્દ્રધનુષ્ય-માંના પરસ્પર મળી ગયેલા અપ્રતિમ દિવ્ય રંગોને જોઇને તે પરમ કારુણિક વિશ્વપિતાના અલૌકિક ચમત્કારથી આપણે સર્વથા આશ્ચર્યમૂઢ થઈ જઇએ છીએ; તેમ જ શુક, મેના અને કોકિલા આદિના કર્ણમધુર કૂજન તથા તેમના તે રંગવિરંગી પક્ષો, પોતાના પરિમલથી દશ દિશાને ભરી નાખનારાં કોટયવધિ સુવાસિક સુમનોના અવર્ણનીય રંગો તથા તેમની અનુપમ શોભા, ઉદયાચલ-પર સ્થિત થઇને પોતાના આરક્ત કિરણરૂપ સુવર્ણજળથી બાલ-રવિ જેને પ્રાતઃસ્નાન કરાવી રહ્યો છે એવી તે પ્રભાતસમયની શાંત, સૌમ્ય, તેજસ્વિની અને ઝગમગતી સૃષ્ટિદેવીની દિવ્ય મૂર્ત્તિ તેમ જ બાણુ ભટ્ટ જેવા કુશળતમ કવીશ્વરથી પણ જેનું યથાર્થ વર્ણન નથી કરી શકાયું તેવી ગંભીર તથા ઉદાત્ત સંધ્યાવેળા આદિ તે સચ્ચિદાનન્દની અગાધ ચમત્કૃતિઓને નિહાળીને ' જબ મિલી બ્રહ્મકી જોડી; તબ કયા ભૈરવોં કયા ગોડી! ' એવા પ્રકારની જ આપણી સ્થિતિ થઈ જાય છે !" ઇત્યાદિ. **અનંતની અનુભૂતિ** થઈ જાય અને તે આપણા આચાર તથા વિચારમાં પદે પદે દૃષ્ટિગોચર થવા માંડે, એટલે આપણુને સર્વ પદાર્થોની સંપૂર્ણ પ્રાપ્તિ થઈ ચૂકી છે, એમ નિશ્ચયપૂર્વક સમજી લેવાનું છે.

બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ થતાં મનુષ્યમાં કેટલી બધી સુષ્ટુતા

તથા સુરસતાનો આવિર્ભાવ થાય છે અને તેને કેટલા બધા સૌખ્ય તથા વૈભવની પ્રાપ્તિ થાય છે, એની સત્ય કલ્પના તો જે મહાત્માઓ તે સ્થિતિને અનુભવતા હોય છે, તેઓ જ માત્ર કરી શકે છે; ઇતર જનોથી તેની કલ્પના કરી શકાતી નથી.

બ્રાહ્મી સ્થિતિની પ્રાપ્તિ કરવી એટલે તે પરમાત્માની અપાર તથા સર્વશ્રેષ્ઠ સંપત્તિના અગાધ નિધિને પ્રાપ્ત કરી લેવા સમાન જ છે. બ્રાહ્મી સ્થિતિને પ્રાપ્ત થયેલો મહાત્મા ઉપરના સ્વર્ગને નીચે પૃથ્વીપર લઈ આવે છે, એમ કહેવા કરતાં તે ભૂતલને ઉચ્ચ કરીને આ સંસારને જ સ્વર્ગ બનાવી દે છે, એમ કહેવું તે અધિક યથાર્થ તથા અધિક સમર્પક છે. દીનતા તથા દુર્બળતાને ટાળીને તેમના સ્થાનમાં સૌખ્ય તથા સામર્થ્યનો આવિર્ભાવ કરવો, આધિવ્યાધિનું નિર્મૂલન કરીને તેમના સ્થાનમાં આરોગ્ય તથા આનન્દનો આરોપ કરવો, ભય તથા સંશયને ઉચ્છેદીને તેમના સ્થાનમાં શ્રદ્ધા તથા દૃઢ વિશ્વાસનું સંવર્ધન કરવું તેમ જ ભાવિ આશાના સ્થાનમાં સદ્યઃ ફલપ્રાપ્તિની યોજના કરવી, એ જ ભૂતલને ઉદ્ધારીને તેને સ્વર્ગના રૂપમાં ફેરવી નાખવાની મુખ્ય ક્રિયા છેઃ એ જ અનન્ત શાન્તિ, અનન્ત શક્તિ તથા અનન્ત સમૃદ્ધિની પરિપૂર્ણતા અને એનું જ નામ છે **અનન્તાનુભૂતિ** !

ॐ शान्तिः शान्तिः शान्तिः

**સમાપ્ત**